વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ ઈનામ લાયબ્રેરી માટે મંજુર કરેલી

# વીરાંગનાની વાતો

## ( સચિત્ર ઐતિહાસિક વાર્તાસંગ્રહ )


લેખક અને પ્રકાશક:

**તારાચંદ્ર પોપટલાલ અડાલજા.**

એલ. ટી. એમ.

'વીરની વાતો', 'પ્રેમ-પ્રભાવ', 'અજામિલ કિંવા ગરીબનું નસીબ ગરીબ',
'હાથવણાટ' વિ. ના લેખક: કોઠી પાસે, વડોદરા.


'નામ રહંતા ઠાકરા, નાણાં નહિ રહંત,
કીર્તિ કેરા કોટડા, પાડ્યા નહિ પડંત.'


**પ્રથમાવૃત્તિ**

[વિ. સં. ૧૯૮૭]　　પ્રત ૧૧૦૦　　[ઈ. સ. ૧૯૩૧

**મૂલ્ય રૂ. ૨-૮-૦.**

સોલ એજન્ટસ :

**આર. આર. શેઠની કું. બુકસેલર્સ,**

કેશવબાગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.

### કવિત

પ્રેમ શૌર્ય મૂર્તિ શ્રીશક્તિ હે પ્રસિદ્ધ પૂર્ણ
'કીર્તિરેવ મુક્તિ' કી ધ્વજા ફહરાતી હે
બાર બાર બીરતાસે શત્રુકો બીદારતી હે
કરમેં કૃપાન રણચંડી સી કહાતી હે
મન મજબૂતવારી ભવ્ય ભૂજા બલ ભારી
બહાદૂર નારી જાન માલ કોં બચાતી હે
કહે હરદાન કવિ ભવ્ય ભૂમિ ભારત મેં
દેખો દિવ્ય અંગના વીરાંગના દીખાતી હે

રાજ્યકવિ હરદાનભાઈ પીંગળશીભાઈ
ભાવનગર.

અમદાવાદ-ધી 'ડાયમંડ જ્યુબિલી' પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે
રા. રા. ટી. પી. અડાલજા માટે છાપ્યું. તા. ૧-૪-૩૧.

અ. સૌ. ધર્મધુરંધર ગૌબ્રાહ્મણપ્રતિપાળ

**શ્રીમતી મહારાણી સાહેબ શ્રી મનહરકુંવર બાસાહેબ.**

સ્ટે. ધરમપુર (પ્રાંત રામનગર.)

કન્યાકેળવણીના પ્રચારમાં ખુબ રસ લઈ કન્યાઓ કેળવણી ઉપરાંત ગૃહ-શિક્ષણ અને લલિતકળાનું જ્ઞાન સંપાદન કરે તે માટે આપે અંગત દેખરેખ રાખીને કન્યાકેળવણીના કાર્યમાં મોટો હિસ્સો આપ્યો છેઃ

ધરમપુરના ધર્મદ્વારે સ્થપાયલી અનેક પ્રજાહિતની સંસ્થાઓને ખીલવીને પ્રજાને સંસ્કારી બનાવવાના ભવ્ય મનોરથો સેવીને આપ તન મન અને ધનથી સદાય સહાય કરો છોઃ

નિરાશ્રિત અને નિરાધાર માનવપ્રાણીને નિત્ય ભોજન આપીને, **રસીકકુંવરબા ફીમેલ હોસ્પીટલ**માં માંદાની માવજત ઉપર દેખરેખ રાખીને–દર્દીઓને આશ્વાસન આપીને–દેશી વૈદકશાસ્ત્રને ઉત્તેજન આપવા માટે સ્થાપેલી **શ્રી મનહરકુંવરબા આયુર્વેદિક ઔષધાલય**નો પ્રજાને છુટથી લાભ આપીને–ગરીબગુરબાં ઉપર રહેમ નજર રાખીને આપ 'દયા ધર્મકા મૂલ હૈ' એ સુત્રનું પ્રતિપાદન કરો છોઃ

ધરમપુરમાં ઉજવાતા ધાર્મિક ઉત્સવોમાં જાતે હાજર રહીને અને સત્યનારાયણ અને બીજી ધાર્મિક સંસ્થાઓ સ્થાપીને આપ પ્રજાજનોને ધાર્મિક ભાવનાની પ્રેરણા આપો છોઃ

જીવદયાના હિમાયતી હોઇ ગાયો–નિર્દોષ મુંગા પશુપ્રાણીઓ અને બ્રાહ્મણો તરફ સદ્‌ભાવ અને સહાનુભૂતિ બતાવીને આપ ગૌબ્રાહ્મણપ્રતિપાળની પદવીનું સાર્થક કરો છોઃ

આખા હિંદમાં અને યુરોપ, ચીન, જાપાન આદિ દેશોમાં પર્યટન કરીને આપે મેળવેલા અનુભવ અને જ્ઞાનનો આપ પ્રજાના ઉત્કર્ષમાં ઉપયોગ કરી રહ્યા છોઃ

વીર ગોહીલકુળમાં અવતરી, ક્ષત્રિશ્રેષ્ટ ગેહલોટ–સિસોદીયા કુળમાં રાજરાણીનું પદ પ્રાપ્ત કરીને શુરી ક્ષત્રિયાણીના સદ્‌ગુણોથી આપ ઉભય કુળની કીર્તિ દીપાવી રહ્યા છોઃ

ધરમપુરનરેશ મહારાણાશ્રી વિજયદેવજી રાણા સાહેબની પ્રજાહિતની અનેક પ્રવૃત્તિઓમાં 'કાર્યેષુ મંત્રી' બનીને આદર્શ અર્ધાંગના તરીકે આપ સુંદર સાથ આપી રહ્યા છોઃ

સંસ્કારી સાહિત્ય પ્રત્યે આપ સદ્‌ભાવ ધરાવો છોઃ

આવા આપના સદ્‌ગુણોથી આકર્ષાઇને પ્રાચીન આદર્શ વીરાંગનાઓની કીર્તિ-કથા રૂપી આ પુસ્તક આપ શ્રીમતિને અર્પણ કરી કૃતાર્થ થઉં છું:

ગુણાનુરાગી

**તા. પો. અડાલજા.**

# નિવેદન

---

'**વીરની વાતો**'ની લોકપ્રિયતાએ અમારા કદરદાન વાંચકોને '**વીરાંગનાની વાતો**' માટે અધીરા બનાવી મુક્યા છે. આજે એમની જીજ્ઞાસા સંતોષવાનો શુભ અવસર સાંપડે છે તે માટે પરમ કૃપાળુ પરમાત્માનો અમે પાડ માનીએ છીએ.

પાંચેક વર્ષ ઉપર એક વાંચકબંધુએ '**વીરની વાતો**' ની માફક અમે '**વીરાંગનાની વાતો**' કાં પ્રગટ ન કરીએ? એવી સુચના કરી, અમને એ સુચના ગમી, અને '**વીરની વાતો–ભાગ બીજા**'ની બીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં અમે '**વીરાંગનાની વાતો**' પ્રગટ કરવાનું જાહેર કર્યું.

એ જાહેરાત પછી વખતોવખત સુજ્ઞ વાંચકબંધુઓ તરફથી એ પુસ્તક સત્વર પ્રગટ કરવા આગ્રહભરી ભલામણો થયા કરી છે. પરંતુ '**વીરની વાતો**' જેવાજ જોરદાર પ્રસંગો અને સાધનસામગ્રી સાથે '**વીરાંગનાની વાતો**' બહાર પાડવાનો અમારો સંકલ્પ હોવાથી ગમે તેવા સ્વરૂપમાં તે પ્રગટ કરી દેવાની ઉતાવળ અમે કરી શક્યા નથી. પ્રગતિના આ જમાનામાં જનસમાજ ગમે તેવું ચલાવી લેવાની વૃત્તિ બતાવે એમ અમે માનતા નથી, અને તેથીજ તાત્કાળીક મળતો લાભ ગુમાવીને પણ અમે અમને પોતાને પુરતો સંતોષ થાય તેવી સાધનસામગ્રીની તૈયારી થયા પછી જ આ પુસ્તક પ્રગટ કરીએ છીએ.

આટલા વિલંબ પછી પણ '**વીરાંગનાની વાતો**' અમે સુંદર સ્વરૂપમાં અમારા કદરદાન વાંચકોના ચરણે ધરવા ભાગ્યશાળી થયા છીએ તેનાથી તેમણે ધરેલી ધીરજનો ખંગ વળી રહેશે એવી અમને સંપૂર્ણ શ્રદ્ધા છે.

સ્ત્રીશક્તિનો પરચો બતાવનારી અનેક શુરવીર સ્ત્રીઓ આ વીરભૂમિમાં પાકી છે; પોતાના શિયળના સંરક્ષણ માટે, કુળની કીર્તિ માટે, નેકટેકને માટે, પ્રતિજ્ઞાપાલન માટે, જાનમાલના રક્ષણ માટે કે કર્તવ્યના પરિપાલન માટે અનેક પરાક્રમી પ્રમદાઓએ શસ્ત્રો સજ્યાં છે, અનેક વીરાંગનાઓએ પોતાની વીરતાનું પ્રદર્શન કર્યું છે, અનેક અબળાઓએ પ્રબળા હોવાનું પ્રત્યક્ષ પારખું આપ્યું છે, અસંખ્ય અર્ધાંગનાઓએ ભીડના વખતમાં પતિને સહકાર આપ્યો છે, અને સંખ્યાબંધ સન્નારીઓએ ઘરને આંગણે કે બહાર–ગામમાં કે રણાંગણમાં સ્ત્રીશક્તિના સત્ય સ્વરૂપનું દિગ્દર્શન કરાવ્યું છે.

શૂરવીરતા માત્ર રણે ચડેલી રણચંડી જ બતાવી શકે એવું કંઈ નથી. ઘરમાં કે ગામમાં–સીમમાં કે ખેતરમાં પોતાની આબરૂ કે ઢોરના સંરક્ષણ માટે, એકલા કે બીજાની સંગાથે, માત્ર શારિરીક શક્તિ કે શસ્ત્રની સહાયથી–અરે કેવળ દૃઢ મનોબળથી પણ શત્રુની સામે ઝઝુમવામાં પણ ખરી વીરતા પ્રદર્શિત થાય છે, અને એવી સ્ત્રી વીરાંગનાના બિરદને પ્રાપ્ત કરે છે. **'વીરાંગનાની વાતો'** ના આ પુસ્તકમાં આવી વીરાંગનાઓના અદભૂત શૌર્યનું દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે.

**'વીરાંગનાની વાતો'**ના પ્રસંગો પ્રાપ્ત કરવામાં અમે અમારા સ્નેહી શ્રી. **ધીરસિંહ વ્હેરાભાઈ ગોહિલ**ના રૂણી છીએ. ભાઈ **ધીરસિંહ** કાઠિયાવાડી કંઠસ્થ સાહિત્યના જબરા સંગ્રાહક છે. **વીરાંગનાની વાતો** માટે આ પુસ્તકમાં પ્રગટ થયેલી **રૂપાળીબા**, **રૂડી**, અને **પરાક્રમી પાંચુ** નામની વાતોના પ્રસંગો ઉપરાંત આમાં પ્રગટ ન થયેલા બીજા કેટલાક પ્રસંગો પણ તેમણે પુરા પાડયા છે.

**મલ્લી**નો પ્રસંગ પુરો પાડવા માટે **હળવદ**ના શ્રી. **મોતીરામ મયારામ દવે**ના અમે આભારી છીએ. એ ભાઇને અમારા **'વીરની વાતો'**ના પુસ્તકો ખુબ ગમી ગયેલાં એટલે **'વીરાંગનાની વાતો'**

માં આ પ્રસંગ ખાસ મુકવા જેવો છે એમ જણાવી તેમણે મલ્લી સંબંધી ચોક્કસ હકીકત મેળવી આપી, જેના આધારે મલ્લીની વીર-રસથી ભરપૂર વાર્તા પ્રગટ થવા પામી છે.

અમારા શુભેચ્છકો—વળાના રાજકવિ શ્રી ઠારણભાઈ મધુભાઈએ તેમજ ભાવનગરના રાજકવિ શ્રી હરદાનભાઈ પીંગળશીભાઇએ પણ વીરાંગનાની વાતો માટેના પ્રસંગો પુરા પાડયા છે તે માટે અમે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ. એ પ્રસંગો આ પુસ્તકમાં પ્રગટ થવા પામ્યા નથી. ભવિષ્યમાં તે જરૂર પ્રગટ થશે.

અને આ પુસ્તકના ચિત્રો માટે તો અમે મહાગુજરાતના લગભગ તમામ ચિત્રકારોના રૂણી છીએ. સુવિખ્યાત કળાકાર શ્રી. રવિશંકર રાવળ તથા શ્રી. કનુ દેસાઇએ પોતાની અમૂલ્ય સલાહ અને સૂચનાઓનો લાભ અમને આપ્યો છે; અમારી વાતોના ચિત્રો કરવામાં મોજ માનનાર અમારા પરમ સ્નેહી શ્રી. રવિશંકર પંડિતે ચિત્રોમાં મૂર્તિમંત વીર રસ ખડો કર્યો છે; ચિત્રકળાના ઉત્કર્ષ માટે ધગશ ધરાવતા શ્રી હરિલાલ ત્રીવેદીએ આ પુસ્તકમાંના તમામ ત્રી-રંગી અને બીજા સંખ્યાબંધ ચિત્રો દ્વારા ચિત્રકળામાં પોતે કરેલી પ્રગતિનો અચ્છો પરિચય કરાવ્યો છે; ટુંક સમયમાં નામના મેળવ-નાર શ્રી. કલાબ્ધિએ પણ પોતાની કળાની થોડીક વાનગી પીરસી છે, અને શ્રી છોટાલાલ જોશીએ તમામ વાર્તાઓના મથાળે અને છેડે મુકેલાં શોભાચિત્રો દોરીને પુસ્તકના આકર્ષણમાં ઉમેરો કર્યો છે. આ સર્વ ચિત્રકારોની અમારા તરફની મમતાની નોંધ લેતાં અમને હર્ષ થાય છે.

**‘વીરાંગનાની વાતો’**ની સામગ્રી ધાર્યા કરતાં લગભગ બમણી બની ગઇ છે, છતાં તેની કિંમતમાં અમે જરાપણ વધારો કર્યો નથી, એટલુંજ નહિ, પરંતુ અગાઉથી જાહેર કરેલી કિમત રૂા. ૩ ને બદલે વીરની વાતોના ત્રણે ભાગ જેટલીજ—રૂા. ૨—૮—૦ જ રાખેલ છે.

આટલી બધી સામગ્રી આટલી સસ્તી કિંમતે આપવા માટે અમારે કેટલાક ભાઈઓનો રોષ વ્હોરી લેવો પડે છે, કેટલાકને એ વસ્તુ 'અણુ ઉકેલ કોયડા' જેવી લાગે છે, કેટલાક કિંમત વધારવાની સૂચના કરે છે; પરંતુ અમે અમારા ઉદ્દેશને વળગી રહેવાનો નિશ્ચય કર્યો છે. સારામાં સારી વસ્તુ તદ્દન વ્યાજબી કિંમતે મળે તોજ તેનો સારો સત્કાર થાય એ વાત સ્પષ્ટ છે, અને તેથીજ સારા સાહિત્યના પ્રચારને અર્થે કિંમત બની શકે તેટલી ઓછી રાખવાનો અમે નિયમ રાખ્યો છે. અમારા કદરદાન વાંચકો આ રહસ્ય સમજે અને અમારા પુસ્તકોને વધુને વધુ ઉત્તેજન આપતા રહે એજ અભ્યર્થના.

**'વીરની વાતો'**ના **પુ. ૪ થા** માટે વાંચકો વારંવાર ઉઘરાણી કર્યા કરે છે. અમે આજ સુધીમાં તે પ્રગટ કરી દીધું હોત, પરંતુ **'પ્રેમ-પ્રભાવ'** અને **'વીરાંગનાની વાતો'** ની સામગ્રી તૈયાર કરતાં વધુ વિલંબ થવાથી **'વીરની વાતો' ભાગ ૪ થા**ની ચિત્ર સામગ્રી સંપૂર્ણ થવા પામી નથી. કેટલાંક ચિત્રો હજી બાકી છે તે તૈયાર થતાં **વીરની વાતો**-પુ. ૪થું જેમ બને તેમ જલ્દી વાંચકોના કરકમળમાં રજુ કરવા અમારી ઉમેદ છે જે પ્રભુ પાર પાડો !

અમારા આજ સુધીમાં પ્રગટ થયેલા પુસ્તકોને ઉત્તેજન આપીને અમારા કદરદાન ગ્રાહકોએ તેનો જે સુંદર સત્કાર કર્યો છે તેને માટે અમે અંતઃકરણપૂર્વક તેમનો આભાર માનીએ છીએ અને ભવિષ્યમાં પણ એવીજ સદભાવના રાખે એમ નમ્રભાવે ઇચ્છીએ છીએ.

સાહિત્યસેવાના વધુને વધુ અવસરો અમને સાંપડે અને વાંચકોનાં કરકમળમાં વધુ ને વધુ આકર્ષક અને ઉપયોગી રસસામગ્રી મુકવાને અમે ભાગ્યશાળી થઈએ એવી કૃપા કરવા જગન્નિયંતા શ્રી પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે અમારી નમ્ર પ્રાર્થના છે.

અક્ષયતૃતિયા
વડોદરા-વિ. સં. ૧૯૮૭ } લેખક




**તારાચંદ્ર પોપટલાલ અડાલજા.**

સ્કેચ: શ્રી કનુ દેસાઇ.

## —: અનુક્રમણિકા :—


| | | | |
|---|---|---|---|
| ૧ | રૂપાળીબા | પૃ. ૧ થી | ૫૪ |
| ૨ | રૂડી | ૫૫ | ૯૦ |
| ૩ | સોખડાની રાણી | ૯૧ | ૧૩૦ |
| ૪ | વીરબાળા | ૧૩૧ | ૧૭૦ |
| ૫ | પરાક્રમી પાંચુ | ૧૭૧ | ૨૩૫ |
| ૬ | મણી | ૨૩૬ | ૩૦૮ |


### —: ખાસ નોંધ :—

આ પુસ્તકમાંની **સોખડાની રાણી** અને **રૂપાળીબા** નામની વાર્તાઓની **સીનેમા ફીલ્મ** બનાવવાની પરવાનગી સીનેમા આલમમાં પોતાની કળામય કૃતિઓથી મશહુર થઈ પડેલ મુંબઈની **મહેતા લુહાર પ્રોડકશન્સને** આપવામાં આવી છે.

**લેખક.**

# ચિત્રદર્શન:


૧ વીરાંગના (ત્રિરંગી કેપર)

૨ સિંહનો શિકાર (પુંઠા ઉપરનું ચિત્ર)

૩ રણચંડી (વાર્તાવિભાગને મથાળે)

રૂપાળીબા:

૪ 'સત્વર સીધાવો, શત્રુનો સંહાર કરો...' (ત્રિરંગી) પૃષ્ઠ* ૧

△૫ એના કાનમાંની વાળી ખેંચી રહ્યો હતો. ૬

૬ 'ખબરદાર! એ જુવાનનો વાળ પણ વાંકો થયો તો'... ૮

△૭ 'કોણ બાઇજી?' ૧૧

△૮ પતિનું માથું ખોળામાં લીધું...... ૧૭

△૯ 'હું તો બુંબિયો—ઢોલ વગાડી જાણું'! ૨૧

૧૦ 'આવ્યા છો તો તલવારની મહેમાનગત તો ચાખતા જાઓ!' ૨૮

૧૧ 'ત્યારે તો ગુરૂ કરતાં ચેલા ચડે!' ૩૨

ф૧૨ ઉઘાડી તલવાર સાથે મોખરે ઉભી રહી. ૩૯

ф૧૩ દૂરથીજ રણચંડી સમી રજપૂતાણીને જોઈ લીધી. ૩૯

૧૪ 'ગરાસણી! આવી જા આમ મારી સામે! આજે કાં તો હું નહિં અને કાં તો તું નહિ!' ૫૦

૧૫ 'હં હં બેટા! પડેલા ઉપર પાટુ ન હોય—મરતાને કદી ન મરાય!' ૫૨

૧૬ 'મેં તો મારો સેવકધર્મ બજાવ્યો.' ૫૪

રૂડી:

૧૭ રૂડી જ્યારે વલોણું કરતી ત્યારે......(ત્રિરંગી) ૫૬

૧૮ ભેંસનો કાન પકડીને......એવા જોરથી ખેંચી કે...... ૫૮


---

* જે પૃષ્ઠ ઉપર ચિત્ર છાપેલું છે અથવા જે પૃષ્ઠની સામે ચિત્ર ચોડેલું છે તે પૃષ્ઠ સંખ્યા અહીં આપવામાં આવી છે. ચિત્રને લગતું લખાણ કયા પૃષ્ઠ ઉપર છે તે દરેક ચિત્રની નીચે છાપેલું છે.

△ આ નિશાનવાળા ચિત્રો (રેખાંકનો) વાર્તાના લખાણ સાથેજ છાપેલાં છે.

ф આ નિશાનવાળા ચિત્રો સામસામાં મુકેલાં છે.

Δφ૧૯ 'પૂછો તમારી કામણગારી કીકીઓને !' ૬૨
Δφ૨૦ 'શું કહો છો ? સાચી વાત ?' ૬૩
૨૧ ગાલ ઉપર ચુંટણી ખણી. ૬૪
૨૨ નાકનું નિશાન તાકીને એ વાડલાનો એવા જોરથી ઘા કર્યો કે... ૭૫
Δφ૨૩ પનિહારીને જોઇને..... ૮૨
Δφ૨૪ 'અહાહાહા ! શા રૂપનાં ગુમાન છે ને ?' ૮૩
૨૫ કડીયાળી ડાંગ ઉગામીને ક્રોધથી ધુરકતા દીપડા સામે તે ધસી ૮૫
૨૬ તેને પુરો કરી નાખવા માટે તે શ્વાસભર્યો દીપડા તરફ ધસ્યો ૮૬

સોખડાનો રાણી:

Δφ૨૭ 'હરકત નહિં, બેસો, વૈદ્યરાજ .....' ૯૨
Δφ૨૮ રાજાની નાડી તપાસતો વૈદ્યરાજ...... ૯૩
Δ૨૯ મૂછના આંકડાને વળ દેતાં...... ૯૫
Δ૩૦ 'કહો, કહો, સ્વામી ! શું કરૂં કે જેથી આપના મુખ ઉપર પ્રસન્નતા .....' ૧૦૦
Δφ૩૧ માફાને જોડેલા બળદો દોડતા...... ૧૦૮
Δφ૩૨ 'એ ભાઈ ! આ તરફ, આ રસ્તે,......' ૧૦૯
૩૩ 'છેવટ છેવટ તમારા ઈષ્ટદેવનું સ્મરણ કરી લ્યો, આ રક્તપિપાસુ તલવાર હવે અધીરી બની છે !' ૧૧૩
Δ૩૪ 'દૂર ખસો ! બાયલાઓ ! સાચો રજપૂત સ્ત્રી ઉપર કદી હાથ ઉપાડતો નથી !' ૧૧૫
Δ૩૫ 'બા ! બા ! આ માફો તો ખાલી છે......' ૧૧૮
Δφ૩૬ હિમાળોજી નીચું મ્હોં રાખીને ઉંડા વિચારમાં ઉતરી પડયો છે ! ૧૨૦
Δφ૩૭ 'આ બધી શી ધાંધલ મચાવી છે ? ૧૨૧
Δφ૩૮ 'લે આ અકજ જોટાની પાણીદાર તલવાર !' ૧૨૪
Δφ૩૯ ડાબા હાથમાંની તલવાર તેણે હિમાળોજી તરફ ફેંકી. ૧૨૫
૪૦ 'હિમાળોજી ! તારો પ્રાણ લેવો હોય તો આટલીજ વાર !' ૧૨૬

વીરબાળા:

Δφ૪૧ 'યા ખુદા ! ક્યા ખુબસુરત નાજનીન !' ૧૩૬
Δφ૪૨ પાર્વતી મૈયાના ચરણે પૂજનથાળ ઠલવીને...... ૧૩૭

૪૩ કટારીવાળો હાથ ઉંચો કર્યો અને સરદારના હાથમાં એ તીક્ષ્ણ હથિયારની અણી ભોંકી દીધી. ૧૩૯
△૪૪ બે તલવારો ખણખણી...... ૧૪૧
૪૫ રૂપાંદે! તું આમ પુરૂષવેષમાં?' ૧૬૪

## પરાક્રમી પાંચુ:

△φ૪૬ પાંચીકો જતરડામાં મુકીને...એવો તો તાકીને ફેંક્યો કે... ૧૭૨
△φ૪૭ બરાબર એના કાંડા ઉપરજ ઘા લાગ્યો. ૧૭૩
△૪૮ 'તો મારી મૂછ મુંડાવી નાખું!' ૧૭૪
△૪૯ 'તું તો આ જમૈયાના એકજ ઘાનો ગરાગ છે! ૧૮૩
△૫૦ 'આ તલવાર કોઈની શરમ રાખે તેવી નથી' ૧૮૪
△૫૧ ચતુર્ભુજ બનેલો એ ભરવાડ શરમનો માર્યો માથું નીચું રાખીને બેઠો છે! ૧૮૫
△૫૨ 'અરે આ તો જમૈયો!' ૧૯૧
૫૩ એની આંખો એ મૂખચંદ્ર ઉપર ઠરી. (બેરંગી) ૧૯૭
△૫૪ હજામે હુક્કો આપ્યો. ૨૦૭
△φ૫૫ રધી તો હીયા તરફ વક્રદૃષ્ટિ કરીને...... ૨૧૨
△φ૫૬ 'આ તો રધી ખવાસણ!......' ૨૧૩
૫૭ આરતી ઉતારીને એ સૌંદર્યમૂર્તિ માતાજીને પ્રસન્ન કરી રહી હતી ૨૧૪
△૫૮ કાંડું એવું તો મરડ્યું કે......તલવાર છુટી ગઈ...... ૨૧૮
△φ૫૯ હીપા કાઠી તરફ તલવારનો છુટો ઘા કર્યો. ૨૨૦
△φ૬૦ 'કાઠી! આ તમારૂં દાતરડું લેતા જાવ!' ૨૨૧
△૬૧ દેવીજીના ચરણ આગળ ખોળો પાથરીને ..... ૨૨૫
△φ૬૨ 'ઓ બાપરે!' તખુભાના મ્હોમાંથી ચીસ નિકળી...... ૨૩૨
△φ૬૩ ગોફણ સમણીને પાંચીકાને એવો તો ફંગોળ્યો કે સનનન કરતા તીરની માફક...... ૨૩૩

## મલ્લી:

૬૪ 'આંખમાંથી કણું કાઢે તેમ હું મારા દાગીના તારી પાસેથી કઢાવી લઈશ' ૨૪૧

૬૫ મનમાં મલકાતી મલ્લી બેડું માથે મૂકીને ચંદુ તરફ
જોઇ રહી. (ત્રિરંગી) ૨૪૪
૬૬ કુંચીવાળો હાથ પટારા પર ટેકવીને મલ્લી સ્વસ્થતાથી હીરા
તરફ જોઈ રહી. ૨૪૮
૬૭ ખેંગાર પટેલ પોતાની નાતનો પટેલિયો હતો. ૨૫૧
૬૮ 'જુઓ, જુઓ, આ કેસવાળો ડુંગર અહીંથી કેવો •
રળિયામણો લાગે છે!' ૨૫૨
△૬૯ રાજસાહેબે ખેંગાર પટેલની પીઠ થાબડી. ૨૫૭
૭૦ પોતાના કંઠને શોભાવનારા અણુમૂલાં આભૂષણો ઉતારવા માંડયા. ૨૬૪
△૭૧ 'લાધાભાઇ સાબદા થઇ જાઓ, પીઠી ચોળાવો,......અને
વરરાજા બની જાઓ!' ૨૭૦
૭૨ 'શાબાશ! જુવાનિયાઓ! આટલી હિંમત હોય ત્યાં તાકાત
નથી કોઈની કે લાધાભાઇની જાન સામે આંગળી પણ
ચીંધી શકે!' ૨૭૩
૭૩ 'તમે પણ જરા ઠુંગાપાણી કરો લ્યોને!' (ત્રિરંગી) ૨૭૪
૭૪ 'અક્કલના ઓથમીર! ક્યાં છે તારી મલ્લી કાકી?' ૨૭૮
△૭૫ 'ખબરદાર ફત્તેહખાં! એક ડગલું પણ આગળ વધ્યા તો
આ ભાલો તમારી છાતી વીંધી નાખશે!' ૨૮૦
૭૬ 'એને સમજાવવી એ મારૂં કામ!' ૨૮૪
૭૭ હીરાએ ધ્રુજતા હાથે...દાગીનાની પોટલી...રાજાને ચરણે ધરી. ૨૮૭
૭૮ 'લ્યો, જમાદાર સાહેબ, આ મરચાંનો તોબરો! એ તમનેજ
ઠીક શોભશે!' ૨૮૯
૭૯ મલ્લીના મૂખચંદ્ર તરફ તાકી રહ્યો. (ત્રિરંગી) ૨૯૧
૮૦ તાકું તીર છુટયું હોય તેમ પાંચીકો વછુટયો...અને પાઘડીને
માથા ઉપરથી ઉડાડી મૂકી. ૨૯૯
ઉપરાંતઃ વાર્તાઓને મથાળે તેમજ છેડે મૂકેલાં શોભાચિત્રો.

## ચિત્રકારો :

| | ચિત્ર કયા પૃષ્ઠ ઉપર છેઃ— |
|---|---|
| શ્રી. રવિશંકર પંડિત, બી. એ. | પૃ. ૧૯૭ ઉપરનું **બેરંગી ચિત્ર:** ૬૨–૬૩, ૭૫, ૮૨–૮૩, ૮૬, ૯૨–૯૩, ૯૫, ૧૦૦, ૧૦૮–૧૦૯, ૧૧૩, ૧૧૫, ૧૧૮, ૧૨૦–૧૨૧, ૧૨૪–૧૨૫, ૧૨૬, ૧૭૨–૧૭૩, ૧૭૪, ૧૮૨, ૧૮૪, ૧૮૫, ૧૯૧, ૨૦૭. ૨૧૨–૨૧૩, ૨૧૮, ૨૨૦–૨૨૧, ૨૨૫, ૨૩૨–૨૩૩, |
| શ્રી. હરિલાલ ત્રિવેદી. | પૃ. ૩, ૫૬, ૨૪૪, ૨૭૪ અને ૨૯૧ ઉપરના **ત્રીરંગી ચિત્રો:** **ત્રીરંગી રેપર ડીઝાઈન:** કવર ડીઝાઈન: પૃ. ૧, ૬, ૮, ૧૧, ૧૭, ૨૧, ૨૮, ૩૨, ૩૯, ૫૦, ૫૨, ૫૩, ૫૭, ૬૪, ૮૫, ૨૪૧, ૨૪૮, ૨૫૧, ૨૫૨, ૨૫૭, ૨૬૪, ૨૭૦, ૨૭૩, ૨૭૮, ૨૮૦, ૨૮૪, ૨૮૭, ૨૮૯, ૨૯૯. |
| શ્રી. સોમાલાલ શાહ. | પૃ. ૨૧૪. |
| શ્રી. કલાબ્ધિ. | પૃ. ૧૩૬–૧૩૭, ૧૩૯, ૧૪૧ ૧૬૪. |
| શ્રી. છોટાલાલ જોશી. | પૃ. ૫૫, ૯૧, ૧૩૧, ૧૭૦, ૧૭૧, ૨૩૫, ૨૩૬ અને ૩૦૮ ઉપરનાં શોભા ચિત્રો. |

☞ અભિપ્રાયો માટે વાંચો આગળ:—

# **વીરની વાતો** વિષે વાંચકો શું કહે છે?

'પુસ્તકો ઘણી રસિક ઢબમાં લખાયેલ છે. ભાષા તેમજ વસ્તુ સંગ્રહ પણ ઉત્તમ પ્રતિનાં છે.'

**હેડમાસ્તર, આલફ્રેડ હાઈસ્કુલ, રાજકોટ.**

'આપના **વીરની વાતો** ના ત્રણે પુસ્તકો મને ઘણાજ પસંદ પડયાં છે. ચોથા પુસ્તકની રાહ જોઉં છું.'

**નાથાલાલ સો શાહ, નવસારી.**

'મેં ઘણી નોવેલો વાંચી છે અને તેવાં પુસ્તકો મારી પાસે ૧૦૦૦–૧૨૦૦ છે; તે બધાં પુસ્તકો કરતાં આપની **વીરની વાતો ભાગ ૧–૨** વધારે સારાં અને વાંચવા લાયક બોધ લેવા જેવાં છે. ત્રીજો ભાગ વી. પી. થી મોકલવા કૃપા કરશો.'

**વલ્લભદાસ પુરૂષોત્તમ, શંકરપલ્લી.**

'**વીરની વાતો** ના બંને ભાગ મળ્યા. સ્વપ્ને પણ આશા ન્હોતી તેવા ઉત્તમ ભાવવાહી ચિત્રો તથા ઉત્તમ શૈલીથી લખાયેલ છે. ત્રિજો ભાગ તરત મોકલશો.'

**પ્રેમશંકર પંડયા, ઓરૈયા, ઈ. આઈ. રેલ્વે.**

**વીરની વાતો** ના ત્રણે પુસ્તકો મનરંજન કરે તેવાં છે. તે જેના ઘરમાં અગર લાયબ્રેરીમાં હશે ત્યાં તે પુસ્તકોએ અજવાળું કર્યું હશે એમ મારી માન્યતા છે. સર્વ કોઇને આપના પુસ્તકો ખાસ ખરીદવાનું સુચવું છું.

**રાણાશ્રી ભાવસિંહજી ધીરસિંહજી,**

**મુ. કકે, કાઠિયાવાડ.**

# ‘પ્રેમપ્રભાવ’નો સત્કાર:

આખીયે નવલકથા વાંચ્યા પછી વાંચનાર સંતોષથી કહી શકે કે ‘ ખરેખર સુંદર ’ એવી આ નવલકથા છે. શ્રી અડાલજાએ આ પુસ્તક તૈયાર કરીને **ગુજરાતી નવલકથાના ક્ષેત્રમાં એક ઉપયોગી અને આવકારદાયક પુસ્તકનો વધારો કર્યો છે.** ‘ વીરની વાતો ’ ના લોકપ્રિય લેખકની આ નવી કૃતિને અમે વધાવી લઇએ છીએ. પુસ્તકો લખવા અને એને પ્રગટ કરવા એ બે વચ્ચે તફાવત છે. લેખક સારૂં લખી શકે, પણ એને કળાભરી રીતે પ્રગટ કરવામાં ખૂબી છે. **શ્રી અડાલજા એ બાબતમાં એક કુશળ કળાકાર નીવડયા છે.** એમના દરેક પુસ્તકનાં રૂપરંગ અને છપાઈ આકર્ષક હોય છે. **આ પ્રેમપ્રભાવના રૂપરંગ પણ આકર્ષક છે.** આ પુસ્તકને નવલકથાના રસિયાઓ હર્ષભેર વધાવશે એવી અમારી શ્રદ્ધા છે.

**શારદા: ડીસેમ્બર ૧૯૩૦.**

પ્રેમપ્રભાવની બુક આવી તે ઘણી સરસ છે.

**દરબાર ખાનશ્રી હુસેન મહમદ ખાનશ્રી, ડમરાલા.**

પ્રેમપ્રભાવ વાંચી ગયો છું. કેટલોક ભાગ બહુજ masterly લખાયો છે. લીટીએ લીટીએ ચિત્રો થઈ શકે.

**શ્રીમાન પુરૂષોત્તમ મથુરદાસ, મુંબઈ.**

પુસ્તક સુંદર થયું છે. તમારી મહેનત તથા ખંત માટે અભિનંદન. આ પુસ્તકનો હમેશના કરતાં પણ વધારે ઉઠાવ થશે.

**રવિશંકર પંડિત, બી. એ. ગોંડલ.**

બાહ્ય અને આંતરિક સુંદરતા વધારવામાં આપે ધન અને મનનો સારો વ્યય કર્યો દેખાય છે. આ પુસ્તક લોકરૂચીને આદર પામશે તેવી મારી માન્યતા છે.

**ધીરસિંહ ગોહિલ, રાજપૂત વિદ્યાલય, ભાવનગર.**



# રૂપાળીબા

## ૧. મારૂં કે મરૂં!

"મધરાતે આ કોલાહલ શાનો? જે વખતે પ્રજા શાંત નિદ્રા ભોગવતી હોય તે વખતે આવી વેદનાભરી ચીસો અને શોરબકોર સંભળાય છે તેનું કારણ શું હશે? જરૂર પ્રજાજનોને માથે કાંઈ આફત આવી લાગે છે!"

વીર રજપૂતાણી સુખશય્યામાંથી સફાળી બેઠી થઈ ગઈ. શયનખંડની બારી ઉઘાડીને જે દિશામાંથી ચીસો સંભળાતી હતી તે દિશા તરફ લક્ષપૂર્વક તે જોઈ રહી.

કૃષ્ણપક્ષના મધ્યરાત્રીના ઘોર અંધકારનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. તીક્ષ્ણ નજર ફેંકતાં પણ કોઈ પ્રકારની હીલચાલ નજરે પડી શકતી નહોતી. આર્તનાદ વધુ અને વધુ પ્રબળ બન્યો જતો હતો.

અનેક સંકલ્પ વિકલ્પ કરતી તે શયનખંડમાં પાછી આવી. પિતળની ઝગમગતી દીવીમાં બળતો દીપક એ ખંડમાં મંદ પ્રકાશ ફેલાવી રહ્યો હતો. એ પ્રકાશમાં ભરનિદ્રામાં પડેલા પોતાના યુવાન પતિને તેણે જોયો, પારણામાં સુતેલા દૂધમલ બાળક ઉપર તેની નજર ગઈ અને તેની મુંઝવણ વધી પડી.

પ્રજાની વ્હારે ધાવાનો રજપૂતનો ધર્મ સત્વર સહાય કરવાની પ્રેરણા આપી રહ્યો હતો. જુવાનજોધ ગામધણી–પોતાનો પતિ હાજર હોવા છતાં પોતે વ્હારે ચડે તો પોતાના પતિના શૌર્યને ઝાંખપ લાગે! ત્યારે શું કરવું? સુખે નિદ્રા ભોગવતા પતિને જગાડવો? એને ધીંગાણાનું જોખમ ખેડવા મોકલવો? ન કરે નારાયણ અને એને રજાકજા થાય તો પછી પોતાની–પોતાના દૂધમલ બાળકની શી દશા થાય? પોતે વ્હારે ધાય તો પતિની કીર્તિને નાનમ લાગે તેમ હતું, પોતાના પતિને મોકલવામાં વૈધવ્યનો–નિરાધારીનો ભાવી ભય હતો. એમાંથી એક માર્ગ લીધા વિના છૂટકો નહોતો.

ક્ષણ માત્રમાં તેણે નિશ્ચય કરી લીધો. પોતાના સ્વાર્થ કરતાં પતિની કીર્તિની કિંમત તેને વધુ લાગી. પ્રજા સંકટમાં હોય ત્યારે વાણિયાશાહી વિચાર કરવા બેસવું એ રજપુતને ન જ છાજે!

એણે ભરનિંદ્રામાં પડેલા પોતાના પતિને ઢંઢોળ્યો. પચીસ વર્ષનો પહેલવાન જેવો એ જુવાન જોદ્ધો ઝબકીને જાગી ઉઠયો. એનો હાથ ઢોલિયાના પડખે ટાંગેલી તલવાર તરફ વળ્યો.

"હં! હં! સ્વામીનાથ! એ તો હું આપની અર્ધાંગના. ઉઠો, ઝટ કરો, ગામમાં દેકારો બોલે છે. આપણી રૈયતના ઘર લુંટાતા હોય એમ લાગે છે. જાઓ, જલદી વ્હારે ધાઓ! નહિતો કોઇ કાળમુખા લુંટારૂઓ તેમના જાનમાલનું સત્યાનાશ વાળી નાંખશે."

"લાવ મારી શીરોહીની તલવાર લાવ," કહેતોકને તે ઢોલીયા-માંથી બેઠો થઈ ગયો.

શૂરી રજપૂતાણી સોનાની મૂઠવાળી શીરોહીની તલવાર લઈ આવી અને પોતાના હાથે તે પતિની કેડે બાંધી.

એકાએક એ જુવાનનો હાથ ઓશીકા તરફ વળ્યો. ઢોલિયાના ઓશીકે દબાવેલી કટારી એણે કાઢી અને એને પોતાની ભેટમાં ભરાવતાં ક્રોધપૂર્ણ નેત્રે એ કોલાહલની દિશા તરફ તે જોઇ રહ્યો.

રજપૂતાણીએ છલાંગ મારી, ખીંટીએ લટકાવેલી ઢાલ ઉતારી, અને એ ઢાલ સાથે પતિના પડખે આવતાં તે બોલી, "આ ઢાલ પણ સાથે રાખો, તલવારથી શત્રુ ઉપર ઘા કરો ત્યારે શત્રુના સામા ઘા ઝીલવામાં આ ઢાલ ખરા ખપમાં આવશે."

રજપૂત તો ક્રોધભરી આંખે એ દિશામાં જોઈ રહ્યો હતો. શું કરવું તેનો વિચાર કરતો હોય તેમ એનો હાથ કટારની મૂઠ ઉપર સ્થંભી ગયો હતો.

"લ્યો, નાથ! હવે **સત્વર સીધાવો, શત્રુનો સંહાર કરો.** મારી કે આ બાળકની જરાય ચિંતા ન કરશો. **રજપૂતાણી પોતાનો ધર્મ સારી રીતે સમજે છે!** *

તેજીને ટુંકારો બસ હોય છે. યુવાન રજપૂત સમજી ગયો. જુવાનીને જીંદગીનો અણમૂલો અવસર માનનારા પ્રેમઘેલાઓની માફક તેણે પ્રેમનો એકેય અક્ષર ઉચ્ચાર્યો નહિં, યુવાવસ્થાની પૂર્ણ વિકસીત કળી સમી એ યૌવનાને પ્રેમાલિંગન આપવાનો વિચાર સુદ્ધાં તેણે કર્યો નહિ, નિર્દોષતાની મૂર્તિસમા દૂધમલ બાળક તરફ વાત્સલ્ય ભરી નજર કરવાની પણ તેણે દરકાર કરી નહિં. તેણે દરકાર કરી માત્ર એક પોતાના રજપૂત ધર્મની–પ્રજાપાલનના પોતાના પરમ કર્તવ્યની!

---

* જુઓ ત્રિરંગી ચિત્ર.

ક્ષણ માત્રમાં તો તેની તાતી તલવાર વિજળી શી ઝબુકી ઉઠી. એક હાથમાં ઢાલ અને બીજા હાથમાં તલવાર સાથે મારૂં કે મરૂં એવા દ્રઢ નિશ્ચયથી તે ઝપાટાબંધ બહાર નિકળી પડયો.

## ૨. નરપિશાચો !

પાણીનો રેલો વહ્યો જાય તેમ વાયુવેગે એ જુવાન ગામધણી અંધકારને ભેદતો ગામની એક પછી એક શેરી વટાવીને આગળ નિકળી ગયો. આર્તનાદ વધુ અને વધુ તિવ્ર બનતો જતો હતો, ગગનભેદી ચીસો કાનના પડદા ફાડી નાંખતી હતી, અને કોઇ ભયંકર ખૂનામરકીનું ભાન કરાવતી હતી.

પરાક્રમઘેલા એ પચીસ વર્ષના યુવાને દોટ મુકી.

શ્મશાનમાં ભૂતપિશાચો તાંડવ નૃત્ય ખેલી રહ્યા હોય તેમ બુકાની બાંધેલા ચાર પાંચ આદમી એક શેરીનું નાકું ઘેરીને અધીરાઇથી આંટા ફેરા મારી રહ્યા હતા. શેરીના બીજા છેડે હાકોટા અને આજીજી ભરી ચીસો સંભળાતી હતી. ગામધણી સમજી ગયો કે લુંટારાઓએ આ શેરીમાં પોતાનું થાણું જમાવ્યું છે.

શેરીનું નાકું ઘેરીને ઉભા રહેલા લુંટારાઓ સાથે મારામારી કરીને માર્ગ મોકળો કરવા જેટલો વખત ગુમાવવામાં ડહાપણ નહોતું. પોતાની રંક રૈયત કાળનો કોળીયો થઇ પડે તે પહેલાં તેમની વ્હારે ધાવાની અનિવાર્ય જરૂર હતી. દૂર અંધકારમાં ઉભા ઉભા તેણે યુક્તિ ખોળવા માંડી.

તેણે જોયું કે શેરીની પાછળના ભાગમાં આવેલા એક ઉંચાં લીમડાના વૃક્ષની ડાળીયો એક ઘરના છાપરા ઉપર ફેલાઇ ગઈ છે. ચકોર ગામધણીએ રસ્તો શોધી કાઢયો. પોતાની તલવારને દાંત વચ્ચે ભરાવીને જરા પણ અવાજ કર્યા વિના તે ઝાડ ઉપર ચડયો અને

ડાળીઓની મદદથી છાપરા ઉપર ઉતરીને નીચે–શેરીમાં નજર ફેરવવા લાગ્યો.

અને જે ભિષણ દ્રષ્ય તેણે જોયું તેનાથી તે કંપી ઉઠ્યો. મુખમાંથી સહજ જ નિકળી પડતી અરેરાટીને તેણે પ્રયત્નપૂર્વક રોકી રાખી.

ગરીબ ગાય જેવી એક નવવધુને બે ત્રણ લુંટારાઓ સતાવી રહ્યા હતા. ડોકના તમામ દાગીના ઉતારી લેવા છતાં ન ધરાયલા એ નરપિશાચોમાંનો એક **એના કાનમાંની વાળી ખેંચી રહ્યો હતો.**× કાનમાં થતી વેદનાને લીધે એ નિરાધાર અબળા આર્તનાદ કરી દયા યાચી રહી હતી. નિર્દય લુંટારાઓ અટ્ટહાસ્ય કરી–અણુ-છાજતું અડપલું કરીને મનમાં મલકાઈ રહ્યા હતા.

## ૩. કારમી કટાર.

એજ ક્ષણે જે છાપરા ઉપર પોતે ઉતર્યો હતો એ છાપરાવાળા ઘરમાં પણ ધાંધલ મચી રહી હતી. 'ઓ બાપરે' ની કારમી ચીસ કોઇ ભયંકર ત્રાસ સૂચવી રહી હતી.

બરાબર લાગ જોઈને એ જુવાન નીચે–શેરીમાં કુદી પડયો. કુદતાં કુદતાં એણે વાળી ખેંચતાં એક લુંટારાને ભોં ભેગો કર્યો, અને બીજાને પોતાની તલવારનો સ્વાદ ચખાડીને ભયથી ધ્રુજતી એ નવવધુ આગળથી દૂર હડસેલ્યો.

પરંતુ ત્રીજો આદમી તેની હડફેટમાં આવે તે પહેલા છટકી ગયો.

ભયથી ધ્રુજતી એ નવવધુ ભયભિત સ્વરે બોલી, "ત્યાં સામે જાઓ, એમનો જીવ જોખમમાં છે.

રજપૂત સમજ્યો. લોહીથી નિતરતી તલવાર સાથે આ સામેના બારણા તરફ ધસ્યો.

---

× જુઓ ચિત્ર.



એના કાનમાંની વાળી ખેંચી રહ્યો હતો... [પૃ. ૫]

એજ ક્ષણે દૂરથી શિયાળના રૂદન જેવો સ્વર સંભળાયો. જુવાન સમજી ગયો કે પેલા નાસી છુટનાર આદમીએ પોતાના સાથીઓને ભયસૂચક નિશાની આપી છે!

પણ આગળપાછળનો વિચાર કરવાનો વખત ન્હોતો. તરતજ તેણે એ ઘરમાં પ્રવેશ કર્યો.

ત્યાં જે ભીષણ દ્રશ્ય તેની નજરે પડયું તે જોઇને ગામધણી સ્તબ્ધ થઇ ગયો.

એ ઘરના માલિક–ઘરડા ડોસાને ચતુર્ભુજ બાંધીને ઉંધા મોઢે ભોં ઉપર નાંખીને એક લુંટારો એની ડોક દબાવી રહ્યો હતો, અને ડોસીના દેખતા તેના નવપરણીત જુવાન દીકરાની છાતી ઉપર ચઢી બેસીને–છાતી સામે ધારદાર કટાર ધરી રાખીને દાટેલું ધન બતાવવા ડારી રહ્યો હતો; ડોસી લુંટારાને હાથ જોડીને–ખોળો પાથરીને એનો જીવ બચાવવા વિનવી રહી હતી, અને એને ત્યાં મ્હેમાન થઈને આવેલી એની ભત્રીજી આ ભયંકર બનાવ જોવાની હિંમત ન થતાં બંને હાથથી મ્હોં ઢાંકીને ધ્રુસ્કે ધ્રુસ્કે રડી રહી હતી.

“બાપુ! હજી તો પરણ્યાને પુરા પાંચ દહાડા પણ વીત્યા નથી! હજી એના મીંઢળ પણ છુટયા નથી. હોંસભર્યાં મારા બેટાને જીવતદાન આપો. ભગવાન તમારૂં ભલું કરશે!”

ભગવાન! લુંટારાને વળી ભગવાન કેવો? ભગવાનનો ભય હોય તે વળી લુંટફાટનો ધંધો શા માટે કરે? એને તો પૈસા જોઇએ–લુંટ જોઈએ! લુંટ એજ એનો ભગવાન–પૈસો એજ એનો સાચો પરમેશ્વર!

લુંટારાની એ કારમી કટાર વધુ નીચે ઉતરી–કટારની અણીનો છાતીને સ્પર્શ થયો. જુવાનના મુખમાંથી ભયાનક ચીસ નિકળી પડી.

## ૪. ખડીયામાં ખાપણ.

**"ખબરદાર! એ જુવાનનો વાળ પણ વાંકો થયો તો આ તલવારથી તારૂં માથું ધડથી જુદું થયું જાણજે.***

છાતીમાં ઉતરવા જતી કટારવાળો હાથ ઉંચકાયો–કોઇ દૈવી સત્તાને આધીન બનતો હોય તેમ એ લુંટારો એકદમ ઉભો થઇ ગયો અને પોતાનો પ્રાણ લેવાની હિમ્મત કરનાર આ વળી કોણ પાકયો છે એ જોવા તે પાછળ ફર્યો.

"કોણ **માનસિંહ**? ગામધણીની ધાક પોતાના ગામ અને ગામની રૈયત ઉપર ચાલે–અમારા ઉપર નહિં, સમજ્યા? આવ્યા એવા પાછા ચાલ્યા જાઓ. હજીતો પરણ્યાંને પુરા પાંચ વર્ષ પણ થયાં નથી..."

"એટલે?" એ જુવાન ગામધણીની આંખ ફાટી.

"પેલી રાજમેડીએ વાટ જોતી જુવાનીના કોડ ભરી રજપૂતાણીનો તો વિચાર કરો!" લુટારાએ અટ્ટહાસ્ય કર્યું.

"રજપૂત બચ્ચો એવો હિસાબ કરવા નથી બેસતો! એતો સદાય ખડીયામાં ખાપણ લઇને ફરે છે. ચાલ, દૂર હઠ, આવા નિરાધાર-નિઃશસ્ત્ર માનવીઓને મારવામાં તારી મર્દાઇ નથી જણાતી!"

"તો મરદ હો તો સામો થઈ જા! એલા જોઈ શું રહ્યા છો?" એણે પોતાના સાથીઓને ઇશારો કર્યો.

લુંટારાના દબાણમાંથી મુક્ત થતાંજ વૃદ્ધ ડોસાએ મહામુશીબતે પડખું ફેરવીને પાછળ જોયું–પોતાની વ્હારે ધાનાર ગામધણીને એકલો જ જોયો, અને એના પેટમાં ફાળ પડી–'આ કાળમુખા કાંતો એને અહીંજ ટીપી કાઢશે!'

તેણે પોતાના ધણીને ત્યાંથી ચાલ્યા જવા વિનંતિ કરી.

---

* જુઓ ચિત્ર.



'ખબરદાર! એ જુવાનનો વાળ પણ વાંકો થયો તો આ તલવારથી તારું માથું ધડથી જુદું થયું જાણજે !'

વીરાંગનાની વાતો ]     પૃ. ૮.     [ રૂપાળીબા

" ઓ માનસિંહ બાપુ ! તમે એકલા શા માટે આવ્યા ? જાઓ, બાપલા, ચાલ્યા જાઓ, ભલે આ ભૂખ્યા વરૂઓ અમને ભરખી જાય ! પણ તમે તો ગામધણી ! તમે જશો તો આખું ગામ રંડાશે! કહેવાય છે કે લાખ જજો, પણ લાખનો પાલણહાર ન જજો ! "

" કાકા ! તમે મારી ચિંતા ન કરો. હું જીવતો બેઠો છતાં મારી પ્રજાને લુંટારા લુંટી જાય તો તો પછી મારી જનેતાની કુખ લાજે !"

પોતાના અગ્રેસરનો ઈશારો થતાંજ લુંટારાઓ એ જુવાન ગામ-ધણી ઉપર એક સાથે તુટી પડયા.

પરંતુ માનસિંહ એમ ગાંજ્યો જાય તેવો નહોતો. સિંહણ સમી રજપૂતાણીનું દૂધ પીને ઉછરેલો એ રજપૂત બચ્ચો પોતાના શત્રુ-ઓના ઘા પોતાની તરવાર ઉપર ઝીલતો, લાગ જોઈને જે હડફેટમાં આવે તે લુંટારાને ઘાયલ કરવા લાગ્યો.

જોતજોતામાં ત્રણ લુંટારાઓ માનસિંહની શિરોહીની પાણી-દાર તલવારનો ભોગ બન્યા. બાકી રહેલા બે લુંટારા હવે શું થશે તેની ચિંતામાં પડી ક્ષણે ક્ષણે બારણાની બહાર નજર ફેંકતાં પોતાનો બચાવ કરવાના પ્રયત્નો કરવા લાગ્યા.

" રંગ છે, મારા ગામધણી ! રતનબાના પેટે તું ખરેખરો રતન જ પાક્યો !" પોતાના પુત્રના હાથે બંધનમાંથી મુક્ત થયેલા ડોસાએ માનસિંહને શાબાશી આપી.

પરંતુ આ શું ? એકાએક દસેક લુંટારાનું ટોળું એ ઘર તરફ ધસી આવતું જણાયું. માનસિંહ સમજી ગયો કે ફળિયામાંથી નાસી ગયેલા પેલા લુંટારાઓએ શિયાળવા કરી તેથી તેના ભેરૂ બંધ મદદે આવી લાગ્યા છે !

# ૫. ગામધણી.

શત્રુઓ પોતાને ઘેરી લે તે પહેલાં સાવચેતી વાપરીને બે લુંટારાઓની સાથે લડતાં લડતાંજ તે ઘરની બહાર નિકળી ગયો.

ફળિયામાં **માનસિંહ** અને લુંટારાઓની વચ્ચે દારૂણ યુદ્ધ જામ્યું.

વૃદ્ધ ડોસાએ જાણ્યું કે આ અસંખ્ય લુંટારાઓ પોતાના એકલા પડેલા ગામધણીને ત્યાંને ત્યાંજ ગુડી નાખશે. એ વિચારથી એનું સ્વામિભક્ત અંતર ખળભળી ઉઠ્યું. એણે પોતાના પુત્રને હાકલ કરી, "જોઈ શું રહ્યો છે? આ મરવા પડેલા લુંટારાઓની તલવાર ખેંચી લે, અને ચાલ આપણા ગામધણીનો બચાવ કરવા!"

ડોસાએ મોતના ડાચામાં સપડાયલા એક લુંટારાની તલવાર ખેંચી લીધી, એના પુત્રે એનું અનુકરણ કર્યું, અને '**માનસિંહજીનો** જય' પોકારતા બાપ દીકરો ફળિયામાં કુદી પડયા.

દશદશ લુંટારાઓની તલવારના ઘા ઝીલતો **માનસિંહ** મરણિયો બન્યો હતો, આજે કાંતો હું નહિ અને કાંતો આ લુંટારો નહિ એવી દૃઢ પ્રતિજ્ઞાથી તે છંછેડાયલા સિંહની માફક કુદી કુદીને લુંટારાઓને પોતાની તલવારનો સ્વાદ ચખાડતો હતો.

ડોસીએ પોતાના પતિ અને પુત્રને મૃત્યુના મુખમાં જતા જોયા. બાર જણાની સામે જનારા એ બે જણા ભાજી મુળાની માફક કપાઈ જશે એમ તેને લાગ્યું. લપાતી છુપાતી તે ઘરની બહાર નિકળી પડી.

"કોણ **બાઈજી**?"+ અત્યંત મંદ સ્વરે પ્રશ્ન પુછાયો અને એ ડોસી ચમકી. ઝીણી નજરે જોતાં તેને જણાયું કે પોતાની પુત્રવધુ ફળિયાના ખુણે આવેલા એક ઝાડની ઓથે લપાઈને ભયથી ધ્રુજતી ઉભી છે.

---

+ જુઓ ચિત્ર.



“કોણ આઇજી ?” [ પૃ. ૧૦

ડોસી તેની પાસે ગઈ અને કાનમાં કહ્યું, "વહુ ! બેટા ! જુલમ થઈ ગયો ! આપણા ગામધણી આપણી વ્હારે ધાયા, પણ એ બિચારા એકલા અને સામે તો લુંટારાનું મોટું ધાડું છે ! એ કાળમુખા કાંતો એનો જીવ લેશે ! "

"આપણે બધા જીવતાં છતાં આપણી નજરે જ ગામધણી મરાય તો તો ગજબ થઈ જાય !" વહુ વિચારમાં પડી.

"બાપ દીકરો બંને હમણાંજ છુટા થઇને એમની મદદે ગયા છે. પણ એ ત્રણ જણા આટલા બધા લુંટારાને પૂરા પડે તેમ લાગતું નથી."

"તો આપણે પણ તેમની મદદે જઈએ. ઘરમાંથી લોઢુ લાકડું જે હાથમાં આવે તે લઇને લુંટારા ઉપર કુદી પડીએ. કંઈ નહિ તો એ ત્રણ જણાને તો લડતાં રોકી રાખશું !"

"રંગ છે તારી જનેતાને, વહુ ! પણ એથીતો આપણે કપાઈ મરશું અને લુંટારા છડેચોક ગામ લુંટી જશે. એના કરતાં આ ફળિયાવાળાને હિંમત આપીને મદદમાં લઇએ તો જ ઠીક થાય."

વહુ મામલાનું ગંભીર સ્વરૂપ સમજી ગઈ. સાસુ વહુ બંને ફળિયાવાળાને હાકોટા કરવા લાગ્યા.

"જીવણજી, નથુભાઈ, રતનસિંહ, જલદી બહાર નિકળો. આપણા ગામધણી મદદે આવી પહોચ્યા છે. અમારા જેવી બલોયાં× પહેરનારી બાયડીયો પણ બહાર નિકળી છે ને તમે ઘરમાં શું ભરાઇ બેઠા છો ?

ફળિયામાંથી આવતા ડોસી અને પૂત્રવધુના સાદે બીકના માર્યા ઘરમાં સંતાઈ રહેલાં પાડોશીઓને નિડર બનાવ્યા અને તેઓ હાથમાં જે આવ્યું તે હથિયાર લઇને ખડકી ઉઘાડી બહાર નિકળી પડયા.

---

× ચુડી.

## ૬. ઘડી બે ઘડીના મ્હેમાન !

પછી તો દેકારો બોલ્યો. દે! દે! કરતાં જુવાનો અને વૃદ્ધો-સ્ત્રીઓ અને બાળકો ફળિયામાં ઉભરાઈ જવા લાગ્યા.

લુંટારાઓએ જોયું કે હવે પોતાનું કાંઈ વળે તેમ નથી. 'દૂધ પીવાય નહિ તો છેવટ ઢોળી નાંખવું' એવી ઇર્ષાવૃત્તિથી પ્રેરાયલા લુંટારાઓએ જતાં જતાં ગામધણીને–તેની મદદે ધાનારા ડોસા અથવા તેના દિકરાને ઠાર કરવાનો મનસુબો કર્યો અને ઝનુની બનીને તેમના ઉપર તુટી પડયા.

પરંતુ એ મરણિયા બનેલા માનસિંહે મરવું કે મારવું એવો દ્રઢ સંકલ્પ કર્યો હતો. પેલો વૃદ્ધ ડોસો અને તેનો નવ પરણીત પુત્ર પોતાને માટે જીવન સર્વસ્વ હોમી દેનારા ગામધણીને ખાતર પોતાના જાન પણ કુરબાન કરી દેવાની હઠે ચડયાં હતાં. તાંડવનૃત્ય થઈ રહ્યું હોય તેમ કુદી કુદીને શત્રુઓ સામે ઉછળતા જોદ્ધાઓની તલવારો તાળી દઇ રહી હતી. જીવન મરણનો હિસાબ ચુકવાઈ રહ્યો હતો.

ફળિયામાં થતા અવાજો, એક પછી એક બહાર નિકળી પડતાં માણસો અને તેમની વધતી જતી સંખ્યા જોઇને તેમજ પોતાના ત્રણ ચાર માણસોને મરણશરણ થઇ ધરતી ઉપર ઢળી પડેલા જોઈને લુંટારાઓને લાગ્યું કે હવે એક ક્ષણ પણ રોકાવામાં સાર નથી. પોતાની ઉપર ધસી આવતા માણસોની સામે તલવાર વિંઝતા ધીરે ધીરે માર્ગ મોકળો કરતા લુંટારૂઓ ત્યાંથી પલાયન થઇ ગયા.

લુંટારાઓ નાસી ગયા છે એવી ખબર પડતાં તો ધીરે ધીરે આખું ગામ ત્યાં ઉલટયું. સૌ કોઇ માનસિંહને અંતઃકરણપૂર્વક અભિનંદન આપવા લાગ્યા.

વૃદ્ધ ડોસામાં અજબ શૂરાતન આવ્યું હતું. માનસિંહ ઉપર પડતા ઘા પોતે ઝીલી લેતો અને ગામધણીને બચાવવામાં પોતાના કર્તવ્યનું

પરિપાલન કરતો હોય એવા ગૌરવથી એ વધુ અને વધુ ઉત્તેજીત થઇને ઘા ઝીલતો અને સામા ઘા મારતો હતો. એકાદ ખડકમાંથી નાનાં ઝરણાં વહેતાં હોય તેમ તેના અંગે અંગમાંથી લોહીની ધારાઓ વહેતી હતી, તેણે જોયું કે પોતાના ગામધણીનું શરીર ચાળણીની માફક છેદાયું છે, અને હવે એ ઘડી બે ઘડીના મહેમાન છે!

ટોળે વળેલાં લોકોને દૂર ખસી જવાનો ઈશારો કરતાં એણે રાડ પાડી, "બીજી બધી વાત પછી, ભાઈઓ! પહેલાં દરબારગઢમાં દોડી જાઓ. રૂપાળીબાને તરતજ અહીં તેડી આવો! આપણા ગામ-ધણી હવે ઘડી બે ઘડીના મહેમાન છે."

કોલાહલ કરતા લોકો શાંત થઇ ગયા. સૌ કોઇના હૈયાં ભારે થયાં. એ માનવમેદનીમાં શોકસાગરની છોળો ફરી વળી.

## ૭. અમર નામના!

"બા! બા! ગજબ થયો!"

"શું છે? લુંટારાઓ ગામ લુંટી ગયા? મારા મુગટમણી પરાજીત થઇ પાછા આવ્યા?"

"ના, તેમણે લુંટારાઓને તગડી મુકયા, પણ......"

"ત્યારે એમાં ગભરાય છે શાની? ભાગતા ભાગતા લુંટારાઓ તને લુંટી જાય એવો ભય તો નથી લાગતોને?"

"બા ગજબ થયો! કહે છે કે માનસિંહજી બાપુ જખમી થયા છે!"

"હોય, શૂરાને એજ શોભે! એથી તો કુળની કીર્તિ વધુ ઉજ્વળ બનશે!"

દાસીની આંખમાંથી બોર બોર જેવડા આંસુ ટપકવા લાગ્યા.

"દેવી !" સાચા સમાચાર કહેતાં એની જીભ ઉપડતી નથી. અમારા ગામધણી ગામતરૂં કરવાની તૈયારીમાં છે. આપ કૃપા કરી મારી સાથે પધારો."

મેડીની બારીયેથી રૂપાળીબાએ બહાર ડોકિયું કર્યું. તેણે એ આદમીને ઓળખ્યો.

"કોણ રઘુ ? જા, હડી કાઢ, મારા દેવના દર્શને માટે હું આ આવી !"

અને ક્ષણનો પણ વિલંબ કર્યા વગર તે રજપૂતાણીએ ત્યાંથી દોટ મુકી. અંધારી રાતમાં પણ આખું ગામ પોતાના ગામધણીના જખમી થયાના ખબર મળતાં કીડીના ધણની માફક શેરીએ શેરીએ ઉભરાઈ જતું જણાયું. રૂપાળીબાને જોતાંજ તેમને પ્રણામ કરી સૌ કોઈ માર્ગ આપવા મંડયું. જે શેરીમાં લુંટારાઓએ કાળો કેર વર્તાવ્યો હતો ત્યાં રૂપાળીબા અને તેની પાછળ પાછળ ગામ લોકો આવી પહોંચ્યા.

રૂપાળીએ ચારણીની માફક છેદાયલા પોતાના સ્વામીના દેહને જોયો ! તેની કાયા કંપી ઉઠી. પરંતુ એ તો વીર રજપૂતાણી. અત્યારે એ કલ્પાંત કરવા બેસે કે આંખમાંથી આંસુ સારે તો તો એને કાયરતાનું કલંક લાગે !

શાંત ચિત્તે એણે ચોમેર નજર ફેરવી, પોતાના પતિને સાથ આપનાર લોહીમાં ખરડાયલા પેલા વૃદ્ધ ડોસાને જોયો, તેની પડખે જ જખ્મી થઈને પડેલા તેના જુવાન પુત્ર તરફ નજર ગઈ, એ જુવાન તરફ અનિમેષ દ્રષ્ટિથી જોઈ રહેલી એની નવવધુને નિરખી, અને આંખમાંથી આંસુડા ટપકાવતી એની વૃદ્ધ જનેતાને પણ જોઈ લીધી. ઓશિઆળી નજરે ગામધણી તરફ તાકી રહેલા એ ફળિયાના માણસો અને ગામલોકો તરફ પણ એની નજર ફરી વળી. એણે જોયું કે આ બધાના સંરક્ષણ સાટે પોતાના પ્રાણપતિએ પ્રાણ પાથર્યો છે, પ્રજા-

પાલકનું બીરદ દીપાવવા તેણે સ્વાર્પણ કરવાની ટેક જાળવી રાખી છે, રજપૂત વીર નરની કીર્તિ કમાવા એણે સામી છાતીએ શત્રુઓના ઘા ઝીલ્યા છે, અને અટંકી વીર નરકેસરી પોતાના કર્તવ્યની ઇતિશ્રી કરીને અત્યારે સ્વર્ગની અપ્સરાને વરવાની તૈયારી કરી રહ્યો છે!

વીર રજપૂતાણીના અંતરમાં આત્મગૌરવ ભભકી ઉઠ્યું. એના હૃદયસાગરમાં સ્વાભિમાનની છોળો ઉછળવા લાગી. પોતાને આવો પ્રજા માટે પ્રાણ અર્પણ કરનાર પતિ આપવા માટે તેણે પરમ કૃપાળુ પરમેશ્વરનો પાડ માન્યો.

લોહીથી નિતરતા **માનસિંહના** જખમી શરીર ઉપર તે સ્નેહ-પૂર્વક હાથ ફેરવવા લાગી.

**માનસિંહને** થયેલા ઉંડા જખ્મોમાંથી લોહીના ધોધ વહ્યા જતા હતા. રજપૂતાણીએ તેને પાટા બાંધવા માટે પોતાનું ચીર ફાડવા માંડયું.

"રહેવા દે! રહેવા દે! રજપૂતાણી! હવે એ ઉપાયો નકામા છે. છેલ્લી ઘડીએ મારૂં મોત ન બગાડતી! મારા પ્રાણ આ નશ્વર દેહનો ત્યાગ કરવાની તૈયારીમાં છે. મારે શૂરવીરના મોતે મરવું છે!"

રૂપાળી બા સમજી ગઈ. એણે **પતિનું માથું પોતાના ખો-ળામાં લીધું**,* અને પોતાનો પ્રેમભર્યો હાથ તેના મસ્તકે ફેરવવા લાગી.

"ખરી રજપૂતાણી થજે! વીરતાથી પ્રજાનું પાલન કરજે! તારા અને મારા બંન્નેના કુળને અજવાળજે!" **માનસિંહે** સ્નેહ-ભરી નજરે પોતાની પત્નીને છેલ્લીવાર જોઈ લીધી અને છેલ્લી ભલા-મણ પણ કરી લીધી.

"બા! દેવી! જગદંબા! બાપુએ મારા માટે પ્રાણ **પાથર્યા.** હું પણ તેમનો સાથ કરૂં છું. મારા ઘરનો દીવો—આંધળાની એકજ આંખ—આ મારો દીકરો જીવે તો તો ઠીક, નહિંતો મારા કુટુંબની

* જુઓ ચિત્ર.



પતિનું માથું ખોળામાં લીધું... [ પૃ. ૧૬ ]

એ વિધવાઓની સંભાળ રાખજો. મરતાં મરતાં ઇચ્છું છું કે ભગવાન ગામધણી આપે તો આ અમારા બાપુ જેવાજ આપજો!"

"કાકા! જીવને નિરાંત રાખજો, તમારા કુટુંબની ચિંતા હવે મારા માથે." અને ડોસીને સંબોધીને તેને ધીરજ આપતાં તેણે કહ્યું, "માજી! આપ જરાય ન મુંઝાતા. આજથી તમે મારા મા જેવાં!"

"રંગ છે રજપૂતાણી!" માનસિંહના મુખમાંથી આ છેલ્લું વાક્ય નિકળ્યું. તેનો શ્વાસ રૂંધાયો. એ ગામધણીનો આત્મા પ્રજાપાલનનું કર્તવ્ય બજાવતાંજ સ્વર્ગે સંચર્યો.

એ ગામધણીની શ્મશાનયાત્રામાં આખું ગામ ઉલટી પડયું. પ્રજાને માટે પ્રાણ આપનાર એ નૃપતિને સૌ કોઈએ માનપૂર્વક નમન કર્યું. એનો દેહ ચંદનકાષ્ટની ચિતામાં બળીને ભસ્મ થઈ ગયો, પરંતુ એની નામના અમર બની રહી. તેના સ્મરણમાં પ્રજાજનોએ પાળિયો ઉભો કરી એને અમર બનાવ્યો. એને સાથ આપનાર પેલા વૃદ્ધ ડોસા અને તેના પુત્રના પાળિયા પણ એની પડખેજ ઉભા કરવાનું ગામલોકો ચૂક્યા નહિં.

## ૮. ધોળી ધજા.

ત્રણ ચાર વર્ષના બાળકને પોતાની માતા વિધવા બની છે એવો ખ્યાલ પણ ક્યાંથી આવે? નિર્દોષતાની મૂર્તિ સમો એ બાળક કિલકિલાટ હસતો, તોફાન કરતો, અને 'પુત્રના લક્ષણ પારણામાં જણાય' તેમ અત્યારથીજ બાપનું નામ રાખે તેવા નિડર સ્વભાવની પ્રતીતિ કરાવતો.

રૂપાળીબા પોતાની જવાબદારી સારી પેઠે સમજતી હતી. તેના પતિ માનસિંહના મરણ પછી વહીવટનો સઘળો ભાર તેના માથે આવ્યો હતો, અને એ ભાર કુશળતાપૂર્વક ઉપાડી લેવો એજ હવે તેનું ખરૂં કર્તવ્ય હતું. આ કર્તવ્ય તે કાળજીપૂર્વક બજાવતી અને પ્રજાજનોને કંઈ પણ કચવાટનું કારણ ન રહે એવી ખૂબ કાળજી રાખતી.

એને બે પ્રકારની ચિંતા હતી—એક પોતાના પુત્રના પરિપાલનની, અને બીજી રૈયતની રક્ષાની. માનસિંહજીએ પોતાના જીવના જોખમે જ્યારથી લુંટારાઓને ભગાડયા હતા ત્યારથી એ લુંટારાઓ કોઈ પણ વખતે ફરીથી ગામ ઉપર તુટી પડશે એવો ભય બધાના મનમાં ઘર કરી રહ્યો હતો, અને એ ભય સાવ સાચો હતો. મોઢામાં આવેલો કોળીયો ખૂંચવી લેનાર તે ગામધણી અંતે મુઓ એવા ખબર મળતાં લુંટારાઓના હર્ષનો પાર ન રહ્યો. 'ધણી વિનાના ઢોર સુના' એ ન્યાયે નધણીયાતી બનેલી રૈયતને લુંટવાનું ઠીક ફાવશે એવા ખ્યાલથી લુંટારાઓ એ ગામ ઉપર તુટી પડવા અધીરા બની રહ્યા હતા.

રાજ્યનીતિકુશળ રૂપાળીબાના મગજમાં આ વાત આવ્યા વગર ન રહી. પાણી પહેલાં પાળ બાંધવાનો તેણે નિશ્ચય કર્યો.

× × × +

"બા, મારા જેવા ગરીબ માણસનું આજે શું કામ પડયું ?"

"મેપા ! શેરીની ચપટી ધૂળની પણ જરૂર પડે છે તો તારો ખપ કેમ ન પડે ? આજે તો તને આખા ગામના સુખદુઃખનો સાથી બનાવવો છે. કહે તારાથી તે બની શકશે ?"

"બા, જગદંબા ! તમારૂં વેણ કદી ઉથાપાય ? તમારે લીધેજ જીવીએ છીએ, તો પછી તમારા વેણની ખાતર મરવું પડે તો પણ એમાં શી મોટી વાત છે ? આ મેપો માથું માગો તોપણ આપવા તૈયાર છે."

"શાબાશ, મેપા, જો, પેલા લુંટારાએ તારા ગામધણીનો જીવ તો લીધો, પરંતુ એટલેથીજ તેઓ જંપીને બેસવાના નથી. એ કાળમુખા ગમે ત્યારે લાગ જોઇને પાછા આ ગામ ઉપર ચઢી આવશે, અને આવતાં આવતાં સીમમાં કામ કરતા આપણા ખેડુતોને રંજાડવામાં પણ મણા નહિ રાખે."

"આપની વાત તો સોળે સોળ આના સાચી છે, પણ તેમાં મારા જેવો એક ગરીબ મહેતર શું કરી શકે? **હું તો બુંબિયો-ઢોલ વગાડી જાણું!**"*

"એથી પણ વધારે મહત્વનું કામ તને સોંપવાનું છે. જો, દરબારગઢના ફળિયામાં આ મોટો લીંબડો છે તેના ઉપર તારે આખો દહાડો બેસી રહેવાનું અને ચોમેર નજર ફેરવ્યા કરવાની. દૂરથી ઘોડાવાઈ× આવતી જણાય એટલે તારે આ ધોળી ધજા વાંસડામાં ભેરવીને બને તેટલી ઉંચી કરી ચારે કોર હવામાં ફેરવવી, એટલે સીમમાં કામ કરનાર ખેડુતો સમજી જાય અને ઝપાટાબંધ ગામ ભેગા થઈ જાય."

"ઓહો! એમાં શું? કહેશો તો આંખનું મટકું માર્યા વિના ચોવીસે કલાક ચોકી કર્યા કરીશ. મારા બે દીકરા અને હું વારાફરતી રાત ને દિવસ એજ કામ કર્યા કરશું."

"શાબાશ, મેપા, અને એક ઢોલ પણ લીંબડા સાથે બાંધી રાખજે. કોઈ વખતે અચાનક ભય જેવું લાગે તો તરતજ બુંબિયો વગાડી ગામને ચેતવવા થાય."

ધોળી ધજા અને વાંસડા સાથે એકાદ વાંદરો કુદતો હોય તેવી ઝડપથી મેપો મહેતર લીંબડા ઉપર કુદી ગયો અને છેક ઉપરની ડાળીએ જઇને વાંસડામાં ધજા ભરાવી તેને આમતેમ ફેરવવા લાગ્યો.

"બરાબર, એવીજ રીતે. હવે ફરીથી ખાસ પ્રસંગ વિના એ ધજા નજ ફેરવતો, નહિ તો બિચારા ખેડુતો પોતાનું કામકાજ છોડીને ઘર ભેગા થઈ જશે. આજેજ હું આપણો આ સંકેત બહારના કોઈ જાણવા ન પામે તેમ છુપી રીતે ઘેર ઘેર કહેવરાવી દઉં છું."

બુદ્ધિશાળી આ રજપૂતાણીએ સાવચેતીનો સાચો માર્ગ શોધી કાઢયો અને તરતજ તેને અમલમાં મુકયો.

---

* જુઓ ચિત્ર. × ઘોડેસ્વારોનું ટોળું.




‘હું તો ઝુંબિયો–ઢોલ વગાડી જાણું.’ [પૃ. ૨૦]

## ૯. જીવતો જાગતો કોટ !

"બા ! બા ! જુઓ તો ખરા ! આ પેલો મહેતર આજે કંઈ ગાંડો થયો છે કે શું ? આમ ધોળે દહાડે તે કંઈ ધાડાં આવતાં હશે ?"

રૂપાળીએ ડોટ મુકી, મેડીની બારી પાસે આવીન તેણે બહાર ડોકિયું કર્યું, અને લીંબડાના ઝાડ ઉપર નજર ફેંકી.

તેણે જોયું કે મેપો એ ઝાડની છેક ઉંચી ડાળી ઉપર ચઢીને વાંસડાવાળા હાથને વારે ઘડીએ ઉંચો કરીને ધોળી ધજા ચોમેર ફરકાવી રહ્યો છે.

એના દિલમાં ધ્રાસ્કો પડયો. એકદમ તે નીચે ઉતરી આવી, અને દરબારગઢની ડેલીની બહાર નિકળીને તેણે મેપાને પડકાર્યો.

"શું છે મેપા ? કંઇ ધાડું બાડું આવ્યું છે કે શું ?"

મેપાએ નજર નીચી કરી અને ધજાને ફરતીજ રાખતાં તે બોલ્યો, "ગજબ થયો બા ! દખણાદી કોરથી ઘોડાવાઇ ધસી આવતી દેખાય છે."

"હરકત નહિ, તું તારે ધજા ફરકાવતોજ રહેજે."

અને શૂરા સૈનિકની માફક એ મેપો મહેતર જરા પણ ચસ્યા વિના લીંબડાની ટોચથી ધોળી ધજા ફરકાવતોજ રહ્યો.

"ફુલી ! દોડ, હડી કાઢ, મેપાના મોટાને જઈને કહે કે બુંબિયો વગાડે. અને વળતાં રસ્તામાં જે જે મરદો મળી આવે તેને કહેજે કે ભેટ બાંધીને સાબદા થઇ જાય !" રૂપાળીએ એક સાથે બધી વ્યવસ્થા સોંપી દીધી.

આખા ગામમાં બુંબિયા ઢોલના ભયસૂચક રણકાર ફરી વળ્યા.

પ્રજાજનોએ જાણ્યું કે ગામ ઉપર કંઈ આફતના પગરણ મંડાયા લાગે છે. સૌ કોઈ એ ભયના વાદળ વિખેરી નાંખવા માટે સજ્જ થવા લાગ્યા.

સત્તરમા સૈકાના એ જમાનામાં હથિયાર બાંધવાનો ઇજારો કોઈ અમુક જાતેજ લીધો નહોતો. ડગલે અને પગલે ભય ઉભો થતો અને એ ભયને ભેદવા સૌ કોઈ ખપ જોગાં હથિયાર વાપરી જાણતું. ઘોડાવાઈ, લુંટફાટ, ખુનામરકી અને મારામારીનો એ જમાનો હતો. ક્યારે ભય આવી પડે તેનો નિર્ધાર નહોતો. કોઈ પણ ક્ષણે મારવું કે મરવું એવો પ્રસંગ ઉભો થતો, એટલે નાનપણથીજ હથિયારોનો હિસાબ શીખવો પડતો અને મોતને મૂઠીમાં લઇ ફરવું પડતું. વાણિયા, બ્રાહ્મણ જેવી કોમ પણ તલવાર સમણી જાણતી, પોતાના ગામ ઉપર ભય આવી પડે ત્યારે ગામધણીને સાથ દેતી, ધિંગાણામાં યાહોમ કરીને ઝંપલાવતી અને જાતભાઈઓના કે ગામલોકોના રક્ષણ માટે વાણિયા બ્રાહ્મણો પોતાના માથાં આપતાં, ધિંગાણામાં શૂરવીરની માફક શત્રુની સામે થઈ મૃત્યુની સોડ તાણતાં, અને અમર નામના કરતાં. એવા અનેક શૂરવીરોના પાળિયા ગામડાના પાદરમાં એ વાતની સાક્ષી આપતાં ઉભા છે.

એ વખતે વસ્તીથી ભરચક ગામોને બદલે છુટા છુટા નેસડામાં રહેવાનો રીવાજ વધુ પ્રચલીત હતો. તેથીજ પોતપોતાના રક્ષણ માટે સૌ કોઈ તૈયાર રહેતું. પુત્ર પારણે ઝુલતો હોય ત્યાં બાપ ધિંગાણામાં મરતો, અને બાપ નિશ્ચિંત બેઠો હોય ત્યાં જુવાન જોધ દીકરો દુશ્મનની પાછળ પડીને પોતાના પ્રાણ આપતો. તલવાર કે બંદુક બાંધે તેજ એકલો બહાર નિકળી શકે એવો એ જમાનો હતો, અને જમાના પ્રમાણે સૌ કોઇ ઓછા વધતા પ્રમાણમાં ખાંડાના ખેલ ખેલી જાણતા.

સીમમાં કામ કરતા ખેડુતોએ અદ્ધર હવામાં ફરફરતી ધોળી ધજા જોઇ, અને પોતાની ગામધણીઆણીએ આપેલી અગમચેતીને લીધે ગામ ઉપર ઘોડાવાઈ ચઢી આવે છે એમ તેઓએ માની લીધું. કામ અધુરૂં મુકીને તેઓ પોતાના બળદો સાથે ગામમાં આવી લાગ્યાં.

અને સીમમાં પોતાના માલને ચારતાં રબારીઓ પણ ચેતી

ગયા. ગાય ભેંસ અને ઘેટાં બકરાંને બનતી ઉતાવળે તેઓ ગામમાં હાંકી લાવ્યા.

ગામના ઝાંપા આગળ માણસોની મોટી મેદની મચી રહી. અજાણ્યાને એમજ લાગે કે અહીં મોટો મેળો ભરાવાનો છે કે શું ?

પરંતુ આ માનવ સાગર હર્ષની ઉજાણી ઉજવવા નહોતો ઉભરાયો; ભાવી ભયને વિદારવા માટે સ્વાભિમાનની છોળો ઉછાળતા અંતઃકરણ સાથે રૂપાળીબાની રૈયત ત્યાં એકઠી થઈ હતી.

ઝાંપા આગળ માણસોનો જીવતો જાગતો કોટ બંધાઇ ગયો. એ કોટને ભેદ્યા વિના શત્રુ ગામમાં પ્રવેશ કરી શકે એવો એકે માર્ગ નહોતો.

## ૧૦. જય જગદંબા !

શૂરવીર ક્ષત્રિયાણીને છાજે એવા લડાયક પોષાકમાં સજ્જ બનીને થનગન થનગન નાચતી પ્રચંડકાય માણકી ઘોડી ઉપર સ્વાર થઈને રૂપાળીબા ત્યાં આવી લાગી.

જગદંબાના અવતાર સમી આ શૂરી ક્ષત્રિયાણીને જોતાંજ પ્રજાજનો હર્ષ પામ્યા. 'જગદંબાનો જય, રૂપાળીબાનો જય' એવી જયઘોષણાથી આખું ગામ હલમલી ઉઠયું.

ઝાંપા આગળ આવતાં તેણે જોયું કે કેટલાય વૃદ્ધ પુરૂષો ઢાલ, તલવાર, ભાલો, બરછી, વિગેરે જે હથિયાર હાથમાં આવ્યું તે લઇને દુશ્મનને ભેટવા અધિરા બની રહ્યા છે !

માનવ મેદનીને ભેદતી એ વીરાંગના છેક ઝાંપા આગળ આવી લાગી. તેણે જુવાનીયાઓને પડકાર્યા.

"જુવાનોનું જુથ ખડું હોય ત્યાં વૃદ્ધ વડીલો આમ પોતાના પ્રાણ જોખમમાં નાંખે એ તે કદી શોભતું હશે ? જુવાનો ! આગળ આવો ! મોખરો તો તમારેજ સાચવવો જોઇએ."

"રૂપાળી! અમે વૃદ્ધ થયા તેથી અમારૂં શૂરાતન કંઈ વૃદ્ધ થયું નથી. આ હાથ હજી પણ હથિયારો ચલાવવા ચણચણી રહ્યા છે." સફેદ વાળ વાળી પોતાની દાઢી ઉપર ફેરવાતો હાથ એકદમ તલવારની મૂઠ ઉપર મુકતાં એક ડોસાએ પોતાની યુદ્ધ માટેની આતુરતા દર્શાવી.

"એતો હું પણ જાણું છું, કાકા, પરંતુ આ જુવાનોનું પાણી માપવાનો અવસર ફરી ફરીને થોડોજ આવવાનો હતો? આપના જેવા વડીલો દૂર ઉભા ઉભા જુવાનોને હાકોટા કરી પાણી ચડાવશો તોપણ બસ છે. અડાભીડને વખતે આપનો અનુભવ બહુ કામ લાગશે, એટલે આપ પાછળ રહી બધાને સલાહ આપ્યા કરજો." રૂપાળીએ યુક્તિ-પૂર્વક તેમનું માન વધારીને પોતાનું ધાર્યું કરવાનો માર્ગ શોધી કાઢ્યો.

મોટેરાની આજ્ઞા ઉથાપી ન શકાય એ ભયથી મુંગા મુંગા પાછળ ઉભા રહેલા જુવાનીયાઓના પગમાં જોર આવ્યું. તેઓ તરતજ મોખરે આવી લાગ્યા.

રૂપાળીબાએ જોયું કે હવે શત્રુ ગમે તેવો સબળ હોય તોપણ વાંધો આવે તેમ નથી.

ઉત્સાહભેર તે ચોમેર ફરી વળી અને લોકોને અનેક સૂચનાઓ આપીને સાવધ કર્યા.

ધૂળની ડમરી વધારે ને વધારે ઘેરી બનતી જતી વધુ અને વધુ ઝડપથી ગામ તરફ આવતી જણાતી હતી. શત્રુઓને ભેટવા તૈયાર થયેલા ગામલોકોની અધીરાઈ પણ વધતી જતી હતી.

એકાએક પચાસેક ઘોડેસ્વારોનું ટોળું મારમાર કરતું આવી લાગ્યું. ઘોડાઓની હણહણાટીથી ગગન ગાજી ઉઠયું. શ્વાસભેર દોડયા આવતા ઘોડાઓ એકદમ ઝાંપા ઉપર ધસ્યા.

પરંતુ ખીલાઓથી મઢેલો દરવાજો સામે જડી દીધો હોય તેમ અનેક ભાલાઓના અણીદાર ફળાં તેમની સામે મંડાયાં. દીવાની બળતી જ્યોત જેવા એ ભાલાઓને જોઇને ઘોડા ત્યાંજ થંભી ગયા.

નિરાશાની ગગનભેદી ચીસો પાડતા હોય તેમ હણહણીને ઘોડાઓએ પગ પાછા માંડયાં.

સ્વારો ચકિત થઈ ગયા. આ શું? મોતની સામે પણ કુદી પડનાર આ ઘોડાઓ આજે આમ પાછાં કેમ પડે છે?

ધૂળની ચઢેલી આંધી ઓછી થતાં એ સ્વારોએ જોયું કે ઝાંપા આગળ તો માણસોનો જીવતો જાગતો ગઢ રચવામાં આવ્યો છે! તેઓ આશ્ચર્યચકિત બન્યા.

"મુરખાઓ, જોઈ શું રહ્યા છો? ધસો એકદમ ગામમાં અને ધોળે દહાડે ધાડ પાડો. વીરાંગનાનો ફાંકો રાખનારી એ રજપૂતાણી પણ જાણે કે એના માથાના મળ્યા હતા!"

પોતાના સરદારની આજ્ઞાનું પરિપાલન કર્યા વિના છુટકો નથી એમ જાણનારા એ સ્વારોએ ઘોડાઓને પુનઃ ઝાંપા ઉપર નાંખ્યા.

'ઓ બાપરે!'ની ચીસ પાડતો તેમનો એક ભેરૂબંધ ઘોડા ઉપરથી નીચે પડયો. એની છાતી બરછીથી આરપાર વીંધાઈ ગઈ હતી!

"બાયલાઓ, આમ ડાચું ફાડીને જોઈ શું રહ્યા છો? આવો મોકો ફરી ફરીને મળનાર નથી. હિંમત ન ચાલતી હોય તો મને આગળ થવા દો!"

નબળા પોચાને થથરાવી નાંખે એવા સત્તાવાહક સ્વરે આજ્ઞા કરતો એક સૈનિક આગળ ધસી આવ્યો અને પોતાના સાગરીદોને પોતાની પાછળ આવવા સૂચના કરી.

એની આંખોમાંથી અંગારા ઝરતા હતા. એનો વિકાળ ચ્હેરો ભલ ભલા ભડવીરને પણ ક્ષણભર ભય ઉપજાવે એવો ભયાનક હતો. એને જોતાંજ ઝાંપો રોકીને ઉભા રહેલા જુવાનો શેહ ખાઇ ગયા.

એ સૈનિકે—લુંટારાના એ સરદારે પોતાના ઘોડાને એડી મારી. ધિંગાણાના અનેક અનુભવ મેળવનાર એ અશ્વ પોતાના ધણીનો

ઇસારો સમજી ગયો. તેણે છલાંગ મારી, હવામાં ઉછળ્યો, અને ઝાંપા આગળ બનેલા માનવકોટને કુદી જવાનો પ્રયાસ કરતો હોય તેમ તે અંદર કુદી પડયો.

પડતાં પડતાં તેણે ચાર પાંચ માણસોને ચગદી નાંખ્યા.

'દુશ્મન, દુશ્મન !' ચોમેર પોકાર ઉઠયો, અને તેને ત્યાંજ પુરો કરી નાંખવાની આતુરતામાં સૌ કોઈ પોતાના શસ્ત્રો સંભાળવા મંડી પડયાં.

પરંતુ એ દુશ્મન એમ સપાટામાં આવે એવો ભોળો નહોતો. કુદીને જમીન ઉપર ઉતરતા પોતાના અશ્વનું ચોકડું ખેંચીને તેણે તેને ખૂબીપૂર્વક ઉભો રાખ્યો, અને વીજળી શા વેગથી તેણે પોતાના મ્યાનમાંથી તલવાર બહાર કાઢી.

એણે જોયું કે કોઈ દૈવી ચમત્કારથી અગાઉથી ખબર મળી ગયા હોય તેમ ગામલોકોએ બચાવની તૈયારી કરી રાખી છે !

આત્મરક્ષણ માટે પોતાની તલવાર ચોમેર વિંઝતાં તેણે ઝાંપા તરફ નજર ફેંકી.

ગામના જુવાનો જીવ ઉપર આવીને દુશ્મનો સામે જંગ ખેલી રહ્યા હતા, અને એ માનવકોટને ભેદવા માટે બહારથી હુમલો કરનારાઓ તનતોડ મહેનત કરી રહ્યા હતા. પોતાના સાગરીદોની દ્રઢતા જોઈ આ સરદારનું હૈયું હર્ષથી નાચી ઉઠયું. એણે અંદર રહીનેજ ગામલોકોનો સોથ વાળી નાંખવાનો નિશ્ચય કર્યો.

પરંતુ અંદર પોતે એકલોજ હતો. પોતાના માણસો ગામમાં પ્રવેશ કરે તે પહેલાં વિજયની આશા વ્યર્થ હતી.

એ મરણિયો બન્યો. પોતાની તલવારને જેમ ફાવે તેમ આડી અવળી વીંઝીને જે કોઈ સપાટામાં આવે તેને ઘાયલ કરીને તે ઝાંપા તરફનો માર્ગ મોકળો કરવા લાગ્યો.

"ઉભો રહે, ઉભો રહે, એમ ખાલી હાથે તે પાછા જવાય ? કોઈ જાણુશે કે ધોળે દહાડે ધાડ પાડવા ગયેલા લુંટારાઓ લુતે મોઢે પાછા આવ્યા તો એમાં તમારી આબરૂ શું રહેશે ? **આવ્યા છો તો આ રજપૂતાણીની તલવારની મહેમાનગત તો ચાખતા જાઓ !**"×

પોતાને પડકારનાર કોઈ પુરૂષ નહિ પણ સ્ત્રી છે એ જોઈ સરદારે અટ્ટહાસ્ય કર્યું.

ગુમાન ભર્યા અવાજે તેણે પ્રશ્ન કર્યો, "ઓહહો, કોણ રજ-પૂતાણી ? આવો, આવો, આજે ઠીક લાગમાં આવ્યા છો !"

પરંતુ રજપૂતાણીને આમંત્રણ આપવાની કંઇજ જરૂર નહોતી. એ લુંટારાને પોતાની તલવારનું પાણી બતાવવાને માટે જ તે જાણી જોઈને એના તરફ મારતે ઘોડે ધસી આવી હતી.

એ લુંટારાની નજીક આવતાંજ તેણે પોતાની તાતી તલવાર એની સામે ઝીંકી.

રણચંડી શી રજપૂતાણીને જોઈનેજ લુંટારો બહાવરો બન્યો. એને લાગ્યું કે એ રજપૂતાણી આજે એનો જીવ લેશે !

યુક્તિપૂર્વક એણે પોતાના અશ્વને વાળ્યો અને એનો ઘા ચૂકાવ્યો. તરતજ પોતાની પ્રચંડ તલવાર તેણે એ રજપૂતાણી ઉપર ઉતારી.

પરંતુ રૂપાળીબા એમ લાગમાં આવે તેવી નહોતી. એ રજ-પૂતાણીએ પોતાની તલવાર સામી ઝીકી.

લુંટારાની તલવારવાળો હાથ ઉછળ્યો, વાંકો વળ્યો અને એ સાવધ બન્યો તે પહેલાં તો એના સાથળમાં રૂપાળીની તલવારે ઉંડો ઘા કર્યો.

---

× જુઓ ચિત્ર.

લુંટારાએ જોયું કે શૂર ઉપર ચઢેલી આ ક્ષત્રિયાણી આજે એને જીવતો નહીં જવા દે!

પરંતુ બીજીજ પળે એના મુખ ઉપર હર્ષની રેખાઓ જણાઈ. એના ચાર પાંચ ભેરૂબંધો ઝાંપા આગળના જુવાનોને હઠાવી અંદર આવી રહ્યા હતા!

"શાબાશ! દોસ્તો, આજે આ ગામ લુંટયા વગર નજ જવાય." તેણે પોતાના મળતીયાઓને પાણી ચડાવવાનો પ્રયત્ન કર્યો.

રૂપાળીએ આ જોયું. તેની આંખો ફાટી. શું જુવાનીયાઓએ નમતું આપ્યું?

"જુવાનો, જોજો, રખે જનેતાનું દુધ લજાવતા! લુંટારાઓ તમારી વહુ દીકરીઓને લુંટી જાય તેના કરતાં તેમને પૂરા કરતાં તમારો જીવ જાય તો ભલે!" રૂપાળીએ જુવાનોને પાણી ચડાવ્યું.

'જય જગદંબા!' એકદમ જયધ્વનિ થયો, અને ગામમાં પ્રવેશ કરતા લુંટારાઓને જુવાનીયાઓએ બંન્ને બાજુથી ભીંસવા માંડયા.

## ૧૧. લોઢાના ચણા.

લોહીતરસી તલવારો આજે શત્રુના રક્તનું પાન કરીને તૃપ્ત થવા લાગી. દે! દે! કરતા જુવાનો પુનઃ પોતાની સર્વ શક્તિ એકઠી કરીને લુંટારાઓ ઉપર તુટી પડયા.

અંદર આવતા લુંટારાઓ ફસાઈ પડયા. ઝાંપામાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરનારા પાછા પડયા.

સરદાર હિંમત હારી ગયો. અહીંથી સહીસલામત નાસી છુટવાનો માર્ગ તે શોધવા લાગ્યો.

તેણે પોતાના અશ્વને એડી મારી. પોતાના ભેરૂબંધો ફસાતા જતા હતા તે તરફ તે ધસ્યો, તેમને પોતાની છુપી ભાષામાં—નેત્ર પલ્લવીથી ઈસારો કર્યો, અને એ ઈસારો સમજી ગયા હોય તેમ એના

બાહુબંધો ગામ તરફ વધવાને બદલે ઝાંપા તરફ પાછા પગલાં કરતાં— શત્રુના ઘા ઝીલતાં—પોતાનો દેહ બચાવતાં પલાયન થવાનો પ્રયત્ન કરવા લાગ્યા. સરદાર પણ લડવાનો ડોળ કરતો તેમની સાથે સાથે ઝાંપા તરફ જવા લાગ્યો.

“જુવાનો, જુવો, આ આપણા માનીતા મ્હેમાન પરોણાગત ચાખ્યા વિનાજ પાછા જવા લાગ્યા છે.” રૂપાળીએ કટાક્ષ કર્યો અને એ સરદાર તરફ પોતાના ઘોડાને વાળ્યો.

સરદાર સમજી ગયો. આજે કાંતો પોતાના બારે વર્ષ અહીંજ પૂરા થઈ જશે એમ તેને લાગ્યું. રજપૂતાણીની માણકી ઘોડી પોતાને આંબી જાય તે પહેલાં ત્યાંથી ન્હાસી છુટવાનો તેણે નિશ્ચય કર્યો.

પોતાના સાથીઓને લડતાજ રાખીને તેણે પોતાના અશ્વની લગામ ખેંચી અને એડીનો એવો ઈસારો કર્યો કે હંમેશનો ટેવાયલો એનો પાંખાળો ઘોડો ચારે પગે ઠેકયો, એક મોટી છલંગ મારી, અને હડફેટમાં આવતા માણસોને એક કોર ખસી જવાની ફરજ પાડતાં તે ઝાંપાની બહાર કુદી પડ્યો.

લુંટારાઓએ નાસી જતા પોતાના સરદારને જોયો અને તેમણે તેનું અનુકરણ કર્યું.

ઝાંપાની બહાર રહેલા લુંટારા અને તેઓના સરદાર આ વખતે તો છટકી જવા પામ્યા, પરંતુ ઝાંપાની અંદર ફસાઈ પડેલા લુંટારાઓ જુવાનીઆઓના હાથનો સપાટો ચાખતાં મોતની રાહ જોઇ રહ્યા હતા.

“જુવાનો, જવા દ્યો એમને! મરેલાને મારવા એ રજપૂતનો ધર્મ નથી. એમનો સરદાર જતાં એ નિરાધાર થઈ પડયાં છે. એમને છોડી મુકો.”

“રૂપાળીબા, એમને તે છોડી મુકાય? એતો કાલે ઉઠીને પાછા ગામ લુંટવાનો વિચાર કરશે.”

"તો આપણે ક્યાં પરવારીને બેઠાં છીએ. હજી પણ વધારે સ્વાદ ચાખવા તેમની દાઢ ડળકતી હોય તો ભલે ફાવે ત્યારે પાછા ચાલ્યા આવે."

લુંટારાઓ વિચારમાં પડયા. કેવી જબરી! આવી નિડર રજપૂતાણી તો કયાંય ન જોઈ! શત્રુ છતાં શૂરવીર આ સ્ત્રી માટે તેમને ભારે માન ઉપજ્યું. પરાજીત યોદ્ધાની માફક તેઓ મ્લાન મુખે જમીન તરફ જોઇ રહ્યા.

"જાઓ, ભાઇઓ, તમે છુટા છો. તમારા સરદારને મારા રામ રામ કહેજો. કહેજો કે લોઢાના ચણા ચાવવાનો ફરીથી પ્રયત્ન ન કરે!"

## ૧૨. સિંહણના બચ્ચાં સિંહ!

"એમ નહી, આમ, કુંવર સાહેબ!"

"કેમ આમ?"

"અરે વાહ! તમે તો તાલીમ આપનારનેજ પુરો કરી નાંખો એવા જબરા છો!"

"તેમાં મારો શો વાંક? તમે જે શિખવ્યું તે હું કરી બતાવું છું." બાર વર્ષના કુમારે નિમચો—નાનકડી તલવાર સમણતાં જવાબ આપ્યો.

"અરે એતો કોઈ શત્રુ સામે જઇએ ત્યારે એનું માથું એકજ ઘાએ જુદું થઇ જાય તેવો ઘા થાય. આમ પટાબાજી શિખતાં જો ખરેખર એવો ઘા કરો તો પછી મારી ઘરવાળી બિચારી રંડાયજ ને!"

"વાહરે વાહ! તમે પણ જમાદાર જબરા લાગો છો. નિમચો સમણવાની તાલીમ આપનાર તમે, સામેનો ઘા કેમ ચૂકવવો તે શિખવનાર તમે, અને હું ઘા કરૂં તે ચુકવવાની કળા તમારામાં નહિ?

એમ વાત વાતમાં ડરતો રહીને પટાબાજી ખેલું તો પછી તેમાં પ્રવીણતા ક્યારે મળે ?"

"અરે, રંગરે મારા બાળરાજા! તમે તો અત્યારથીજ ધુરંધર સૈનિક જેવા લાગો છો!" જમાદારે કુમારની પ્રસંશા કરી.

"શું છે જમાદાર ?"

જમાદારે પાછળ જોયું, જોગમાયા જેવી રજપૂતાણી મરક મરક હસી રહી હતી!

એ તો આ મારા બાળરાજા મને પણ મહાત કરી નાંખે છે તેની વાત કરૂં છું."

"એમ ? **ત્યારે તો ગુરૂ કરતાં ચેલા ચડે** એવી વાત !"*

"એવુંજ છે, રાજમાતા ! આ કુંવર સાહેબ મોટા થતાં ગામધણીનું નામ રાખશે. સત્ય કહ્યું છે કે સિંહણને પેટે સિંહજ પાકે!"

"પણ આ તાલીમનો જશ તો તમનેજ મળવો જોઇએ." રૂપાળીએ જમાદારની કદર કરી.

"એ તો આપની કૃપા. બાકી હથિયાર બાંધવા અને ચલાવવા એ તો રજપૂત બચ્ચાને ગળથુથીમાંજ વરેલું હોય છે."

જીવણજી જમાદાર હવે વૃદ્ધ થવા આવ્યો હતો. એની આખી જીંદગી ગામધણીની સેવામાં વીતી હતી. રૂપાળીના સસરાનો તે માનીતો હતો. રૂપાળીના પતિને પણ યુદ્ધકળાની એણેજ તાલીમ આપી હતી. એ જુવાન ગામધણી લુંટારાને ભગાડતાં મૃત્યુ પામ્યો ત્યારથી એના બાળકના સંરક્ષણનો અને શસ્ત્ર વિદ્યાના શિક્ષણનો ભાર પણ એને માથે આવ્યો હતો. સ્વામિભક્ત સેવક અંતઃકરણપૂર્વક પોતાની ફરજ અદા કરી રહ્યો હતો.

નાનીશી તલવાર આપીને એણે એ બાળકુંવરને તલવાર ચલાવવામાં પ્રવીણ બનાવ્યો હતો. સિંહ સમો એ બાળકેસરી પોતાની એ વિદ્યાનો ઉપયોગ કરવા અધિરો બની રહ્યો હતો.

---

* જુઓ ચિત્ર.



'ત્યારે તો ગુરૂ કરતાં ચેલા ચડે !'

વીરાંગનાની વાતો] પૃ. ૩૨. [રૂપાળીબા

## ૧૩. ખેડુતોની કદર.

"અરજણ, તેં તો ભારે કરી! કોરી ટાકોડી જેવી ધરતીને ખેડીને કાચું સોનું પાકે એવી જમીન બનાવી દેવી એ કંઇ લાડવો ખાવાનો નથી! એમાં તો અંગમહેનત અને જાતી દેખરેખ જોઇએ."

"બા, એમાં તે શી મોટી વાત છે? અમો ખેડવાયાનો તો એ ધંધોજ છે. એ બધો પ્રતાપ તો આપની મીઠી નજરનો છે. ગામધણીની રૂડી નજર હોય તો ધરતી માતા પણ કસ પુરે. જેવી દાનત તેવી બરકત એમ કહેવાય છે તે કંઇ ખોટું નથી."

"એમાં અમો કયાં પાડ કરીએ છીએ? ખેડુને કોઇ જાતની કનડગત ન થાય અને ખેતી વધારે પાકે એવી સગવડતા આપવી એ પણ અમારો ધર્મ છે." રૂપાળીએ પોતાના કર્તવ્યની ઝાંખી કરાવી.

"બા, ખરૂં પુછો તો તમે ખાતર મફત લેવાની બધા ખેડુતોને છુટ આપી છે તેનાંજ મીઠાં ફળ અમે ભોગવીએ છીએ."

"એમાં રાજને પણ લાભજ છે ને! 'ખેડ, ખાતર, અને પાણી'ની જેટલી છુટ ખેડુતને મળે તેટલો મોલ સારો આવે અને રાજભાગ પણ વધારે મળે. એટલે એમાં તો ખરી રીતે રાજ્યનો પણ સ્વાર્થ રહેલો છે."

"પણ એવું સમજનારા બહુજ ઓછા ગામધણી હોય છે. બા, તમે ઠેકઠેકાણે કુવા બંધાવી દઇને પાણીની એવી છુટ કરી આપી છે કે. અમે રાતને દિવસ કોસ હાંકયા કરીએ તો પણ જરાય વાંધો ન આવે." ખેડુતોએ પોતાના અંતરની લાગણી જણાવી દીધી.

"અને ખરી વાત જણાવી દઉં? રૂપાળીબા! અમારી ખેતી જોઇને અડખે પડખેના ખેડુતોને આંખમાં ઇર્ષા આવે છે. કેટલાક તો આપણી હદમાં આવીને વસવા પણ અધીરા બની રહ્યા છે." એક વૃદ્ધ ખેડુતે સત્ય હકીકત રજુ કરી:

"તમારી વાત તો સાવ સાચી છે, પરંતુ જો તમારી પોતાની કાળજી અને હોંસ ન હોય તો મારી આપેલી બધી સગવડો નકામી જાય. અને એટલા માટેજ મારે આજે જેના મોલ સારામાં સારા આવ્યા છે તેમને ફાળિયાં બંધાવવાં છે."

દરબારગઢની ડેલીમાં રૂપાળીબાએ ગામના તમામ ખેડુતોને ભેળા કર્યા હતા, અને આ વર્ષે કોની ખેતી સારી થઈ હતી—એ સારી થવાના શા શા કારણો હતા—અને ભવિષ્યમાં હજી પણ વધુ સારી ખેતી થવા માટે કયા સુધારાવધારાની જરૂર હતી તેની ચર્ચા કરવાની ગોઠવણ કરી હતી. તેણે કેટલાકનાં વખાણ કર્યાં, કેટલાકની ખામીઓ બતાવી, કેટલાકને જરૂરી મદદ કરવાનું વચન આપી તેમનો ઉત્સાહ વધાર્યો અને છેવટે કેટલાકની જાહેરમાં કદર કરી.

સૌથી પહેલાં તેણે લાલ કસુંબાનો કસબી છેડાવાળો ફેંટો અરજણને આપ્યો. અરજણે તે માનપૂર્વક લીધો અને પોતાના માથા ઉપરનું જુનું ફાળિયું કાઢી નાખીને બધાના દેખતાંજ પોતાની ગામધણીઆણીએ આપેલી એ ભેટ પોતાના મસ્તકે ધરી.

એક પછી એક દશ બાર ખેડુતોની એ પ્રમાણે ઓછાવત્તા પ્રમાણમાં કદર થઈ અને ખેડુતોમાં અજબ ઉત્સાહ પ્રગટયો. આવતે વર્ષે આથી પણ વધારે સારી ખેતી કરવાનો અને એકબીજાની હરીફાઈમાં ચઢીયાતું ઈનામ જીતી જવાનો સૌ કોઇએ પોતાના મનમાં નિર્ધાર કર્યો.

લુંટારૂઓને ભગાડતાં પોતાનો જુવાન ધણી મરણ પામ્યો ત્યાર પછી પ્રજાના સંરક્ષણનો તેમજ તેના ઉત્કર્ષનો ભાર પોતાના માથે આવી પડયો છે એમ સારી રીતે સમજનારી રૂપાળી હંમેશાં પ્રાતઃકાળે વહેલાં ઉઠીને ઘોડેસ્વાર થતી, અને ગામ બહાર નિકળી પડતી. આખી સીમ ખુંદીને તે દરેકે દરેક ખેતરમાં ફરી વળતી, કોણે શું વાવ્યું છે તેની તપાસ કરતી, અને ક્યાં સારો પાક થયો છે—કોણે

કઈ જાતનું વાવેતર કર્યું છે—કોને કઈ મદદની જરૂર છે—એ બધી ઝીણી ઝીણી વાતમાં પોતે જાતેજ માથું મારતી, ખેડુત સાથે વાતે વળગતી, વાત વાતમાં તેમની સુખ સગવડની ખાટી મીઠી વાતો જાણી લેતી, અડચણો દૂર કરવાની અનુકુળતા કરી આપતી; ખેડુતોના ઢોર ઢાંખર સશક્ત રહે તે માટે ખેડુતોને આગ્રહ પૂર્વક ભલામણ કરતી, ખેડુતોને જ્યાંથી મળે ત્યાંથી ખાતર મફત લઈ જવાની છુટ આપતી, માત્ર વરસાદના પાણી ઉપર આશા રાખી બેસી રહેવું ન પડે અને શિયાળુ પાકનો લાભ ખેડુતોને મળે તે માટે તેમને પોતાના ખર્ચે કુવાઓ ગળાવી આપતી, અને ' રાજ્યની આબાદીનો આધાર ખેતીની આબાદી ઉપરજ છે, ' એ સિદ્ધાંતનું પ્રતિપાદન કરતી હોય તેમ સારામાં સારી ખેતી પાકે એ જોવા સદા ઉત્સુક રહેતી.

અને ખેડુતોમાં નવું ચેતન લાવવાનો એક નવો માર્ગ તેણે શોધી કાઢયો. સારામાં સારી ખેતી થાય તેની યોગ્ય કદર કરવામાં આવે તો બીજાઓ પણ એ માર્ગે વળે એવો વિચાર આવતાં તેણે આખી સીમમાં ફરીને ઉત્તમ પાક પેદા કરનાર ખેડુતોના નામો નક્કી કર્યા, અને તેમને પાઘડી બંધાવવાનો મનમાં નિશ્ચય કર્યો.

બીજે દિવસે ગામના તમામ ખેડુતોને એકઠા કરીને સર્વની હાજરીમાંજ એ ખેડુતોની તેણે જાહેર કદર કરી.

રૂપાળીબાની કાર્યકુશળતા માટે આખા ગામમાં વખાણ થવા લાગ્યા. લોકો એમજ કહેતા કે બ્રહ્માએ આને ભૂલમાં ભાયડો ઘડતાં બાંયડી ઘડી છે !

## ૧૪. આકડે મધ !

" મા...ળી આ તે કોઈ બાયડી છે ! જ્યારે જુવો ત્યારે જાગતીજ બેઠી હોય ! અભેસંગ, અહીંઆં કંઇ આપણો ગજ વાગે એમ લાગતું નથી. "

"તમે પણ સુરસંગ આમ બીકણ બાવડી જેવા કેમ થતા જાઓ છો ? એવી બે બદામની બાયડીથી બીતા રહેશું તો પછી આપણો ધંધો કેમ ચાલશે ?"

"બીજા તું કહે તે ગામમાં ધોળે દિવસે ધાડ પાડી આવું, પણ આ રૂપલીના ગામમાં દાઢ ખુંચે એવી આશા લાગતી નથી."

"તે કેમ એના માથામાં કાંઈ ગજ ઘાલ્યા છે ? એના મનથી બહુ જોરાવર માનતી હશે તો હું પણ બતાવી દઈશ કે દુનિયામાં શેરને માથે સવા શેર પડયા છે. એક વખત લાગ મળવા દેને, પછી જોજે કે હું પણ એના મગજની રાઈ કેવી રીતે ઉતારી નાખું છું !"

"બાપુ ! બાપુ !" એક માણસ ત્યાં દોડતો આવીને હાથ જોડીને ઉભો રહ્યો.

"શું છે દેવલા ?" સુરસંગે રોફથી પૂછયું.

"બાપુ, આકડે મધ !"

"કયાં આગળ ?"

"રૂપાળીબાની સીમમાંજ !"

"મા...ળા એમાં તે શી મોટી વાત લાવ્યો ? એતો અમે પણ જાણીએ છીએ કે એની સીમમાં મોતીના દાણા જેવા ડુંડા ઝકુંબે છે."

"અરે પણ બાપુ ! આતો તૈયાર મામલો !"

અભેસંગ અધીરો બન્યો. "ખવાસડાની જાત ખરીને ! મા... ળો કયારનોય મોણ ઘાલ્યા કરે છે ! ગોલીના જે હોય તે ઝટ કહી દેને !"

"બાપુ ! તમે મારી વાત સાચી માનો નહિ એટલે હું શું કરૂં ? બાકી અત્યારે ખરો વખત છે."

"પણ ત્યારે ભસી મરને કે શી વાત લઈ આવ્યો છે ?"

પોતાના મુરબ્બીઓના મુખમાંથી નિકળતી સરસ્વતી (!) સાંભળીને દેવલાને સંતોષ થયો. એના મનથી "ધણીની ગાળ એતો ઘીની

નાળ' જેવી હતી. બંન્ને જણા પોતાની વાત સાંભળવાને આટલા બધા અધિરા થાય એ પોતાનું કાંઈ જેવું તેવું મહત્વ નહોતું !

મનમાંજ તે મલકાયો, અને ઠાવકું મોઢું રાખીને બોલ્યો, " બાપુ, સાચી વાત કહું છું. અત્યારે રૂપાળીની સીમમાં ખળાં તૈયાર થઈ ગયાં છે. ખળામાં અનાજના ઢગના ઢગ ડુંગરની માફક ખડક્યા છે. બરાબર વખત સાધો તો ઘડી બે ઘડીની મહેનતમાં બાર મહી-નાના રોટલા સુખેથી નિકળી જાય એવું છે ! "

" ઠીક છે, જોશું. "

" અરે જોશું જોશું કરતાં તો પછી 'રાઈના પાડ રાતે ગયા' જેવું થઈ પડશે. એક બે દિવસમાં તો એ બધોય દાણો ખળામાંથી ખેડુતોના ઘર ભેગો થઈ જશે, અને આપણે વાતો કરતાં રહી જઈશું."

" એમ ? ત્યારે તો તરત દાનને મહાપુણ્ય જેવું કરી નાંખીએ." અભેસંગે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

" વાહ, મારો બાપુ ! તમે સાવ સાચું કહ્યું. પેલી કહેવત છે કે 'ધર્મના કામમાં ઢીલ નહિ'. "

" થાવા દો ત્યારે, " સુરસંગે પણ પોતાની સંમતિ દર્શાવી.

## ૧૫. સ્ત્રી કે શક્તિ ?

" અરે વાહ ! આ ખેડુતોએ તો અહીં દાણાના ડુંગર બનાવી દીધા છે ને શું ? " નિમચા સાથે ગેલ કરતાં રાજકુમારે ઉદ્ગારો કાઢયા અને ખળાવાડમાં ખડકેલા અનાજના ઢગલાઓ તરફ તે એકી દશે જોઈ રહ્યો.

" બેટા ! આ ઢગના દાણે દાણે ખેડુતોની ખરી મહેનતનો પરસેવો ટપકે છે. આપણો રાજવૈભવ એમની મહેનતનેજ આભારી છે. " રૂપાળીએ પોતાના પુત્રને અત્યારથીજ પ્રજાવત્સલતાના સંસ્કારો પાડવા પ્રયત્ન કર્યો.

"એ શું બોલ્યાં રાજમાતા ? ખરો પ્રતાપ તો આપના રાજ તેજનો. આપના આધારે અમે નભીએ છીએ. આપની અમી નજરથી ધરતી માતા કસ પુરે છે, અને આપની હાકને લીધે ચોર લુંટારાથી અમારા મોલ સામે આંગળી પણ ચીંધી શકાતી નથી." ખેડુતોએ વિવેકપૂર્વક અંતરના ઉદ્ગારો દર્શાવ્યા.

એટલામાં ખેડુનો પટેલ માણું લઈને આવ્યો.

"દાના પટેલ, આ માણાની શી જરૂર હતી ? તમને ઠીક લાગે તે પ્રમાણે દરેક ખેડુતના ઢગલામાંથી રાજભાગ જુદો કઢાવી લ્યો......"

"પણ માણેથી માપીનેજ આપના દેખતાં રાજભાગ કાઢીએ એ સૌથી સારૂં કે જેથી પાછળથી કોઈના મનને ખેંચ ન રહે."

"પટેલ ! એવો વસવસો મનમાં ન રાખશો. ખેડુના ઘરમાં બે દાણા વધારે જાય તો પણ ખીચડીમાં ઘી ઢળ્યા જેવું જ છેને ! ખેડુના ઘરમાં હશે તો કોક દી રાજને કામ લાગશે."

રૂપાળીબાની આવી ઉદારતાથી પટેલ પ્રસન્ન થયો. તેણે દરેક ખેડુતને પોતપોતાના ઢગલામાંથી રાજભાગ જુદો કરવાની આજ્ઞા કરી.

એજ ઘડીએ નિમચા સાથે ગેલ કરતા કુંવરની નજર દરબારગઢ તરફ ગઇ અને તેણે બૂમ પાડી, "બા ! બા ! જો તો ખરી ! દરબારગઢના લીંબડા ઉપર પેલી ધોળી ધજા કાંડી ઉપર ઉંચી ચઢીને હવામાં ચોમેર ફરકયા કરે છે!"

રૂપાળીએ લક્ષ પૂર્વક જોયું. ખેડુતોની પણ એ તરફ નજર ખેંચાઇ. સૌની ખાત્રી થઇ ગઇ કે ગામ ઉપર આફતના વાદળ ચઢી આવતા લાગે છે !

એટલામાં તો દરબારગઢમાંથી એક માણસ દોડતો આવ્યો અને શ્વાસભેર બોલ્યો, "રાજમાતા, ફરીથી આજે ઘોડાવાઇ ચઢી આવતી લાગે છે !"



દૂરથીજ રણચંડી સમી રજપૂતાણીને જોઇ લીધી.

પૃ. ૩૯ ]     વીરાંગનાની વાતો



ઉઘાડી તલવાર સાથે મોખરે ઉભી રહી.

રૂપાળીબા [ પૃ. ૨૯.

રાજભાગ જુદા કરતા ખેડુતોના હાથ એમને એમ થંભી ગયા. એમના પેટમાં ફાળ પડી.

"જરાય ગભરાશો નહિ. ખળાં તૈયાર થયેલાં જોઇ કોઇ શત્રુની નજર બગડી લાગે છે. પરંતુ અહીં એવો રેઢો માલ પડયો નથી કે જેને જેમ ફાવે તેમ લઈ જાય."

પલક માત્રમાં તેણે નિર્ણય કરી લીધો અને એકાદ સેનાધ્યક્ષ પોતાના સૈનિકોને આજ્ઞા કરે તેમ તેણે એક પછી એક હુકમો છોડવા માંડયા.

"ચાલો, આ ખળામાં જેટલાં ગાડાં પડયાં છે તે બધાંને અનાજના ઢગલાની આસપાસ ગોઠવીને ફરતો ગાડાનો કોટ કરી લ્યો. દરેકે દરેક ખેડુત હાથમાં આડું કે બીજું જે હથિયાર મળે તે લઇને ગાડાની ઓથે છુપાઇને બેસી જાઓ. હું જોઉં છું કે શત્રુઓ કેમ ફાવી જાય છે!"

તરતજ તેની આજ્ઞાનો અમલ થઈ ગયો. જોત જોતામાં ગાડાંનો કોટ બંધાઈ ગયો. રૂપાળી પોતે પોતાની માણકી ઘોડી ઉપર સ્વાર થઈને **ઉઘાડી તલવાર સાથે ગાડાંના કોટને મોખરે ઉભી રહી,*** કુંવર પણ પોતાના માનીતા વછેરા ઉપર સ્વાર થઇને પોતાનો નિમચો વાપરવા અધીરો બની રહ્યો.

**લુંટારા આવ્યા. દૂરથીજ તેમણે રણચંડી સમી રજપૂતાણીને જોઈ લીધી,** સૂરજના તેજમાં વિજળીશી ઝળુકતી એની ઉઘાડી તલવાર પણ જોઈ, નાનકડી તલવારને રમાડતા એના દેવ સમા દીકરાને જોયો, અને એમને લાગ્યું કે આજે પોતાનો દહાડો વળનાર નથી!

---

* જુઓ સામસામા ચિત્રો.

"આ તે સ્ત્રી છે કે સાક્ષાત શક્તિ?" સુરસંગે ઘોડાની ગાદી ઉપર હાથ પછાડયો. "જ્યાં જઈએ ત્યાં એ તો આડી આવવાનીજ!"

તે એમાં શું થઇ ગયું? આપણે આટલા બધા છીએ ત્યાં એ બે બદામની બાયડીના તે શા ભાર? ચાલોને જઈને ખળાવાડમાં પડીએ અને એને અહીંજ ધરબી નાંખીએ." અભેસંગ આકળો બન્યો.

"હા, હા, બાપુ, અભેસંગ કહે છે તે બરાબર છે!" દેવલાએ ટાપસી પુરી.

"શું તારૂં કપાળ? મૂર્ખા, જરા આંખ ફાડીને જોતો ખરો! તારી કાકીએ ખળાવાડમાં જવાનો માર્ગ કોઇ ઠેકાણે રહેવા દીધો છે?"

દેવલો ભોંઠો પડી ગયો, છતાં તેની જીભ બંધ રહે તેમ નહોતું. "અરે બાપુ, હુકમ કરો તો આંખના પલકારામાં એકાદ ગાડાને ખસેડી નાખું."

"અરે પણ આંધળા, જરા ઝીણી નજરે જો તો ખરો. કીડીના ધણની માફક ઉભરાઇ જાય એટલા ખેડુતો આ ગાડાની ઓથે ભરાઇ રહ્યાં હોય તેવું લાગે છે. એ બધા જો એક સાથે ઉલટી પડેને તો આપણાં બારે વરસ આજે પુરાં થઇ જાય!"

"કોણ જાણે કેમ બાપુના મનમાં આ રૂપલીનો ધાક પેસી ગયો છે! એને જુવે છે ત્યાં એમના ગુડા ગળી જાય છે!" અભેસંગે સુરસંગને પાણી ચડાવવાનો પ્રયત્ન કર્યો.

"તું બહુ બહાદુરનો બેટો હો તો જા મરવા. અમારે તો જીવીને ખાવું છે."

સુરસંગે પોતાનો ઘોડો પાછો વાળ્યો અને પોતાના સાથીઓને સંબોધીને બોલ્યો, "ચાલો, અત્યારે તો પાછાજ વળીએ, વળી કોઈ વખતે જોઈ લઈશું."

અને સરદારની આજ્ઞાનો મુંગે મોઢે અમલ કરવા ટેવાયલા તેના સાથીઓએ પોતાના ઘોડા વાળ્યા અને જાણે કંઈ જાણુતાંજ ન હોય તેમ બધા બીજે માર્ગે ચાલ્યા ગયા.

અભેસંગે દાંત કચકચાવ્યા, ઘોડા ઉપર બેઠેલી એ રોષ ભરી રણચંડી ઉપર તિરસ્કાર ભરી એક નજર ફેંકી અને ત્યાંથી પલાયન થતાં પોતાના સાગરીદોની પાછળ પોતાનો ઘોડો મારી મુક્યો.

## ૧૬. ધન્ય રજપૂતાણી.

અનાજના ઢગના ઢગ નજરે જોઇને સ્હેલાઇથી તે મેળવવાની લાલચથી પ્રેરાઇને આવેલા લુંટારાઓને લુતે મોઢે પાછા ફરવું પડયું તે મોત જેવું લાગ્યું, પરંતુ બીજો કંઈ ઉપાયજ નહોતો. અત્યારે કંઈ કરામત ફાવે તેમ નહોતું. કાર્યકુશળ રૂપાળીએ કરેલો બંદોબસ્ત જોઇને લુંટારાઓ હતાશ થયા, પરંતુ સ્ત્રીજાત પોતાના પ્રયાસોને આવી રીતે ઉંધા વાળી નાખે અને કોઈ વખત ફાવવા ન દે એ વિચારથી તેમનું મગજ ફરી ગયું.

સામી છાતીએ લડવાની હિમ્મત ન હોય ત્યારે લોકો પીઠ પાછળથી ઘા કરવાનો માર્ગ શોધી કાઢે છે. સુરસંગે પણ એવી યુક્તિ શોધી કાઢી.

જગદંબા સમી રૂપાળીનો તાપ સુરસંગથી જીરવાતો ન્હોતો. તેની એક પ્રતાપી નજર પડતાં એની છાતીના બંધ ઢીલા થઇ જતા, એનો નિશ્ચય—એનું શૌર્ય—એની ટેક બધુંય સરી જતું, અને 'આ તે સ્ત્રી છે કે સાક્ષાત શક્તિ ?' એવી શંકાનું ભૂત એના મનમાં ભરાતું. એટલે એ શક્તિની સામે ઉઘાડે છોગે જવા કરતાં એને અંધારામાં રાખીને પોતાનું ધાર્યું કરવાનો તેણે નિશ્ચય કર્યો.

કંઈ પણ હિલચાલ કર્યા વિના લાંબો ગાળો જવા દઇને હવે પોતાની ટોળી એ ગામ તરફ કદી પણ નજર કરવાની નથી એવી

ભાવના તેણે ગામલોકના અંતરમાં જાગવા દીધી, અને પછી એક દિવસ લાગ જોઇને એ ગફલતનો લાભ લઇને તેણે પોતાના મળતિયાઓને એક પછી એક છુટા છુટા ગામમાં દાખલ કરી દીધા.

એક બીજી યુક્તિનો પણ તેણે આ વખતે ઉપયોગ કર્યો. ગામમાં દાખલ થનાર લુંટારો છે એવી શંકા પણ ન થાય તે માટે દરેક વ્યક્તિને વેષપલટો કરવાની અને સામાન્ય મુસાફર હોય તેવો સ્વાંગ સજવાની તેણે સૂચના આપી દીધી, અને વારંવાર નિરાશા પામીને શરમાયલા એના સાગરીદોએ આ વખતે એ સૂચનાનો પુરેપુરો અમલ કર્યો.

જૂદા જૂદા સ્વાંગમાં સજ્જ થયેલા એ લુંટારાઓ કોઇ ગામમાં હટાણું કરવા આવ્યા હોય, કોઈ પોતાના સગાસંબંધીને મળવા આવ્યા હોય, કોઈ ગામતરે જતાં વચમાં રાતવાસો કરવા આતુર હોય એવા જાતજાતના ઉદ્દેશનો આડંબર કરીને ગામમાં ઘુસી ગયા અને જ્યારે પોતાના બધાય માણસો ગામમાં આવી ગયા છે એવી ખાત્રી થઇ ત્યારે બજાર લુંટવા મંડી પડયા.

"એ બધું પછી, પહેલાં તો પેલી કાળમુખી કાળકાને પુરી કરી નાંખીયે. એ રાં......જીવતી જાગતી બેઠી છે ત્યાં સુધી આપણને કદી ફાવવા નહિ દે!" સુરસંગે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી.

અને એના એકજ ઇશારાથી બધાય લુંટારાઓએ એકદમ દરબારગઢ તરફ દોટ મુકી.

'આજે કાં તો એ નહિં, કાં તો હું નહિ' સુરસંગે દરબારગઢ આગળ આવતાંજ પોતાનો છેવટનો નિશ્ચય જણાવ્યો, અને ઉઘાડી તલવાર સાથે દરબારની દોઢીનું રક્ષણ કરતા દરવાન ઉપર વિકાળ વાઘની માફક તે કુદી પડયો.

"કોણ સુરસંગ? મારા અન્નદાતા ઠાકોર સાહેબનો જીવ લેનાર હત્યારો? રૂપાળીબાના રાજમાં ધોળે દિવસે ધાડ પાડવાની હિંમત કરે

એવો હજી તો કોઈ પાક્યો નથી !" એ વૃદ્ધ એકદમ ઉભો થઇ ગયો, વીજળીશી ઝળુકતી તલવાર તેણે મ્યાનમાંથી કાઢી અને એ લુંટારાનો માર્ગ રોકીને ઉભો રહ્યો.

"ડોસા, દૂર હઠ ! વૃદ્ધાવસ્થાથી ખખળી ગયેલા તારા હાડચામ જોઇને મને તારી દયા આવે છે." સુરસંગે પોતાને પડકારનાર એ ડોસા તરફ અટ્ટહાસ્ય કર્યું.

"હસી લે ! હસી લે ! મૃત્યુના મુખમાં પ્રવેશ કરવાની મૂર્ખતા કરનાર મદાંધ માનવી, હસી લે ! મારી દયા રખે ખાતો ! આ હાડ-ચામ ભલે ખખળી ગયા, પરંતુ મારા અંતરમાં તો યુવાન જેટલા આત્મબળની જ્યોતિ ઝળહળે છે. હિંસકવૃત્તિથી પ્રેરાયલા તારા પશુ-બળ ઉપર એ આત્મબળ જરૂર વિજય મેળવશે. ભલો થઇને પાછો ચાલ્યો જા, નહિં તો જોયા જેવી થશે." વૃદ્ધ દરવાન નિડરતાથી તેની સામે થયો.

"એમ છે ? ઠીક, ત્યારે તું પણ આવી જા લ્હાણમાં !" સુરસંગે પોતાની સમશેર ઉગામી.

અને ત્યાં સુરઅસુરનો સંગ્રામ મચ્યો. ડોસો નવજુવાનની ચપ-ળતાથી પોતાની તલવાર વીંઝીને સુરસંગના ઘા ઉડાવતો હતો અને પોતાની તીખી તલવારનો સ્વાદ શત્રુને ચખાડવા પ્રયાસ કરી રહ્યો હતો. સુરસંગ યુક્તિપ્રયુક્તિથી એને પુરો કરી નાખવા પ્રપંચપૂર્વક પ્રયાસ કરી રહ્યો હતો.

કર્તવ્યપાલનના પવિત્ર ઉદ્દેશથી પ્રેરાયલા આત્મબળનો વિજય થયો. ડોસાના મનમાં એકજ વાત હતી—મરવું કે મારવું. સુરસંગને મોતનો ડર હતો, બીજાને મારવાની મલીન ઈચ્છા હતી. ડોસો મર-ણિયો બની લડતો હતો. સુરસંગને પોતાના શરીરને સંભાળીને ધાર્યું પાર પાડવું હતું. એણે જોયું કે ડોસો એમ મચક આપે એવો નથી !

એણે પોતાના માણસોને ઇશારો કર્યો. લુંટારાઓએ ડોસાને ચોમેરથી ઘેરી લીધો, અને બધા એક સાથે એના ઉપર તુટી પડયા.

પરંતુ એક મરણીયો સોને ભારે પડે એ વાતનો અનુભવ આજે આ લુંટારાઓને થયો. એકાદ ખેડુત બેદરકારીથી ઘાસ કાપતો હોય તેમ તે પોતાની તલવાર સાથે ચોમેર ઘુમતો પોતાના ઉપર થતા ઘાને ચુકવીને લાગમાં આવી જાય તે લુંટારાને ઘાયલ કરી રહ્યો હતો!

ડોસાએ જોયું કે સુરસંગ ત્યાંથી છટકવાની પેરવી કરી રહ્યો છે! જતાં જતાં પણ એનું સ્વાગત કરવાની દ્રઢ ઇચ્છાથી એ ડોસો ઉછળ્યો, અને એના ઉપર તલવારનો ઘા કર્યો. સુરસંગ છટક્યો, છતાં ડોસાની તલવારની પીંછી એના ખભા ઉપર નિશાન કરવાનું ચૂકી નહિં.

વીંછીના ડંખ સમી વેદનાથી સુરસંગના મુખમાંથી અરેરાટી નિકળી ગઇ.

ડોસાના આત્માને એથી સંતોષ થયો.

પરંતુ સુરસંગ છટક્યો અને તેના સાથીઓ સાથે દરબારી મકાનની ઓંસરી તરફ ધસ્યો.

ડોસાએ આ જોયું. તેણે એની પાછળ પડવા દોટ મુકી.

પરંતુ પોતાના માર્ગમાં કંટકરૂપ થઇ પડેલા આ ડોસાને ત્યાંજ પુરો કરી નાખવાની પોતાના સરદારની આજ્ઞાનું પરિપાલન કરવા માટે ચાર પાંચ લુંટારાએ એને ઘેરી લીધો અને વિક્રાળ વરૂની માફક એની ઉપર તુટી પડયા.

"બા! બા! ચેતજો! જમદૂત આવી લાગ્યા છે!" રૂંધાતા શ્વાસે એ ડોસાએ ચેતવણી આપી અને એના પ્રત્યુત્તર રૂપે પ્રચંડ પડઘાથી વાતાવરણ ગાજી ઉઠયું.

"હરકત નહિં, અદા! તમે તમારૂં રક્ષણ કરો, હું તેમનું સ્વાગત કરવા તત્પરજ છું!"

શત્રુઓના ઘા ઝીલતા એ વૃદ્ધ નરવીરે આંસરી સામે નજર ફેરી અને એના મુખમાંથી હર્ષોદ્ગાર નિકળી પડ્યો, "ધન્ય રજપૂતાણી!"

એણે શું જોયું ? એક અજબ ઉત્તેજક દ્રશ્ય ! રૂપાળી રૌદ્ર સ્વરૂપ ધારણ કરીને હાથમાં ઉઘાડી તલવાર સાથે આંસરીની એક થાંભલી સાથે પોતાનું અંગ ટેકવીને ઉભી ઉભી શત્રુના હલ્લાની રાહ જોઈ રહી હતી !

રજપૂતાણીની આ નિડરતાથી એને જોરસ ચડ્યો. અંગ ઉપર પડેલા ઘા એ ભૂલી ગયો, અને પુનઃ જુવાનને શરમાવે એવા જોરથી લુંટારા સાથે લડવા લાગ્યો.

## ૧૭. બાજી બદલાઈ.

વૃદ્ધ દરવાનના હાકોટા અને લુંટારા સાથે મચેલા ધિંગાણાએ રૂપાળીબાનું લક્ષ ખેંચ્યું. મેડીની બારીએથી ડોકિયું કરતાં એ વસ્તુસ્થિતિ સમજી ગઈ. એની ખાત્રી થઈ ગઈ કે લુંટારાઓ આજે પોતાની કપટકળામાં ફાવી ગયા છે !

પરંતુ હવે વિચાર કરવાનો વખત ન્હોતો, મનમાં મુંઝાવાથી દહાડો વળે તેમ ન્હોતું, રજપૂતાણીને શોભે તેવા ગૌરવથી શત્રુનો સાપનો કરવો એ એકજ માર્ગ રહ્યો હતો.

એજ ક્ષણે પોતાની નિરાધારીનો એને વિચાર આવ્યો. એનો એકનો એક પુત્ર–શિશોર છતાં કેસરી સમો એ કુંવર જમાદાર સાથે મૃગયા ખેલવા ગયો હતો. અત્યારે દરબારગઢમાં એ એકલી હતી. આટલા બધા લુંટારાઓ સામે એ એકલી ક્યાં સુધી ટકી શકે ?

મોતનો એને ડર ન્હોતો–એને તો ચિંતા હતી પોતાના એકના એક વ્હાલા કુંવરના ભાવિની અને પ્રજાજનોના જાનમાલના સંરક્ષણની.

તેણે ફરીફરીને વિચાર કર્યો અને એક યુક્તિ શોધી કાઢી.

'જખ મારે છે! ભલેને આથી બમણા લુંટારા આવે તો પણ બધાને ભો ભેગા કરવામાં હવે જરાય હરકત નથી!' એના મુખ ઉપર પ્રસન્નતા છવાઈ.

વીજળીની ઝડપથી તે નીચે ઉતરી, પોતે શોધી કાઢેલી યુક્તિનો ત્વરાથી અમલ કર્યો, અને પોતાના પાતની પાણીદાર શીરોહીની સમશેર—સ્વામીનું એ સુંદર સ્મારક લઇને ઓંસરીની કોર ઉપર શત્રુ-ઓને ડારતી વીરાંગનાની માફક ઉભી રહી.

સુરસંગે આ જોયું. અને એ ચમકયો. આ જોગમાયા આમ જાગતી બેઠી હશે એમ એણે સ્વપ્ને પણ ન્હોતું ધાર્યું.

પરંતુ બીજીજ ક્ષણે એની મુંઝવણ મટી ગઇ. ગમે તેવી શૂરી ક્ષત્રિયાણી તો પણ તે એકલીજ હતી! એને મદદ કરનાર બીજું કોઇ નહોતું! આટલા બધા પોતાના સાગરીદો સામે એ એકજ અબળાનું શું ગજું?

એણે અભેસંગને ઈશારો કર્યો.

અભેસંગ આગળ વધ્યો, ઓંસરી પાસે આવ્યો, ઓટલાના પગથિયા ઉપર પગ મુકવા ગયો, પરંતુ તરતજ પાછો પડયો. રૂપાળીની તલવારે એની છાતી વીંધી નાખી.

પોતાના જમણા હાથ સમા અભેસંગને આમ અડફટમાં આ-વેલો જોતાં સુરસંગની આંખ ફાટી. એણે ત્રાડ મારી, "જોઇ શું રહ્યા છો? બધા એક સાથે તુટી પડો! એને અહીંજ ગુડી નાખો!"

રૂપાળીએ આ શબ્દો સાંભળ્યા, એના મુખ ઉપર સ્મિત છવાયું, એક અક્ષર પણ ઉચ્ચાર્યા વિના એ ઓંસરીની કોર ઉપર અડગ ઉભી રહી.

લુંટારાઓ ધસ્યા, ભુખ્યા વરૂ શિયાળ ઉપર તુટી પડે તેમ ઉઘાડી તલવાર સાથે તેઓ રૂપાળી ઉપર તુટી પડયા.

પરંતુ ઉચી ઓંસરી ઉપર ઉભી રહેલી રૂપાળીની તલવારે બધાને એટલા ઉપર ચડતા અટકાવ્યા, લુંટારાઓની તલવાર રૂપાળીના અંગને અડે તે પહેલાં તો એની તલવાર ચોમેર ઘુમતી અને અડફેટમાં આવે તેને ઘાયલ બનાવતી. ચોમેર ઘુમતી એ તલવાર જોતાં પોતાના માથે મોત ભમતું હોય એવી લુંટારાઓને ભ્રાંતિ થઈ.

સુરસંગ પાછળ ઉભો ઉભો પોતાના માણસોને ઉત્તેજીત કરી રહ્યો હતો. તેણે જોયું કે ઓંસરી ઉપર ચડયા સિવાય રૂપાળીનો પરાજય કરવાનું કાર્ય અશકય છે!

"બાયલાઓ! આમ પાછા પગ કેમ માંડો છો? ખસી જાઓ, તમારા જેવા ડરપોકનું એ કામ નહિં!"

એ આગળ વધ્યો. એના સાગરીદોને શૂર છુટયું.

જીવના જોખમે તેમણે ઓંસરી ઉપર ચડવાનો પ્રયાસ કર્યો.

રૂપાળીએ જોયું કે બાજી બદલાઇ ગઇ છે. તેણે પણ પોતાનું સ્થાન બદલવાનો નિશ્ચય કર્યો.

## ૧૮. અવનવી યુક્તિ.

હરિણીની ચપળતાથી તેણે પડખું ફેરવ્યું અને એ શું કરે છે તેની ખબર પડે તે પહેલાં તો નિમેષ માત્રમાં એ ઓરડાના બારણા પાસે પહોંચી ગઈ.

ઓરડાની બારસાખ સાથે ટેકવીને મુકેલું સાંબેલું તેણે ઉપાડયું, અને એક હાથમાં તલવાર રાખી બીજા હાથમાં સાંબેલું ઉગામીને શત્રુઓનો સત્કાર કરવા તે તત્પર બની.

ઉપરીના આકરા વેણથી ઉગ્ર બનેલા લુંટારાઓ ઉતાવળમાંજ એક પછી એક ઓંસરી ઉપર ચડી રૂપાળીને પુરી કરી નાંખવાના કોડમાં ઓંસરીમાં ધસી જવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

પરંતુ આ શું ? પહેલોજ લુંટારો ઓંસરી ઉપર ચડીને જોવા દોડવા ગયો કે ધબ દઇને નીચે સરી પડયો. એજ ક્ષણે એક ધબાકો થયો, અને 'ઓ બાપરે' કરતી ચીસ એના મુખમાંથી નિકળી પડી.

બીજો માણસ ધસ્યો તે પણ ભોં ભેગો થઇ ગયો. ફરીથી એવોજ ધબાકો ને એવીજ વેદનાભરી ચીસ સંભળાઈ.

બીજા પછી ત્રીજો, ચોથો, પાંચમો એમ એક પછી એક લુંટારો આગળ ધસે કે ધબ દઇને નીચે સરી પડે અને તરતજ ધબાકો થઈ તેના મુખમાંથી ચીસ નીકળી પડે !

મોસલની માફક પાછળ ઉભા રહેલા સરદારની ધાકથી કોઈ આડુંઅવળું જોવાની કે પાછળ હઠવાની હિંમત કરી શક્યું નહિં. પોતાના સાથીઓનો ફેજ જોઇને ઢીલા થઇ ગયેલા લુંટારા સ્તબ્ધ બની ઉભા રહ્યા.

રૂપાળીએ જોયું કે લુંટારા ત્યાંજ અટકી પડશે તો પોતાની યુક્તિ અફળ જશે. શત્રુને ઉશ્કેરવા માટે પોતે તલવાર સાથે તેમના ઉપર હુમલો કરવા આવતી હોય તેમ ઝડપથી તે બે ત્રણ ડગલાં આગળ વધી.

એટલે તો લુંટારાઓને શૂર છુટયું. ફરી પાછો એકેક જણ તેની સામે ધસ્યો.

પરંતુ પહેલાની માફકજ પોતાના સાથીઓ જેવીજ તેની સ્થિતિ થઈ. લુંટારાઓ બધા ઓંસરીમાં ભોં ચાટતા થઈ ગયા.

સુરસંગનું માથું ધમધમી ઉઠયું. આ તે રમણી છે કે રાક્ષસી ? મારા આવા શૂરવીર સાગરીદોને આમ ભોં ભેગા કરી નાખ્યા ! જરૂર આમાં કંઈ ચમત્કાર હોવો જોઇએ ! કાં તો આ પદ્મિણીના વેષમાં મેલી વિદ્યા સાધનારી કોઈ પિશાચણી હોવી જોઇએ !"

તે આગળ વધ્યો, છેક ઓંસરીની કોર પાસે આવીને ઓંસરી ઉપર નજર કરી, અને તે ઠંડોગાર બની ગયો.

"ઓત્તારીની ! આ તો જબરી અક્કલબાજ લાગે છે ! શં... કપટકળામાં કેવી કુશળ છે ? આખી ઓંસરીમાં મગ વેરી દીધા છે તેથી જોડાવાળા પગ તેના ઉપર આવતાંજ માણસ તરત લપસી પડે !" મનમાંજ તે બબડયો અને નિરાશામાં માથું ધુણાવ્યું.

"ઓ બાપુ ! મરી ગયો ! આ તમારો દેવલો તો દેવલોકમાં પહોંચી ગયો સમજો. આ વીફરેલી વાઘણે સાંબેલાનો એવો તો મૂંઢ માર માર્યો છે કે જાણે માથાની ખોપરીના બે કાચલા થઈ ગયા હોય એમ લાગે છે !

ઓંસરીમાં ઉંધે મોઢે પડેલો દેવલો બંને હાથે માથું દાબતો ક્ષીણ સ્વરે બબડયો અને મરતાં મરતાં પણ પોતાની દાતરડાની ધાર જેવી જીભ હલાવતો ગયો.

પોતાના માનીતા દેવલાની આવી વલે થયેલી જોઈને સુરસંગ સંતાપ પામ્યો. રૂપાળીની યુક્તિ એના ખ્યાલમાં આવી ગઈ. હવે શું કરવું ? તે ઉંડા વિચારમાં ઉતરી પડયો.

રૂપાળીની યુક્તિ આબાદ પાર પડી. લુંટારાઓની સામે એકલા પંડે થવામાં વિજયની આશા નથી એમ લાગતાં તેણે વિચારપૂર્વક એક યુક્તિ શોધી કાઢી અને તેને અમલમાં મુકી દીધી. લુંટારાઓ આવી પહોંચે તે પહેલાં તેણે આખી ઓંસરીમાં મગ વેરી દીધા અને એક સાંબેલું પણ ખુણામાં તૈયાર રાખ્યું. આટલી વ્યુહરચના કરીને જાણે કંઈ જાણતીજ ન હોય તેમ હાથમાં તલવાર લઈને નીડર સૈનિકની માફક તે ઓંસરીની કોર ઉપર ઉભી રહી અને શત્રુઓને પોતે પાથરેલી જાળમાં સપડાવ્યા. કેવી અવનવી યુક્તિ !

## ૧૯. કીર્તિ કે કાયા ?

સુરસંગ ક્ષણ માત્રમાં વિચારતંદ્રામાંથી જાગૃત થયો. પોતે અહીંથી ન્હાસી જાય તો તો પોતાનું નાક કપાઈ જાય—અરે પોતાની આજ સુધીની કીર્તિને કલંક લાગે !

ભાગવું ? અને તે પણ એક અબળાથી ? અત્યારે તો એ એકલી જ છે ! શું સુરસંગ લુંટારો એક સ્ત્રી સાથે પણ સામનો નહિ કરી શકે ?

ક્ષણભરના નિર્બળ વિચારો માટે તે પસ્તાયો. નિરાશાને તેણે દૂર હડસેલી અને પોતાની સમશેર હવામાં વિંઝતા તેણે રૂપાળીને પડકારી.

**"ગરાસણી ! આવી જા આમ મારી સામે ! આજે કાંતો હું નહિ અને કાંતો તું નહિ !"***

રૂપાળી તૈયારજ હતી. એની ખાત્રી હતી કે ક્રોધથી ધુંધવાયલો લુંટારો હિસાબ ચુકવ્યા વિના શાંત નહિંજ પડે. 'જય શક્તિ !'ની ગર્જના કરતી પોતાની તલવારને ઘુમાવતી રૂપાળીએ ઓસરી ઉપરથી ઠેકડો માર્યો.

ખુલ્લા ચોગાનમાં લુંટારા અને લલનાનું દ્વંદયુદ્ધ ચાલ્યું. બંને એક બીજાની સરસાઈ બતાવવાનો યત્ન કરવા લાગ્યા.

પરંતુ અંતે ક્ષાત્રતેજ આગળ લુંટારાનું જોર ઝંખવાયું, સત્ય અને નીતિની પ્રબળતા આગળ અનીતિનું આક્રમણ પાછું પડયું. સત્યનો વિજય થયો.

સુરસંગે જોયું કે રણરંગે રંગાયલી આ રણચંડી આજ જરૂર પોતાનું લોહી રેડશે. તેની મુંઝવણનો પાર ન રહ્યો.

'પંડ સલામત તો પઘડીયા બહોત' એ સુત્રનો પરમ ભક્ત બની રહેલો લુંટારો પોતાનું આત્મગૌરવ વિસરી ગયો. કીર્તિ કરતાં કાયાને વ્હાલી ગણીને તેણે ત્યાંથી ન્હાસી છુટવાનો પ્રયત્ન કર્યો.

* જુઓ ચિત્ર.




'ગરાસણી! આવી જા આમ મારી સામે!
આજે કાંતો હું નહિં અને કાં તો તું નહિ!'

વીરાંગનાની વાતો] પૃ. ૫૦. [રૂપાળીબા

## ૨૦. મોતના ડંકા.

એજ ક્ષણે દરબારગઢના દરવાજા આગળ ઘોડાના ડાબલા સંભળાયા. સુરસંગને તો એ ડાબલા નહિ પણ મોતના ડંકા લાગ્યા !

બે ઘોડેસ્વારોએ દરવાજામાં પ્રવેશ કર્યો. એક કિશોર અને એક પ્રૌઢ અવસ્થાનો સ્વાર મારતે ઘોડે ત્યાં આવી લાગ્યા.

"અદા ! આ શું ? તમે લોહીલુહાણ ?" એ કિશોર ઘોડેસ્વારે પ્રશ્ન કર્યો.

"એ બધું પછી, અન્નદાતા ! પહેલાં ત્યાં જાઓ, જુઓ સામે પેલો લુંટારો રાજમાતાના હાથમાંથી છટકી જવાની પેરવી કરે છે !

એ કિશોર–રૂપાળીબાનો રત્ન સમો કુંવર એકદમ ચોગાનમાં ધસ્યો. તેની સાથેના ઘોડેસ્વારે પણ પોતાના ઘોડાને એ દિશામાં દોડાવ્યો.

"ઉભો રહે ! ઉભો રહે ! આવ્યો છે તો અમારી મહેમાનગત તો ચાખતો જા !" કુંવરે અશ્વ ઉપરથી છલંગ મારી અને પોતાની નાની તલવાર મ્યાનમાંથી બહાર કાઢતાં ત્યાંથી ન્હાસી જવાનો યત્ન કરતા સુરસંગને હાકલ કરી.

"ઓહહો ! આ તો સુરસંગ ! એલા આ દિશાએ નજરજ ન કરવી એમ વારેઘડીયે ચેતાવ્યા છતાં પાછો આવે છે તે તને નાક નથી લાગતું !" પેલા પ્રૌઢ સ્વારે–જમાદારે એને પડકાર્યો.

પરંતુ સુરસંગમાં અત્યારે ઉત્તર આપવાની હામ ન્હોતી. સપડાયલા હરણની માફક તે યુક્તિનો માર્ગ શોધવા લાગ્યો.

કુંવરે એના તરફ દોટ મુકી. જમાદાર એમની પહેલાંજ પહોંચી ગયો અને એનું બાવડું હચમચાવી એને જમીન ઉપર પછાડયો.

પોતાની માતાને સતાવનાર એ નરપિશાચના રાઈ રાઈ જેવડા ટુકડા કરી નાંખવાનું કુંવરને મન થઈ આવ્યું. ચત્તાપાટ પડેલા શત્રુની છાતી ઉપર પગ મુકીને તેણે પોતાની તલવાર એના ઉપર ઉતારી.

**"હું હું બેટા! પડેલા ઉપર પાટુ ન હોય–મરતાને કદી ન મરાય.** × રજપૂત બચ્ચાને એ ન શોભે! મારા જેવી અબળાને હાથે અપમાનીત થઇને એ મરેલા જેવોજ થઈ ગયો છે. એથી વધારે શિક્ષા કઈ બાકી રહી છે?" રૂપાળી ત્યાંથી દોડી આવી અને પોતાના કુંવરને વાર્યો.

"અરે એ નરાધમને તે જીવતો જવા દેવાય? કાલ સવારે એ ફરીથી પ્રજાને રંજાડવાનો પોતાનો ધંધો શરૂ કરશે!" કુંવર પોતાના નિશ્ચયમાં દ્રઢ હતો. એની તલવારની અણી સુરસંગની છાતી સાથે ગેલ કરી રહી હતી.

સુરસંગે પોતાનો કાળ માથે આવેલો જોયો. એણે પોતાના મોતના ડંકા સાંભળ્યા.

## ૨૧. હૃદય પલટો.

મૃત્યુના ભયથી પિશાચ પણ પુનિત બની જાય છે તેમ સુરસંગની પાશવવૃત્તિમાં એકાએક પલટો થયો.

બંને હાથ જોડીને દીન વદને તે કરગરવા લાગ્યો, "જવા દો, કુંવર સાહેબ, મને જીવતદાન આપો. પ્રજાજનોને રંજાડવાના અધમ કાર્યનો સદાને માટે ત્યાગ કરવાની આજથી હું પ્રતિજ્ઞા લઉં છું."

"જવા દે બેટા! પાપીને પણ જ્યારે ખરો પશ્ચાતાપ થાય છે ત્યારે તેની પાપવાસના બળીને ભસ્મીભૂત બની જાય છે અને એક વખતનો અધમાધમ પાપાત્મા પલટાઇને પુણ્યાત્મા બની જાય છે. સુરસંગ જેવા જુલ્મગારો પ્રેમ અને દયા ભાવથી જીતાય છે એવા બીજા કશાથી જીતાતા નથી. તેમના તરફ ધૃણા કે તીરસ્કાર ન બતાવતાં ઉદાર ચિત્તે તેમના તરફ સહભાવ બતાવવાથી પાપી પોતાના પાપનો પ્રશ્ચાતાપ કરે છે, તેનું હૃદય તેને ડંખે છે અને એનો આત્મા

× જુઓ ચિત્ર.



'હં હં બેટા! પડેલા ઉપર પાટુ ન હોય—મરતાને કદી ન મરાય!'

વીરાંગનાની વાતો ]          પૃ. પર.          [ રૂપાળીબા

શુદ્ધ બની જાય છે. પ્રભુ સુરસંગને સદ્‌બુદ્ધિ આપે અને એ પોતાનું જીવન સુધારે !"

"વાહ જગદંબા ! તમે જેવા શૂરવીર છો તેવાં દાનવીર પણ છો ! મને જીવતદાન આપી આપે આપની ઉદાર વૃત્તિનો પરિચય કરાવ્યો છે ! હું જીવનભર આપનો ઓશિંગણ છું." સુરસંગે બંને હાથ જોડીને રૂપાળીબાને પ્રણામ કર્યાં.

માતાની આજ્ઞાને શીરસાવંદ્ય ગણીને કુંવરે સુરસંગને છોડી મુકયો.

## ૨૨. સેવકધર્મ.

"ધન્ય રાજમાતા ! ધન્ય કુંવર સાહેબ ! આપે રજપૂત કુળને ઉજ્જવળ કર્યું છે ! શત્રુ ઉપર ક્ષમાભાવ દર્શાવીને આપે ક્ષાત્રધર્મનું યથાર્થ પરિપાલન કર્યું છે !" આખા શરીરે લોહીલુહાણ થયેલો પેલો વૃદ્ધ દરવાન પોતાના શરીરને ઘસડતો ઘસડતો ત્યાં આવી લાગ્યો, અને અંતરના ઉદ્‌ગારો દર્શાવી પોતાના અન્નદાતા તરફ આતુર નયને જોઈ રહ્યો.

"અરરર ! અહા ! આ શું ? પહાડમાંથી ઝરણા ફુટે તેમ તમારા શરીરમાંથી ઠેકઠેકાણે લોહીની રસધારો વહે છે ! ચાલો, ચાલો, ઝટ તમને પડદે નાખીયે." કુંવર એ વૃદ્ધ દરવાનની સારવાર કરવા ઉત્સુક બન્યો.

"બાપુ ! હવે પડદે તો આવતા ભવ પડશું. અત્યાર સુધી જીવું છું તે ફક્ત તમારા દર્શન માટે. બાકી ક્ષણેક્ષણે મોતના નગારાં વાગી રહ્યા છે, અને યમરાજના તેડાને માત્ર આપના દર્શનની ઈચ્છાથી અટકાવી રહ્યો છું."

"અરરર ! ત્યારે તો તમે અમારે ખાતર આપનો જીવ આપ્યો !" કુંવરના મુખમાંથી અરેરાટી નિકળી ગઈ.

"ના, મેં મારી નોકરી હક્ક કરી. **મેં તો મારો સેવકધર્મ બજાવ્યો.**× આ દેહ આપના સંકટ સમયે કામ ન આવે તો પછી

× જુઓ ચિત્ર.

જીવ્યું શા કામનું? હું તો મરતાં મરતાં પણ એજ યાચું છું કે સ્વામી મળે તો સદ્દગત ઠાકોર જેવા, રૂપાળીબા જેવા, અને કુંવર સાહેબ! આપના જેવા મળજો! રાજમાતા! મને આશિષ આપો જેથી મારા આત્માની સદગતિ થાય."

રૂપાળીએ એ વૃદ્ધ દરવાનના માથે હાથ મુકયો. કુંવર એને ભાવપૂર્વક ભેટી પડયો.

એ સ્વામિભક્ત સેવકનું પ્રાણપંખી ઉડી ગયું—માલિકની સેવા કરતાં કરતાં મરી ખપવાનો આત્મસંતોષ પામેલો તેનો આત્મા અમર બન્યો.

## ૨૩. વીર વીરાંગનાનો જય!

"રાજમાતા! તમે પણ ભારે કરી! એકલા હાથે આટલા બધા લુંટારાઓને લોટ ફાકતા કરી દીધા એ તો ગજબ કર્યો!"

"એ તો પ્રભુ કૃપા! એમાં મારૂં શું ગજું?" રૂપાળીએ નમ્રતા બતાવી.

"ધન્ય છે વીરાંગના!" જમાદારના મુખમાંથી ઉદ્ગાર નીકળી પડયો. "તમારા જેવી રણશૂરી રજપૂતાણીઓ છે ત્યાં સુધી રાજપૂત ગૌરવ સદાને માટે ઉજ્વળ રહેશે. ધન્ય રૂપાળીબા! ધન્ય!"

"અને આ વૃદ્ધ દરવાનના જેવા અને તમારા જેવા સ્વામીભક્ત સેવકો છે ત્યાં સુધી સ્વામિભક્તિનું મહાત્મ સદાને માટે જવલંત રહેશે." કુંવરે ધન્યવાદ આપ્યો.

એજ વખતે લુંટારાના ત્રાસથી મુક્ત બનેલા પ્રજાજનો પોતાની રાજમાતાને અભિનંદન આપવા ઉલટી પડયા. તેમની જયગર્જનાથી આકાશ ગાજી ઉઠયું. "પ્રજાવત્સલ રાજમાતા રૂપાળીનો જય! વીર વીરાંગનાનો જય!"

કુદરત એની સાક્ષી પુરતી હોય તેમ વાતાવરણમાં એનો પ્રતિધ્વનિ થયો, "રૂપાળીબાનો જય! વીર વીરાંગનાનો જય!"





# રૂડી

## ૧. મ્હેમાન !

"અરે તારો વહ* જાય ! રાં...ક્યાં જઇ ભારથ ભરાણી ?"

બંને હાથમાં પકડેલા નેતરાથી રવાયાને ફેરવતી 'ધમ...ધમ...' અવાજ ઉત્પન્ન કરતી, માટીની હોવા છતાં રીઢી થઇને મજબૂત બનેલી છાશની ગોળીમાં વલોણું કરતી એક નવયૌવના ધમકારા કરી રહી હતી. એની ધાટીલી ઘઉંવર્ણી કાયા, એના સુદ્રઢ અવયવો, ઉંચું અને કદાવર શરીર, એની કામણગારી કીકીઓથી શોભતા વિશાળ સુંદર નેત્રો, અને એ બધાયને વિશેષ શોભા આપતું તેનું પ્રફુલ્લ યૌવન : આ સર્વથી એ નવયૌવના આખા નેસડામાં પંકાતી, અને સૌ કોઇના સન્માનને પાત્ર બનતી.

એનું નામ રૂડી. અને ખરેખર રૂડી રૂડીજ—રૂપાળી હતી. પરમાત્માએ એને રૂપની સાથે ગૌરવ અને બુદ્ધિની પણ બક્ષિસ આપી હતી. રૂડી રબારણનું નામ પડે એટલે કોઈ વેપારી એને છેતરવાની દાનત ન કરે—કોઇ લ્હેરી લાલા એની છેડતી કરવાનો વિચાર ન કરી

* વહ—વસ—વસ્તાર.

શકે, સમાન વયની રબારણો એની સાથે હોડ બકવાની હામ ન ભીડે. રૂડી જેવી રૂપાળી હતી તેવીજ તે હિમ્મતવાન હતી. શરીરના સુદ્રઢ બાંધાને લીધે તેનામાં પુરતું કૌવત હતું, તન સારૂં તેનું મન સારૂં એ હિસાબે મનોબળ પણ દ્રઢ હતું: એટલે એ સ્ત્રી છતાં શૌર્યની પ્રતિમા સમી, કોમળ છતાં સમય આવ્યે કઠોર, અને અબળા છતાં પ્રબળા હતી.

**રૂડી જ્યારે વલોણું કરતી ત્યારે+** ભલભલા જુવાનીયા એના તરફ ભાવભિની નજરે જોઇ રહેતા. એના અંગેઅંગનો મરોડ, નેતરા ફેરવવાની તેની ખૂબીભરી છટા, અને એ સર્વને ટપી જાય એવો એનો કાળજીપૂર્વક કામ કરવાનો ઉલ્લાસઃ આ સર્વ જોઇને નેસડાના માણસો ચકિત થતા અને 'આના ધણીએ પરભવ તપ કર્યા હશે!' એવા ઉદ્ગાર તેમના મુખમાંથી નિકળી પડતા.

વલોણું વલોવતાં વલોવતાં–છાશ તાણવાના પરિશ્રમથી તેના અંગ ઉપર બાઝેલા પ્રસ્વેદ બિંદુઓ મોતી સમા શોભી રહ્યા હતા. ઉત્સાહના પૂર ઉલટયાં હોય તેમ આ મદભર માનુની નેતરા તાણીને ગોળીમાં રવૈયાથી ધમકારા બોલાવતી છાશ તાણવામાં તલ્લીન બની હતી તેવામાં તેના કાને કરૂણામય ભાંભરડાનો આર્તનાદ પડયો અને એની તલ્લીનતા તુટી. એ આર્તનાદ આવતો હતો તે દિશા તરફ નજર કરતાં જણાયું કે એક ખડેલાનો પગ બીજી કુંઢા શિંગવાળી ભેંસના શિંગડામાં ભરાઈ ગયો છે અને તે કાઢવાની ખેંચતાણમાં થતી વેદનાથી ખડેલું વેદનાની કારમી ચીસો પાડે છે!

આસપાસ નજર કરી તો એકે માણસ નજરે ન પડયું.

જરા પણ મુંઝાયા વિના તેણે નેતરા પડતાં મુકી દીધાં, અને 'અરે તારો વહ જાય! રાં......ક્યાં જઈ ભારથ ભરાણી! મુઆ બધા કયાં ટળી ગયા' કહેતીકને તે દોડતી એ ભેંસો આગળ આવી લાગી.

---

+ જુઓ ત્રિરંગી ચિત્ર.

કુંઢી ભેંસ એટલે એના શિંગડા ગોળ વળેલા. ભોગજોગે ખડેલાનો પગ એમાં ભરાઈ ગયો. બંને ચમક્યા, એટલે ખડેલું પોતાનો પગ ખેંચવા જાય ત્યાં કુંઢી બીજી દિશામાં માથું હલાવી તેના પગને ઉલટો તાણે. આમ ખેંચતાણુમાં ખડેલું ચીસેંચીસ પાડે! બંને જોરાવર જાનવર! એકબીજાનું જોર અજમાવવા જાય. કુંઢીને તો કંઈ નહિ, પણ ખડેલાનો જીવ જાય!

રૂડી વિચાર કરવા ન રહી. તરતજ તેણે સમયસૂચકતા વાપરીને એક હાથથી કુંઢી ભેંસનો કાન પકડી રાખીને તેને સ્થિર બનાવી, અને બીજા હાથે ખડેલીનું પુંછડું પકડીને પોતા તરફ ખેંચ્યું એટલે ખડેલી પાછળ ખસી. એજ ક્ષણે **રૂડીએ કુંઢી ભેંસનો કાન મજબૂત પકડીને આંચકો મારીને તેને એવા જોરથી ખેંચી કે*** બંને ભેંસો નજીક આવી ગઈ અને ખડેલીએ જોર કરીને પોતાનો પગ ખેંચી લીધો.

"હત્ત તારી મા મરે તારી! મારા પેટમાં તો ફાળ પડી કે રાં......મરવા પડી છે કે શું?" કહેતાંકને તેણે એવા જોરથી ખડેલા ઉપર પોતાના રાઠોડી પંજાનો થાપો માર્યો કે ખડેલું ઉભીપુંછડીયે ત્યાંથી નાઠું અને તેનો સ્હેજ ખોડંગાતો પગ વગર મહેનતે સાજો થઇ ગયો.

અતિ પરિશ્રમથી તેનું શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયું. આવે વખતે કોઇ હાજર ન્હોતું તેથી તેનો મીજાજ ગયો. ક્રોધના આવેશમાં તે પોતાના ભાઈ તથા સાથીઓને ભાંડવા લાગી.

આમ રૌદ્ર સ્વરૂપ ધારણ કરીને રૂડી પોતાનો રોષ ઠાલવી રહી હતી તેવામાં ખડકીનો આંગળીયો ઉંચકાયો અને બારણું ઉઘાડતાં

* જુઓ ચિત્ર.

તેના ભાઈએ ફળિયામાં પ્રવેશ કર્યો. તેનો ભાઈ એકલો ન્હોતો—સાથે એક નવજુવાન મ્હેમાન હતો !

મ્હેમાન રૂડીનું રૌદ્ર સ્વરૂપ જોઈ આભો બની ગયો, પરંતુ મ્હેમાનને જોતાંજ રૂડીનું સ્વરૂપ બદલાઇ ગયું. તેનો ક્રોધ ઉડી ગયો. ચંદ્ર-દર્શનથી કુમુદિની ખીલી ઉઠે તેમ તેના મ્હોં ઉપર હાસ્ય વેરાયું, આંખમાં અજબ મસ્તી આવી, અંતર આનંદને હેલે ચડયું. આભા બનેલા મ્હેમાનનું હૈયું આ ફેરફાર જોઈને થનગન નાચી ઉઠયું.

બંનેની આંખો મળી. કામણગારી કીકીએ અંતરની વાતો કરી નાંખી અને સામસામા મુંગા સંદેશા મોકલ્યા. તાર વગરના સંદેશા કરતાં પણ વધુ કામ આ આંખની કીકીઓ કરી શકે છે ! રૂડીએ નેત્રપલ્લવીથી મનના માન્યા મહેમાનને આવકાર આપી દીધો.

એવો તે એ મ્હેમાન કોણ હશે ?

## ૨. મીઠી મશ્કરી !

“ આવો, આવો, જમાઈરાજ ! તમે પણ બહુજ અધીરીયા જણાઓ છો હો ! ”

કેટલીક રબારણો દોડતી ડેલીમાં આવી અને એ મ્હેમાનની મીઠી મશ્કરી કરતાં તેનાં મીઠડાં લેવા લાગી.

રૂડી તો એ મ્હેમાનને જોતાંજ પોતાને હમણાં પડેલો પરિશ્રમ ભૂલી ગઈ હતી. કાન સુધી પહોંચતા તેના નેણ અને કેરીની ફાડ જેવી આંખોમાં જણાતો શૌર્ય મિશ્રિત ક્રોધ અદ્રશ્ય થયો હતો અને લજ્જાએ તેનું સ્થાન લીધું હતું. પૃથ્વિના પડમાં કંઈ શોધી રહી હોય તેમ તેનાં નયનો નીચાં ઢળ્યાં હતાં, અંગમાં તે રોમાંચનો અનુભવ કરી રહી હતી, તેવામાં પોતાની સખીઓને આવેલી જોઈને



ભેંસનો કાન પકડીને. .એવા જોરથી ખેંચ્યા કે......

**વીરાંગનાની વાતો** પૃ. ૫૮. ફુડી

મ્હેમાન તરફ છેવટની એક લજ્જાયુક્ત નજર ફેંકીને રૂડી નીચે મોઢે ઘરમાં ચાલી ગઇ.

એ મ્હેમાન આ ઘરના જમાઇરાજ હતા! રૂડીના સૌંદર્યબાગનો આ માળી પોતાની હૃદયરાણીને લઈ જવા આવ્યો હતો.

રૂડી એક વખત સાસરે જઈ આવી હતી, પોતાના રૂપ અને ગુણની મોહિની પોતાના મનમોહનને લગાડી આવી હતી. સમાજની રૂઢી અનુસાર તે થોડા સમય થયાં પિયર આવી હતી. સમાજનું એ બંધન એના પતિને અકારૂં થઈ પડયું, છતાં રૂઢીના એ બંધનો સ્વીકાર્યા વિના એનો છુટકો ન્હોતો.

પરંતુ વિયોગનો એક એક દિવસ એને વસમો થઈ પડયો. રૂપથી નીતરતી રમણી, કામ કરવાની પૂરી આવડત, અજબ સ્ફુર્તિ અને સાહસઃ આ બધા રૂપગુણવાળી ગૃહિણીનો વિયોગ કેમ સ્હેવાય? થોડો સમય મહામહેનતે વિતાડીને અંતે તે ઉંડના આ નાના નેસડે આવવા નિકળ્યો.

નેસડાના પાદરમાંજ તેનો સાળો મળ્યો, સાળાએ દોડતા સામા જઇને રામરામ કર્યા—સાળો બનેવી હેતથી ભેટયા. 'ભલે આવ્યા, બહુ રૂડું કર્યું,' કહી સાળો આદરપૂર્વક પોતાના બનેવીને નેસડામાં લઈ આવ્યો.

રૂડીના ઘરનો મ્હેમાન તે બીજો કોઈ નહિં પણ તેનો 'વર' હતો!

રૂડીના વરને ડેલીમાં દાખલ થતો જોઈને આડોશ પાડોશની રબારણો ત્યાં દોડી આવી અને 'તમે પણ બહુ અધીરીયા જણાઓ છો' કહીને જમાઇરાજની મીઠી મશ્કરી કરવાનો લ્હાવો લેવા લાગી.

"શું કરીએ? આ નેસડાનો રંગજ અજબ છે. એક વખત રંગ લાગે પછી તે ઉતરેજ નહિં!" જમાઈએ માર્મિક ઉત્તર વાળ્યો.

એટલામાં રૂડીના ભાઈએ ઝટપટ ઓંસરીમાં બકરાના વાળની દોરીથી ભરેલો ખાટલો ઢાળ્યો, ઉપર ભાતીગર ગોદડું નાખ્યું અને પોતાના બનેવીને બોલાવ્યો.

જમાઇરાજ ખાટલા ઉપર બેઠા–સિંહાસન ઉપર રાજા બેસે તેવા ગૌરવથી! હિંદુ સંસારમાં–શું શ્રીમંત કે શું ગરીબ, શું ઉચ્ચ કે શું નીચ–જ્યાં જુઓ ત્યાં જમાઈ એટલે રાજા! એના મગજમાં એવોજ ખ્યાલ ભરાઈ પેસે છે!

પેલી રબારણો પણ પાછળ પાછળ આવી અને ઓંસરીની કોર ઉપર બેઠી. લાગ જોઈને તેમણે રૂડીના ભાઈને ત્યાંથી કાઢવાની યુક્તિ રચી.

"એલા લખમણ! આ મ્હેમાન આવ્યા છે તે એક બે સાથીને તો બોલાવ, કંઈ મ્હેમાનની ચાકરી કરવામાં ખપ આવે!"

ભોળો બિચારો લખમણ! હજી એને સંસારના વાયરા વાયા ન્હોતા, એ તો પાડોશણની શિખામણ માનીને તરતજ સાથીઓને બોલાવવા ચાલ્યો ગયો.

લખમણ ગયો એટલે જુવાન રબારણોને ફાવતું આવ્યું.

એટલામાં એક રબારણે ડેલીમાં ડોકિયું કર્યું.

"આવ, આવ, સોના! આ રૂડીના વર આવ્યા છે!" રબારણોએ વધામણી આપી.

"કોણ વાહણ આવ્યા છે? રૂડીને તેડવા આવ્યા હશે!" સોનાએ પોતાની માન્યતા દર્શાવતાં ડેલીમાં પ્રવેશ કર્યો.

"નારે ના! એટલી વારમાં તે તેડવા શું આવે? હજી કાલ સવારે તો રૂડી સાસરેથી હાલી આવે છે એટલામાં તે કંઇ તેડી જવા આવે?" મેનાએ ચાવી ચડાવી.

"તેડવા ન આવે ત્યારે શું રૂડીનું મ્હોં જોવા આવે ?" મૈયાએ નવીજ વાત ઉપાડી.

"કેમ નહિં ? રૂડી જેવી રૂપરૂપના અંબાર જેવી છોકરી કંઈ ઠામઠામ ન હોય હો ભા ! ઈ તો વાહણે પરભવ કંઇ તપ કર્યા હશે તે આવી ઇંદિર રાજાની અપસરા જેવી રૂપાળી રૂડી એને મળી !" દેવુએ ટાપસી પુરી.

"આ દેવુને તો વાતમાં મોણ ઘાલવાની ટેવ પડી છે ! તપ કર્યા હોય કે નહિં એ તો વાહણુ પોતેજ જાણી શકે. બીજાને એની શી ખબર ?" મૈયાએ સોના તરફ આંખનો ઇશારો કર્યો અને તેને કંઈ સૂચના કરી.

"સાચી વાત છે, વાહણુ ? દેવુ કહે છે તે વાત ખરી કે ?"

વાહણુ અત્યાર સુધી આ જુવાન રબારણોની મીઠી મશ્કરી મુંગે મોઢે સાંભળી રહ્યો હતો. મનમાં ને મનમાં તેઓને બનાવવાની યુક્તિ શોધ્યા કરતો હતો. હવે બોલ્યા વિના તેનો છુટકો ન્હોતો.

"તપ બપની વાત તો જટાવાળા બાવા સાધુઓ જાણે. બાકી એટલું તો તદ્દન સાચું કે......"

"શું ?" સોનાએ અધીરી બનીને વચમાંજ પ્રશ્ન કર્યો.

"કે આ નેસડાની સ્ત્રીઓ કામણગારી છે. કામણ ટુમણમાં એવી હુંશીયાર કે માણસને આંધળો ભિંત કરી નાખે !" વાહણે કટાક્ષ કર્યો.

"શું કહો છો ? સાચી વાત ?" મેનાએ ટહુકો કર્યો.

"એમાં મને શું પૂછો છો ? **પૂછો તમારા અંતરને અને તમારી કાળી કાળી કામણગારી કીકીઓને** !* એમાં એવું જાદુ ભર્યું છે કે ભાયડો બિચારો 'મેં તેરી ગૌઆ' કહેતો આધિન

* જુઓ સામ સામા ચિત્રો.

બની જાય. એમ ન હોય તો તમને બધાને મારા જેવા અજાણ્યા જુવાન પાસે આમ એકલા આવવા દે?" વાહણે બરાબર માર્મિક પ્રહાર કર્યો.

રબારણો તો દિંગ થઈ ગઈ. વાહણને બનાવવા જતાં પોતેજ બની ગઈ!

પરંતુ યૌવાવસ્થાનો તનમનાટ એમ હિમ્મત હારી જવા દે? વાહણ તરફ વક્રદષ્ટિ ફેંકીને સોના બોલી, "આપણે ઈ અગડમ બગડમમાં કંઇ ન સમજીએ. હાલો રૂડી પાસે. એને બધી ખબર હશે!"

સોનાએ મેનાને ખેંચી અને એકની પાછળ બીજી એમ બધી



'પૂછો તમારી કામણગારી કીકીઓને!' [પૃ. ૬૧]

રઆરણો મનમાં હસતી હસતી ક્ષણેક્ષણે વાહણુ તરફ જોતી જોતી ઓરડામાં પેઠી.

રૂડી ઓરડામાં બેઠી બેઠી પોતાની સખીઓની ઠઠ્ઠા મશ્કરી સાંભળી રહી હતી. ઘડીમાં તે મનમાં મલકાતી અને ઘડીમાં રખેને પોતાના પતિને માઠું લાગી જાય એ વિચારથી અધીરી બની જતી.

બધી સખીઓને ઓરડામાં આવેલા જોઈને વક્રદષ્ટિથી તેમના તરફ જોતાં ઠપકો આપતાં ધીરા સાદે તે બોલી ઉઠી, "આ શો નવરાની નિશાની જેવો ધંધો માંડયો છે?"



'શું કહો છો? સાચી વાત?' [પૃ. ૬૧]

"જમાઈરાજ કંઈ અમારાથી ઓછા ઉતરે તેવા નથી!" સોનાએ રૂડીના ગોરા ગુલાબી ગાલ ઉપર ચુંટણી ખણી.*

"ઓહહોહો! બાઇ સાહેબને તો પોતાના નાવલિયાની બહુજ દાઝ લાગે છે!" મેના ટહુકી ઉઠી.

"કેમ ન લાગે? વાહણુ કંઇ જેવો તેવો નથી. એ કામણગારો કંથ આ રૂડીને હથેળીમાં નચાવતો હશે, સમજ્યા?" દેવુએ નવીજ વાત કાઢી.

"અને પાટલે બેસારીને એને પૂજતો હશે!" મૈયાએ રૂડીના કપાળમાં પોતાના અંગુઠાથી ચાંડલો કરવાના ચાળા કર્યા.

"એ બધું તમે જાણો! જેવું હૈયે તેવું હોઠે!" રૂડીએ ટુંકોને ટચ છતાં સચોટ ઉત્તર વાળ્યો.

એવામાં ડેલીનું બારણું ખખડયું અને ત્રણચાર માણસોનો પગરવ સંભળાયો.

"વાહણુની બરાબર મ્હેમાનગત કરજે!" એમ કહેતીકને રબારણો ઓરડામાંથી નિકળીને વાહણુ તરફ હસતી નજર ફેંકીને ડેલીની બહાર નિકળી ગઇ.

ઓરડામાં રૂડી અને ઓંસરીમાં જમાઇરાજ રબારણોની મીઠી મશ્કરી સંભારી સંભારીને મનમાંજ હસી રહ્યાં હતાં!

## ૩. કરિયાવર.

લખમણના સાથીઓએ આવતાં વેંત મહેમાનની પરોણાચાકરી આદરી દીધી. એકે ફળિયામાં રાખેલી ચુલડી ઉપર લાંબા પંથથી લાગેલો થાક ઉતારવા માટે ન્હાવા સારૂં પાણી ઉનું મુકી દીધું, બીજાએ રસોડામાં જઇ દેવતા ચેતાવ્યો અને હોકલી ભરી દીધી,

* જુઓ ચિત્ર.

ત્રીજે મજુડામાંથી હથેળી જેવી જાડી સુખડીના ચોસલાની થાળી ભરીને લઈ આવ્યો અને તે મ્હેમાન પાસે મુકી.

"અરે પણ પાણીનો લોટો તો આપો! રસ્તાની ખેપટ ઉડી છે તે જરા મ્હોં બ્હોં ધોઉં કે એમને એમ ખાવાજ મંડું!" વાહણે હસતાં હસતાં કહ્યું.

સાથી શરમાઈ ગયો. તેણે હડી કાઢી અને પાણીનું બોધરણું અને કળશીયો લાવીને ઓંસરીની કોર ઉપર મુક્યાં.

મોઢું ધોતાં ધોતાં વાહણ વાતે ચડયો. સુખડીના થાળ તરફ નજર કરીને તે બોલ્યો, "તમે તો બધા આગમનીગમની વાત જાણુનારા લાગો છો! હું આવવાનો હોઉં એમ જાણીને બધી તૈયારી કરી રાખી લાગે છે ને શું?"

"નારે, ના! એવી ખબર હોય તો લખમણભાઈની મા કંઈ ગામતરે જાય? આતો લખમણભાઇને નિત્ય ઢુંગો કરવાના હેવા છે એટલે મા આવું કંઇક ગળ્યું ગળ્યું કરીને મજુડામાં રાખીજ મુકે છે."

"એમ? આવો, આવો, ત્યારે તો તમે પણ ઢુંગો પાણી કરી લ્યો." વાહણે પોતાના સાળા—લખમણને ઉદ્દેશીને વિવેક કર્યો અને તેનું કાંડું પકડીને આગ્રહપૂર્વક પોતાની સાથે નાસ્તો કરવા બેસાડયો.

લખમણની મા કામપ્રસંગે ગામડે ગઈ હતી એટલે રૂડી ઘરમાં એકલી હતી. રૂડી મનમાં મુંઝાવા લાગી કે આજે હું મારા મનથીજ સારૂં સારૂં રાંધું તે બીજાની નજરે ઠીક નહિં લાગે.

પરંતુ વયોવૃદ્ધ સાથી અનુભવી હતો. બહાર ફળિયામાં ફરતાં ફરતાંજ તેણે આજ્ઞાસૂચક સ્વરે કહી દીધું, "લખમણભાઇ! રૂડીબેનને કહી દો કે જલ્દી ચુલો સળગાવો અને લાપસીનાં આંધણ મુકો. આવા મોંઘેરા મ્હેમાન આવે ત્યારે લાપસી વિના બીજું કંઇ ન અરઘે!"

ઓરડામાં બેઠાં બેઠાં રૂડીએ આ સાંભળ્યું અને તેનું હૈયું હર્ષથી નાચી ઉઠયું.

લખમણનો બાપ આખા નેસડામાં પીઢ માણસ ગણાતો અને રબારીની નાતે એને પટેલની પાઘડી બંધાવી હતી. માલધારી આ રબારી ખાધેપીધે સુખી હતો. પાસે બે પૈસાનો જીવ પણ હતો. એકાદ નાના ગામડાનો ઠાકોર હોય એવી સાહેબી તે ભોગવતો.

એને આંગણે હાથણી જેવી ભેંસો ડોલતી; ગાયો એટલી બધી હતી કે એનો વાડો જોતાં કોઇને એકાદ ગૌશાળાનો ખ્યાલ આવે. અડખેપડખેના નેસડાઓમાં એ સૌથી મોટો માલધારી ગણાતો.

નાનપણમાં તો એ પોતે ઢોરાં ચારતો, જાડી કડીયાળી ડાંગ ખભે નાખીને દુહા અને સોરઠા લલકારતો વગડે વગડે ફરતો હતો; પરંતુ ભાગ્યદેવીની કૃપા થઈ એટલે એણે સાથીઓ રાખ્યા અને તેમની પાસેથી કામ લેવા માંડયું. ઉત્તરાવસ્થામાં ભગવદ્ભજન કરવાના એને કોડ જાગ્યા, અને પોતાના દેહનું સાર્થક કરતાં કરતાં તેણે પ્રાણ તજ્યા.

લખમણની મા ભડ સ્ત્રી હતી. પુરૂષોમાં જેટલું તેના પતિનું માન તેટલુંજ સ્ત્રીઓમાં આ ડોસીનું માન હતું. કંઈ સારૂં કામ કરવું હોય તો એને પૂછીનેજ કરે. પતિના મૃત્યુથી પોતાના ઘરનો મોભો હલકો ન પડી જાય તે માટે તેણે ખૂબ કાળજી રાખી અને પાછળથી શું થશે તેની ચિંતા કર્યા વિના વ્યવહાર પુરી રીતે સાચવ્યો. એક પણ સાથીને રજા આપ્યા વિના, ઘરનો ડોળડીમાક જરા પણ ઓછો કર્યા વિના તેણે પોતાના પતિની કીર્તિ ટકાવી રાખી.

આવી દ્રઢ મનોબળવાળી અને હિમ્મતવાન માતાના સંસ્કારો મેળવનાર રૂડી પણ એવીજ નિડર અને બહાદૂર બની.

પરંતુ લખમણ નાનપણથીજ સાથીઓની સંગતમાં ઉછરેલો હોવાથી એનું બુદ્ધિબળ ખીલવા ન પામ્યું, એટલુંજ નહિં, પરંતુ નોકરોના હાથે ઉછરતા મોટાના છોરૂ જેમ નબળા મનના નિવડે છે તેમ લખમણ પણ નરમ સ્વભાવનો અને ભીરુ નિવડયો.

ડોસીને સ્વાભાવિકજ રૂડી તરફ પક્ષપાત હતો. 'એતો પારકી પુંજી! કાલે સવારે સાસરે જશે! પછી કંઈ વારે ઘડીયે થોડીજ અહીં આવે તેમ છે?' આવા વિચારો ઘણીવાર તેને આવતા અને તેના મનને ઓછું આવતું, પરંતુ 'આણું વળાવવું છે તે સ્હેજે બાર મહિના તો નીકળી જશે' એવો ખ્યાલ કરી તે મનને મનાવી લેતી.

રૂડીને ઘર ભળાવી, લખમણને અને સાથીઓને ભલામણ કરીને નજીકના નેસડામાં પોતાના સગામાં કોઈ માંદુ હોવાથી તેને જોવા માટે તે ગઈ હતી. ત્યાંથી આવીને જુએ તો જમાઈરાજ પધારેલા!

તેણે હર્ષ અને શોક બંને અનુભવ્યાં. હર્ષ એટલા માટે કે જમાઈ પોતાને ત્યાં આવ્યા છે! શોક એટલા માટે કે તે હવે રૂડીને જરૂર લઈ જશે!

એણે હોંશપૂર્વક જમાઈના મીઠડાં લીધાં. વાહણ સાસુજીને પાય લાગ્યો અને સાસુએ શુદ્ધ અંતઃકરણના આશિર્વાદ આપ્યા.

પછી તો ઘી અને ગોળની–દૂધ અને દહીંની છાકમછોળ ઉડી રહી. ઘરમાં પ્રભુનો પ્રતાપ હતો, અને ઢોરઢાંખરની વિપુલતાને લીધે દહીં દૂધ કે ઘીનો કંઈ હિસાબ ન્હોતો.

આ બધી સગવડો અને હોંસ હોંસથી પીરસનાર હેતાળ સાસુ! વાહણને તો દિવસે દિવસે શેર શેર લોહી ચડતું ગયું.

પરંતુ 'સાસરિયા સુખ વાસરા, દો દીનકા આસરા' એ કહેવત વાહણે ક્યાંકથી સાંભળેલી અને બરાબર ગોખી રાખેલી એટલે એણે તો ખૂબ ઉતાવળ કરવા માંડી. જમાઇનું મન કોચવવામાં સાર નહિં એમ માનીને સાસુએ દીકરીને વળાવવાની તૈયારી કરી.

રૂડીને મોકલવાના આગલે દિવસે એણે આણું પાથર્યું. આખા નેસડાની એકેએક સ્ત્રી આણું જોવા આવી અને આવો કરિયાવર તો આખી જીંદગીમાં નથી જોયો એવા ઉદ્ગારો કાઢતી રૂડી તરફ

જોઇને કહેવા લાગી, " છોડી ભારે ભાગ્યશાળી ! આવી મા મલકમાં મળવાની નથી ! "

બીજે દિવસે પરોઢીયે દીકરી વિદાય થવાની હોવાથી મા આખી રાત જાગી અને રૂડીને ભરભલામણુ દેતાં દેતાં તેને માટે કંઈ કંઈ ચીજો યાદ કરતી ગઈ અને બાંધતી ગઈ. કાંગસી અને કચોળું અને છેવટ છેવટ આંજણુની ડાબલી પણુ આ વ્હાલસોઈ મા ન ભૂલી.

હીરના ભરેલા સાચા ઘાઘરા અને કાપડા, ભાતીગરબાંધણીના ઓઢણાં અને પછેડા એણે સાચવી સાચવીને બચકીમાં બાંધ્યા અને ઘરેણાં તો અંગ ઉપર રાખવાનીજ રૂડીને ભલામણ કરી.

મોડી રાતે સુતા સુતા તેને કંઈ યાદ આવ્યું હોય તેમ તેણે પોતાનો કોઠો ઉઘાડયો, અને તેમાંથી સોનાનો એક પાઈહાર કાઢીને તેણે રૂડીના હાથમાં મુકયો.

" લે બેટા ! આ ડોકમાં પહેરી લે. એ તારા માટેજ મેં સાચવી રાખ્યો છે. કાલની કોને ખબર છે ? કાલે ઉઠીને તારી ભાભી ઘેર આવે, લખમણ બાળબચ્ચાં વાળો થાય, પછી તેની મતિ કેવી રહે તેની શી ખબર ? એના કરતાં આ પાઈહારને તું તારા ઘર ભેગોજ કરી દે એટલે મારા જીવને નિરાંત ! "

રૂડી માતાના આ વાત્સલ્યથી ગળગળી થઈ ગઈ. તેની આંખમાં આંસુ ઉભરાયાં. આવી હેતાળ માતાની છત્રછાયા છોડીને પોતાને જવું પડશે એ વિચાર આવતાં તેનું હૈયું રડી ઉઠયું.

× × × ×

સૂરજનારાયણ માથે ચડે તે પહેલાં તો પોતાના ગામ પહોંચી જવાના ઈરાદાથી વાહણે પણ વ્હેલા નિકળી પડવાની પોતાની ઈચ્છા જણાવી હતી એટલે મ્હોંસુંજણું થતાંજ બધા ઉઠયા, અને તડામાર તૈયારી ચાલી.

પાડોશણો પણ રૂડીને વળાવવા આવી પહોંચી. "રૂડી આવજે, રસ્તામાં સંભાળજે, આવતાં જતાં સાથે ખુશીખબર કહાવતી રહેજે" વિગેરે ઉદ્ગારો એક પછી એક સંભળાવા લાગ્યા. જે સખીઓ તેની ઠઠ્ઠા મશ્કરી કરીને મનમાં મલકાતી હતી તે આજે વિયોગના વિચારે એકદમ ગંભીર બની જઈ ભાવભિની આંખે તેના તરફ જોઈ રહી હતી !

'માર્ગમાં સંભાળજો, હીમખીમ પહોંચ્યાના કુશળ સમાચાર કહાવજો' વિગેરે ભલામણ કરીને સાસુએ જમાઈનાં અને રૂડીનાં મીટડાં લીધાં અને આંખોના આંસુ છુપાવીને હસતે ચ્હેરે વિદાય આપી.

રૂડી પોતાની વ્હાલસોઈ માતાની સોડ તજીને–પિયરની શીળી છાયા છોડીને સાસરે જવા નિકળી.

## ૪. અંતરના અભિલાષ.

લખમણ અને તેના સાથીઓ નેસડાની સીમ સુધી 'બેન'ને–રૂડીને વળાવવા આવ્યા અને પછી 'મારગમાં સંભાળજે, આ પોટલી બરાબર સાચવજો, કોઇ આવતા જતા સાથે કુશળતાના સમાચાર મોકલજો' કહીને–વાહણને યોગ્ય ભલામણ કરીને સૌ પાછા વળ્યા.

રૂડીનાં લજ્જાનાં બંધનો છુટી ગયાં. 'રખેને કોઇ જોઇ જશે' એ ભીતિ ભાંગી ગઈ. હવે પોતે અને પોતાનો 'વર' એકલાં પડયાં અને અંતરના દ્વાર ઉઘડયાં. લાંબા વખત થયાં હૈયામાં સંઘરી રાખેલી વાતો ધીરેધીરે બહાર નિકળવા લાગી.

વાહણ તો વાત કરતો જાય અને રૂડીની રૂપાળી કાયા તરફ જોતો જાય. પગ પંથ કાપવાનું કામ કરે, જીભ વાતે વળગે, પણ આંખો તો રૂડીનાં અંગેઅંગ નીરખ્યાજ કરે !

એની ઘાટીલી ઘઉંવર્ણી કાયા, પૂર્ણ વિકસીત અવયવો, સોહામણું મુખડું, નમણું નાક અને જાદુ ભર્યાં નેણઃ આ બધામાં એને

ક્ષણે ક્ષણે અનેરૂં આકર્ષણ લાગતું અને એની નજર ત્યાંજ ઠરી રહેતી.

તેમાં પણ આજે તો રૂડીએ સોળે શણગાર ધારણ કર્યા હતા. હીરના ભરતકામવાળો ઘેરદાર ઘાઘરો, કસબી મોળીયાવાળો કમખો, અને લાલ કસુંબલ ઓઢણામાં એની કાયા દીપી નિકળતી. અધુરામાં પુરૂં એના અંગ ઉપરના આભરણો–પગમાં પહેરેલી કાંબી, પગના આંગળામાંના અંગુઠીયા અને ફુલમાછલી, હાથમાં ચડાવેલા સૌભાગ્યના ચિહ્ન સમા વાડલા, ડોકમાં પહેરેલો પારો અને પાઈહાર : એની કાંતિમાં ઉમેરો કરતાં હતાં. ભગવાન સૂર્યનારાયણનાં સોનેરી કિરણો આ રૂપરાશીને વધુ રૂપવાન બનાવી રહ્યાં હતાં.

" એવું તે મારામાં શું છે કે આપ આમ એકી ટશે મારા તરફ જોતાં જોતાં ચાલો છો ? ફરતી નજર રાખ્યા કરો. આ મારગ જરા ભો* વાળો લાગે છે."

" ભો ? કોનો ભો ? અરે આમ ધોળે દિવસે શું ભડકી જાય છે ? કોની માએ સવાશેર સુંઠ ખાધી છે કે આ વાહણની સામે આંખ ઉચી કરે ?"

રૂડી આ જુવાનીયાની આત્મશ્રદ્ધા ઉપર ઓવારી ગઈ ! કેવો નિડર અને બહાદૂર જુવાન ! આવા ભડ પુરૂષની પત્ની થવા માટે તેને મનમાં ગર્વ થયો.

" હરામખોરો કંઇ દિવસ કે રાત જુએ છે ? એમનો તો ધંધો જ એવો કે જ્યાં ત્યાં ખાજ શોધતાજ રહે. આપણને એકલા જોઇને કોઇ કમતીઓ કનડે તો પછી એ વખતે શું થાય ?" રૂડી વાતનાં રંગમાં ચડી.

---

* ભય.

"શું થાય શું ? પછી તો લાકડીએજ આવીયે ને! આ જોઈ મારી કડીયાળી ડાંગ ? એનાથી હરામખોરનું માથુંજ ભાંગી નાંખું !" વાહણે પોતાની કડીયાળી ડાંગ ઉપાડી અને કોઇ હરામખોરને ખરેખર મારવા જતો હોય તેમ હવામાં વીંઝી.

રૂડી તો વાહણની હિમ્મતભરી વાતો સાંભળતી જાય અને મનમાં મલકાતી જાય.

"પણ મારે લીધે તમારે એવા જોખમમાં શું કરવા ઉતરવું પડે?"

"જોખમ ? અરે એમાં તે શી મોટી વાત છે ? તારે ખાતર તો મારો જીવ આપવો પડે તો પણ આપું!" વાહણને રૂડીની વાતોથી પોરસ ચડયો હતો. તેણે અભિમાનના તાનમાં ઉપરના શબ્દો ઉચ્ચાર્યા અને મૂછે તાવ દેવા લાગ્યો.

આવા વીરનરની પૂજા કરવાના—એની અનન્યભાવે ઉપાસના કરવાના રૂડીને કોડ જાગ્યા, અને ઘરે પહોંચ્યા પછી એના આંગણાં અજવાળવાના અભિલાષો એના અંતરમાં ઉપસ્થિત થયા.

આમ એકબીજા તરફ અનન્ય પ્રેમભાવ બતાવતા આ દંપતિ મનની મીઠી વાતો કરતાં અને નિર્જન અરણ્યમાં હાસ્ય રેલાવતાં, આગળ અને આગળ વધતા હતા. ભગવાન સૂર્યનારાયણ પણ એ પ્રેમલીલા જોવા એ પ્રેમી દંપતિની સાથે આગળને આગળ વધતા હોય તેમ પોતાનો પ્રખર તાપ વધારતાજ ગયા. બરાબર મધ્યાહ્નનો સમય થયો.

આનંદકલ્લોલમાં વધુ વખત વીતી ગયો અને મધ્યાહ્ન પહેલાં પોતાના ગીરમાંના નેસડે પહોંચાયું નહિં એ જોઈ વાહણ ચમક્યો.

"કંઈ નહિં, જરા તડકો ગાળીને પછી આગળ વધીશું" કહી એક વિશાળ વડવૃક્ષ નીચે તે આવ્યો અને રૂડી સાથે છાંયડામાં બેસીને ટીમણ કરી, પાણી પી, શાંત થયો. વડની છાયામાં પણ એ યુવાન દંપતીને એકબીજાના અંતરની વાતો ઉકેલવા સિવાય બીજું કંઈ સુઝતું નહોતું!

## ૫. કીર્તિ વ્હાલી કે કાયા ?

બપોરા ગાળીને–સ્હેજ તડકો નમ્યો એટલે બંને ઉઠયા અને વાહણના નેસડા તરફ પ્રયાણ કર્યું.

ગીરની ઘટાટોપ ઝાડીને વીંધતા તેઓ આગળ વધ્યા તેવામાં થોડે દૂર જતાં ડુંગરની ગાળી આવી. એકજ ધ્યાનમાં મસ્ત બનેલું યુગલ ગાળીમાં પણ આનંદકલ્લોલ કરતું પોતાનો માર્ગ કાપવા લાગ્યું.

એવામાં ગાળીની એક કોર તલબાવળાના ઢુવામાં કંઈ સણસણાટ થયો અને મોઢે મોહરીયા વાળેલા ત્રણ આદમી નિકળી આવીને આડા ફર્યા.

મોઢે બુકાની બાંધેલી એટલે તેઓ કોણ છે તે ઓળખી શકાય તેમ ન્હોતું, પરંતુ હાથમાં ધીંગી કડીયાળી ડાંગ, ખભે લાંબી નળીયાળી બંદુકો અને કેડે લટકતી તરવારો ઉપરથી વાહણ સમજી ગયો કે આ કોઈ લુંટારા લાગે છે!

પલક માત્રમાં એનો આનંદ ઉડી ગયો. જુવાનીનું જોમ ઓસરી ગયું, રૂડી પાસે ઉચ્ચારેલા નીડરતાના શબ્દો હવામાં ઉડી ગયા. ક્ષણ પહેલાનો નીડર જણાતો યુવાન અત્યારે બીકણ માવડી બની ગયો!

એને કીર્તિ કરતાં કાયા વ્હાલી લાગી. આવી રૂપસુંદરી સાથે મ્હાલવા માટે જીવન ટકાવી રાખવાનો મોહ જાગ્યો અને એનું આત્મબળ ઉડી ગયું. મોહ અને ભય બંનેએ એને કર્તવ્યભ્રષ્ટ બનાવી મુક્યો.

'રખેને હું કંઇ બોલું અને તેઓ મને બંદુકની ગોળીએ દેતો! તો તો પછી આવી સુંદર સ્નેહાળ સ્ત્રીનું સુખ સદાને માટે ખોઈ બેસું!' એ વિચાર આવતાં તે એક અક્ષર પણ ઉચ્ચાર્યા વિના કે હાલ્યા ચાલ્યા વિના પુતળાંની માફક જડવત્ ઉભો રહ્યો!

બિહામણી આંખો તગતગાવતા એક લુંટારાએ બંદુકની નળી વાહણ સામે તાકતાં આજ્ઞા કરી, "ચાલ, એઇ! તારી ડાંગ ફેંકી દે!"

વાહણના હાથમાંથી ડાંગ સરી ગઈ–તેણે જાણીને છોડી દીધી.

## ૬. લુંટારા કે નરપિશાચ?

બીજા લુંટારાએ મ્યાનમાંથી તલવાર કાઢી, જરા આગળ આવ્યો અને રૂપાળી ઉપર પોતાની નિર્દય નજર નાંખતાં બોલ્યો, "બોલ, તારી પાસે શું શું છે? જે હોય તે બધાનો અહીં ઢગલો કર."

રૂડી અત્યાર સુધી મુંગે મોઢે બધું જોઇ રહી હતી. તેણે ફરીથી પોતાના પતિ તરફ નજર કરી.

પરંતુ એતો બીકણ બાયલાની માફક નિસ્તેજ—નિરૂત્સાહી બનીને જે થાય તે મુંગે મોઢે જોયા કરતો પાષાણ પ્રતિમા સમો જડ બની ઉભો હતો!

ક્ષણ પહેલાંજ વાહણ માટે એણે બાંધેલી બધી આશાઓ ધૂળમાં મળી ગઈ. જેને પોતે વીર બંકો માનતી હતી એ તો નામર્દ ભીરુ જણાયો. કુંદન કથીર નિવડયું!

પોતાના પતિમાં કંઈ વળે તેમ નથી એવી ખાત્રી થતાં તેણે પોતાના માથે મુકેલી પોતાનાં વસ્ત્રોની પોટલી ઉતારી અને તે લુંટારા આગળ મુકી.

રૂડીનું અંતર રડી ઉઠયું. પોતાની વ્હાલસોઈ માતાએ હોંસથી કરેલો કરિયાવર—આખા નેસડાની સ્ત્રીએ એકસરખો વખાણેલો કરિયાવર આમ પલક માત્રમાં પારકાના હાથમાં જાય! ઓહ પ્રભુ! આં કેમ સ્હેવાય!

પરંતુ એટલેથીજ પતે તેમ ન્હોતું. સૂર્યના પ્રકાશમાં ઝળહળતા એના અંગ ઉપરના આભુષણો ઉપર ત્રણે લુંટારાઓની નજર ઠરી હતી!

ઉઘાડી તલવારવાળા પોતાના ભેરૂબંધને આંખનો ઈશારો કરીને બાકીના બે જણા વાહણ પાસે ગયા અને એની ચોકી કરતા આડા ઉભા રહ્યા.

ઉઘાડી તલવારને સૂર્યના પ્રકાશમાં વીજળીના ચમકારાની માફક ચમકાવતા પેલા લુંટારાએ ખોંખારો ખાધો, મૂછે હાથ ફેરવ્યો અને ત્રાડ મારી.

"એ લુગડાના કુચાનું તો જાણે સમજ્યા. તારા અંગ ઉપર આ દાગીના ખડકયા છે ઈ પહેલાં ઉતારી દે ને!"

"ભાઈ, બાપુ! હું તો આણું વળીને સાસરે જાઉં છું. આણેતી બાઈ બ્હેનને તો બહારવટિયા પણ ન રંજાડે!"

"તે ઈ તો મોટા ધર્માત્મા હશે. અહીં તો એક વાલનું વેળીયું પણ નહીં રહેવા દઈએ, સમજી! ચાલ જલ્દી કાઢવા માંડ!"

રૂડીની ખાત્રી થઈ કે આ નરપિશાચ ઘરેણાં લીધા વિના છોડે તેમ નથી. તેણે એક પછી એક–પગના કાંબી કડલાં, ડોકની હાંસડી, પારો વિગેરે દાગીના ઉતારવા માંડયા.

પાઈહાર ઉપર હાથ પડતાંજ એની કાયા કંપી ઉઠી. જે હારને એની માતાએ અત્યંત માયા અને મમતાપૂર્વક–જીવનની છેલ્લામાં છેલ્લી ભેટ તરીકે આપ્યો હતો એ હાર પાણીના રેલાની માફક જોતજોતામાં પોતાના હાથમાંથી આમ સરી જાય છે એ વિચારથી એનું કાળજું કપાયું.

"કેમ? જીવ કરતાં એ હાર વ્હાલો લાગે છે? ચાલ મુકી દે જલ્દી આમ!" લુંટારાએ તલવારની ધાર તપાસતાં ત્રાડ પાડી.

હાર અને બીજા ઘરાણાનો રૂડીએ ઢગલો કર્યો.

પરંતુ ધનલોભી એ લુંટારાની નજર રૂડીના અંગે અંગ ઉપર ફરી વળી હતી. રૂડીના હાથમાં પહેરેલા વાડલા* એની આંખમાં ખુંચ્યા.

"આ વાડલા હજી કેમ નથી કાઢયા? ચાલ જલ્દી કાઢી

---

* ચુડી કે બંગડીની માફક હાથમાં પહેરવાનો–રૂપાનો નક્કર કડલા જેવો વજનદાર દાગીનો.



નાકનું નિશાન તાકીને એ વાડલાનો એવા જોરથી ઘા કર્યો કે……

વીરાંગનાની વાતો ] પૃ. ૭૫. [ ૩ડી

આપ! જલ્દી કર, નહીં તો ભાળી છે આ તલવાર! ભફ દેવું કે બોકું ઉડાવી દઈશ!"

"ભાઇ! આ વાડલા તો અમારા સ્ત્રીજાતના સૌભાગ્યની નિશાની છે! એ તે કેવી રીતે અપાય? પતિ બેઠાં સૌભાગ્યનું ચિહ્ન ન હોય તો તો સ્ત્રીઓનું નાક કપાઇ જાય!"

"હવે તારી લવરી જવા દે ને! એ સોભાગ બોભાગમાં અમે કંઇ ન સમજીએ. અહીં તો જે હોય તે બધું લીધા પછીજ સાવ હાથે હળવા કરીને જવા દેવાના! આ ઝાઝી તીનપાંચ કરીશ ને તો મારા હાથે વાડલા ખેંચી કાઢીશ અને બહુ નાકવાળી થઇ ગઇ છું તે તારૂં નાક પણ કાપી નાખીશ!"

રૂડીએ ફરીથી એક વખત પોતાના પતિ તરફ જોયું. એજ નિસ્તેજ પ્રતિમા!—પત્ની ઉપર ગુજરતો જૂલ્મ મુંગે મોઢે જોયા કરનાર—પોતાને રૂંધીને ઉભા રહેલા—ચોકી કરનારા એ લુંટારાને એક શબ્દ પણ કહેવાની હિમ્મત ન કરી શકનાર કાયર પુરૂષ!

તેણે વાડલા કાઢવા માંડયા.

પેલો લુંટારો તલવાર સાથે ખેલ કરતો મનમાં મલકાવા લાગ્યો.

## ૭. રણચંડી!

પોતાનું સૌભાગ્ય ચિહ્ન આપી દેતાં રૂડીને મરવા જેવું થયું. આના કરતાં મોત સારૂં એમ માનીને તે મરણિયા બની.

ખૂબ મહેનત કરીને રૂડીએ એક વાડલો કાઢયો અને ક્રોધથી ઉકળેલી એ અબળાએ લુંટારાની નજર ચૂકવીને—તેના **નાકનું નિશાન તાકીને એ વાડલાનો એવા જોરથી** ઘા કર્યો કે* તીર નિશાન વીંધે તેમ વાડલાનો એના નાક ઉપર સખ્ત પ્રહાર થયો અને લુંટારો તમ્મર ખાઇને નીચે પડયો.

---

* જુઓ ચિત્ર.

રૂડીએ લાગ સાધ્યો. પોતાની વ્હારે પ્રભુ ધાયા હોય એમ તેને લાગ્યું, અને સિંહણ પોતાના શિકાર ઉપર તરાપ મારે તેમ જમીન ઉપર તમ્મર ખાઇને પડેલા એ લુંટારા પાસે દોડી જઇને તેના હાથમાંથી તેની પાણીદાર તલવાર તેણે ઝુંટવી લીધી.

તે કુદી–વિફરેલી વાઘણની માફક તેણે બીજા બે લુંટારૂઓ વાહણને ઘેરીને ઉભા હતા તેમના તરફ છલાંગ મારી, અને પોતાના તરફ બંનેની પીઠ હોવાથી તેઓ ચમકે–ચેતે તે પહેલાં તો ઝબોઝબ તેમના વાંસામાં તલવાર ઝીંકવા મંડી પડી.

કારમી ચીસ પાડીને બંને લુંટારાએ મ્હોં પાછળ ફેરવ્યું. જૂએ તો રણચંડીની માફક શૂરે ચડેલી રબારણ રૂડી !

એનું વિકાળ સ્વરૂપ જોઇને બંને હેબતાઈ ગયા. એકજ રાડથી ભલભલાને થથરાવી નાખનાર–પોતાના એકજ હાકોટાએ ભલભલાને પગમાં નમાવનાર આ લુંટારા અત્યારે આવો અણધાર્યો હુમલો જોઇને દબાઇ ગયા. તેમની બંદુક અત્યારે કામ લાગે તેમ ન્હોતું. પવિત્રતાના તેજના તણખા ખેરવતી રૂડીની આંખોએ એ લુંટારાને ગભરાવી મૂકયા, અને મરણિયા બનેલા એના અંગેઅંગમાં ઉછળતા ક્રોધની જ્વાળામાં તેઓ બળવા લાગ્યા. પોતાની તલવાર તરફ હાથ લંબાવવાની તેમની તાકાત ન્હોતી !

એ વીરાંગનાના વીરત્વનું તેજ સહન ન થઇ શકવાથી બંને લુંટારા પોતાનો જીવ બચાવવા મુઠ્ઠી વાળીને ત્યાંથી ન્હાસી ગયા.

ચંડિકા સમી વિકાળ બનેલી રૂડીને તેમની પાછળ પડવાનું મન થયું, પરંતુ તેવામાં તો તમ્મર ખાઇને પડેલો પેલો લુંટારો શુદ્ધિમાં આવ્યો. પોતાને વાડલો મારનાર એ અવિચારી સ્ત્રીના બુરા હાલ કરવાનો દૃઢ સંકલ્પ કરતો અને મેળવેલી લુંટમાંથી અમનચમન ઉડાવવાના મનમાં મનોરથો ઘડતો એ લુંટારો ઉઠયો. જુએ તો પોતાની તલવારજ ન મળે !

તલવાર માટે ચોમેર નજર કરવા જાય ત્યાં તો પોતાના ભેરૂબંધોને તેણે ભાગી જતા જોયા, અને પોતાનો શિકાર બનેલી સ્ત્રી રૌદ્ર સ્વરૂપ ધારણ કરીને—પોતાનીજ તલવાર સાથે પોતાનોજ શિકાર કરવા આવતી હોય તેમ જણાયું.

આ તે સ્વપ્ન છે કે સત્ય? તે વિચારમાં પડયો.

પરંતુ એ વિચારનો નિર્ણય થાય તે પહેલાં તો એ વીરાંગના ઉઘાડી તલવાર સાથે વૈર લેવાની પ્રબળ ઇચ્છાથી તેના ઉપર ધસી, અને એકજ ઘાએ બે ટુકડા કરવાની ઇચ્છાથી તેણે ચપળતાપૂર્વક તેના ઉપર તલવાર ઝીકી.

એકજ ઘાએ લુંટારાના બારે વર્ષ પુરા થઈ જાત, પરંતુ એણે પોતાનું શરીર નમાવ્યું, ઘા ચુકાવ્યો, અને હરણની ચપળતાથી ત્યાંથી નાસી છુટયો.

ક્રોધથી ધુંધવાઈ રહેલી રણચંડી સમી—રૌદ્ર સ્વરૂપ ધારીણી વીરાંગના રૂડી ઘડીમાં પોતાની કરિયાવરની પોટલી, ઘડીમાં વેરણછેરણ પડેલા પોતાના દાગીના અને ઘડીમાં જડભરતની માફક ઉભા રહેલા પોતાના પતિ—વાહણ તરફ જોતી તલવારને ટેકો દઇને ઉભી રહી !

## ૮. આર્ય નારી !

"ફટ રે ભુંડા ! અત્યાર સુધી મોટી મોટી વાતું કરતો'તો ઈ બધા ખોટા પડારા જ કે ! 'તારા માટે જીવ આપવો પડે તો આપું' ઈ વેણ તારા મોઢામાંથીજ નિકળ્યા હતા ને ?"

રૂડી પોતાના બીકણ પતિને ફીટકાર આપવા મંડી. વાહણ તો રખેને હજી લુંટારા આવે એવા ભયથી ચોમેર તાકી રહ્યો હતો !

" લે, હવે વાયડાવેડા જવા દે, રબારીનો દીકરો થઇને આમ માવડીયો બની જાછ ઈ અરઘતું નથી. ભલા માણસ, ઈ સારા મલકના ચોરટાઓને જરા પડકારવા તો હતા ? તોય તારામાં કંઇક પાણી છે

એમ જણાત. આવો કાળો કામો કરતાં એને વારવા માટે એક વેણુ પણ તું ન ઓચરી શક્યો તે તારા મોઢામાં મગ ભર્યા'તા કે શું?"

પણ બોલેજ કોણ? વાહણ–ઉંચો પડછંદા જેવો જુવાન જોધ વાહણ અત્યારે ગરીબ બકરી જેવો થઈ ગયો હતો. લુંટારાઓને જોતાંજ–લુંટારાની બ્હીક કરતાં વધુ અંશે તો આ મદઝર માનુની સાથે માઝમ રાતો માણવાની લાલસામાં પોતાનો જીવ બચાવી લેવાની નિર્માલ્ય લાલસાને લીધે–એની જુવાનીનું જોમ ઓસરી ગયું હતું. તેમાં પોતાની પત્ની–રૂડીના અદ્ભૂત શૌર્ય અને રૌદ્ર સ્વરૂપથી તે તદ્દન દબાઇ ગયો હતો. 'પોતે કંઈ વિસાતમાં નથી' એવી એના અંતરમાં ભાવના જાગી એટલે રૂડીને શું કહેવું કે શો ખુલાસો કરવો તે તેને સુઝતું ન્હોતું. એનું હૈયું હજી લુંટારાના ભયથી ધબકી રહ્યું હતું!

"હાલ્ય હવે કાળા મોઢાના ધણી! ભાઇડો શીદ સરજાયો? બાયડી સરજાયો હોત તો ઠીક થાત!"

વાહણના મૌનથી અકળાયલી રૂડીએ ક્રોધમાં ને ક્રોધમાં આ વચનો ઉચ્ચાર્યાં અને એનો હાથ ખેંચ્યો. વાહણ એની પાછળ ખેંચાયો.

જતાં જતાં રૂડીએ વેરણછેરણ થઈ પડેલા પોતાના દાગીના ઉપાડી લીધા અને તેને પોટલીમાં બાંધી લીધા.

માથે પોટલી મુકીને હાથમાં તલવાર ઝાલીને રૂડી આગળ ચાલી.

વાહણે તેના હાથમાંથી તલવાર લેવા પોતાનો હાથ લંબાવ્યો.

"રહેવા દે, રહેવા દે, મારા હાથમાંજ એ ઠીક છે. પાછા પેલા તારા સગલા* આવી લાગે તો કામ લાગે. તારા હાથમાં તલવાર હોય તોય એ દાતરડા જેવી!"

આ વિફરેલી વાઘણને વધુ છેડવાની વાહણની હિંમત ન ચાલી. તે મુંગે મોઢે તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

---

* સગા.

થોડાજ સમય પહેલાં માર્ગમાં આનંદકલ્લોલ કરતાં પ્રેમપંખીઓ હવે તદ્દન શાંત–મુંગામંતર બનીને પોતાનો માર્ગ કાપવા લાગ્યા. હાસ્ય, વિનોદ, આનંદ અને ઉત્સાહ બધુંય ઉડી ગયું. પ્રેમકેલીનો ધોધબંધ વ્હેતો પ્રવાહ અટકી પડયો. બાજી બદલાઈ ગઈ.

પતિ અને પત્ની બંનેના પ્રેમે જુદું સ્વરૂપ લીધું. પ્રેમ નબદલે પતિના અંતરમાં ભય અને પત્નીના મનમાં ક્રોધ અને તીરસ્કાર ઉત્પન્ન થયો.

આમ એક અક્ષર પણ ઉચ્ચાર્યા વિના બંને ચાલ્યા–મુંગામંતર જેવા–જાણે દોરીસંચાથી ચાલતાં પૂતળાં.

ચાલતાં ચાલતાં વાહણના નેસડાના ઝાડવાં દેખાયાં. રૂડી એકદમ થંભી ગઈ. વાહણ વિચારમાં પડયો. આ જોગમાયા ચાલતાં ચાલતાં એકદમ ઉભી કાં રહી ?

રૂડીએ વાહણની પછેડી ખેંચી લીધી, ચંડીકાની જીભ સમી લબકારા મારતી તલવાર એ પછેડીમાં લપેટી લીધી અને કપડામાં મ્યાન થયેલી એ તલવાર વાહણના હાથમાં મુકી. "લ્યો, આને ઘર સુધી સંભાળો !"

વાહણ એના વચનોનો મર્મ ન કળી શકયો. એકાદ સેવક કોઈ સમ્રાજ્ઞીની આજ્ઞાને આધીન થાય તેમ તેણે તલવાર લીધી અને બગલમાં મારી.

રૂડી ગમે તેવી તો પણ આર્ય સ્ત્રી હતી ! પોતાના પતિનું જંગતમાં ભુંડું ન દેખાય તે માટે તેણે તલવાર તેના હાથમાં સોંપી ! પતિ પ્રત્યે આર્ય નારીની કેવી પૂજ્યભાવના !

## ૯. પતિ સેવા.

આખા નેસડાના જુવાનીયા 'વાહણ વહુને તેડી આવ્યો' કરતા હોંષભર્યા વાહણના ખોરડે આવ્યા. 'રૂડી આવી ! રૂડી આવી !'

કરતી રબારણો પણ મળવા આવી. રૂડી—અંતરમાં અવનવા અનુતાપ અનુભવતી રૂડી મધુર હાસ્યથી બધાનો સત્કાર કરતી, દબાયલી મનોવૃત્તિવાળો વાહણ પણ જુવાનીયાઓ સાથે વાતોના ગપ્પા મારતો, પરંતુ એકેના અંતરમાં ઉત્સાહ ન્હોતો. તેમનો ખરો આનંદ ઉડી ગયો હતો !

સંસારનું સ્વર્ગ સમું સુખ માણવાની લાલસાથી રૂડીને તેડવા ગયેલા વાહણની અંતરની અભિલાષાઓ આકાશ કુસુમ સમી થઇ પડી. એક વખત એ દબાઈ ગયો એટલે ફરીથી કદિ ઉંચું માથું કરી ન શક્યો. જ્યારે જ્યારે રૂડીને કંઇક કહેવાનું—સંભળાવવાનું મન થઈ આવતું ત્યારે ત્યારે લુંટારાનો પ્રસંગ તેની નજરે ચડતો અને રૂડી આગળ પોતે કંઇજ વિસાતમાં નથી એવી ભાવના તેના અંતરમાં જાગતી. આ ભાવનાએ એની મનોવૃત્તિને વધારે ને વધારે દાબી દીધી અને પતિપત્નીની વચ્ચેનો અંતરાય દિવસે દિવસે વધતો ગયો.

રૂડી વાહણના ખાનપાન માટે પૂરતી કાળજી રાખતી, પતિપરાયણ પત્નીની માફક તેની સગવડો સાચવતી, પરંતુ સંસારસુખના અનુપમ લ્હાવાથી તો વાહણ સદાને માટે વંચિત રહેતો. ફાટફાટ થતું યૌવન પોતાના પતિના ચરણે ધરીને માઝમ રાતો માણવાના રૂડીના મનોરથો સ્વપ્ન સમા થઇ પડયા. ‘જે પુરૂષ પોતાની પત્ની ઉપર બીજાને બળાત્કાર કરતો જોઇને એક શબ્દ સરખો ન ઉચ્ચારી શકે—જે ધણી પોતાની બાયડીની આબરૂ બચાવવા ખાતર હાથ પણ ઉંચો ન કરી શકે તે પતિ પતિપદને લાયકજ નથી !’ એ ધ્વનિ તેના અંતરમાં નિરંતર રણઝણી ઉઠતો અને વાહણની સાથે સંસારસુખ ભોગવતાં તેને અટકાવતો.

આમ છતાં રૂડી જગતની નજરે તો વાહણની વ્હાલસોઈ આજ્ઞાંકિત પત્નીજ લેખાતી. એ એટલી કુશળતાપૂર્વક ઘર ચલાવતી, એટલી ચીવટથી વ્યવહાર સાચવતી અને બીજાની નજરે વાહણ

તરફ એટલો બધો પૂજ્યભાવ બતાવતી કે નેસડાના લોકો તો વાહણને બડભાગી માનતા.

પરંતુ વાહણનું કાળજું કોરાઇ જતું. પતિ પત્ની સાથે રહે, જગતની નજરે પતિ પત્નીના પરમ આદર અને પ્રેમને પાત્ર ગણાય, છતાં પતિ પત્નીના પ્રેમાલિંગનનો–સંસારસુખનો લ્હાવો મેળવવા કદી પણ ભાગ્યશાળી ન થાય એ મુંગા ડામ જેવું દુઃખ તેને અસહ્ય થઈ પડયું. અંતરની એ બળતરાથી તેનું લોહી સોસાવા લાગ્યું.

વાહણને ઘણીયે વાર એમ થતું કે રૂડીને ધમકાવું, પરંતુ લુંટારાના પ્રસંગ પછી રૂડીનો એટલો બધો પ્રભાવ એના ઉપર પડયો હતો કે એક શબ્દ પણ ઉચ્ચારવાની એની જીભજ ઉપડતી નહોતી. ધમકાવવાનું તો દૂર રહ્યું, પરંતુ તેને સમજાવવાની હિંમત પણ તેનામાં હવે ન્હોતી રહી. ઉંચી આંખે–આંખમાં આંખ મીલાવીને–તે રૂડી સામે જોઈ પણ ન્હોતો શકતો. રૂડીએ તેની સાથે અબોલા લીધા હોય તેમ એક અક્ષર પણ બોલ્યા વિના તે ઘરનું બધું કામ-કાજ કરતી અને છતા ધણીએ સંયમી જીવન ગાળતી.

આવી અસહ્ય સ્થિતિમાં કેટલોક કાળ વીતી ગયો. અંતરની વેદના તો હતીજ તેમાં વળી વાહણને ગીરનું પાણી લાગ્યું. તેનું પેટ વધી ગયું અને એટલી બધી અશક્તિ આવી ગઈ કે તેનાથી ખાટલામાંથી ઉભા પણ ન થવાય.

પવિત્ર હૃદયની કર્તવ્યપરાયણ પત્ની–રૂડી મનમાં જરા પણ સંકોચ રાખ્યા વિના તનમનથી પતિની સેવા સુશ્રુષા કરતી, અને એના આરોગ્ય માટે અનેક ઉપચારો અજમાવતી.

## ૧૦. દીપડો.

અખંડ બ્રહ્મચારીણીની તેજોમય કાંતિ ધરાવતી એક યૌવના માથા ઉપર પાણીથી ભરેલું મોટું બેડું મુકીને ધરતીને ધણધણાવતી



પનિહારીને જોઈને..... [ પૃ. ૮૨ ]

ચંચળ ચપળાની માફક વેગભરી નેસડા ભણી આવતી હતી.

મદમસ્ત માનુની સમી આ **પનિહારીને જોઈને**:• જુવાંનીયા માર્ગમાંજ સ્થંભી ગયા.

**" અહાહાહા ! શા રૂપનાં ગુમાન છે ને ?**× જાણે દુનિયામાં એના જેવી કોઈ રૂપાળીજ નહિં હોય ! "

" અરે એને તો જુવાનીનો મદ ચડયો છે મદ ! એમાંજ એ બિચારા વાહણને ગાંઠતી નથી." બીજા જુવાનીયાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

" અને એમાંજ બિચારો વાહણ દિવસે દિવસે ગળતો જાયછે." ત્રીજાએ ટાપસીપૂરી.

" અરે મારા જેવો ભાયડો એને મળ્યો હોતને તો એને જોતજોતમાં પાંશરી નેતર જેવી બનાવી દેત" મૂછ ઉપર તાવ દેતાં એક લ્હેરી જુવાન શેખી કરવા લાગ્યો.

• × જુઓ સામસામાં ચિત્રો.

"હવે રાખ, રાખ! તારા જેવાને તો એ પાણીમાં પી જાય એવી છે! જોજે કોઈ દી રખેને એની સામે ઉંચી નજરે જોતા!



'અહાહાહા! શા રૂપનાં ગુમાન છેને?' [પૃ. ૮૨]

---

• × જુઓ સામસામાં ચિત્રો.

નહિં તો એતો કાળકા માતાની પેઠે લોહી ચૂસી જશે." પાંચમાએ એને ચેતાવ્યો.

"ભલેને એ જોગમાયા મને ભરખી જાય, પણ મેં તો ગાંઠ વાળી છે કે એક વખત એને બેચાર ઠપકાના વેણ કહેવા. આપણા નાનપણના ભેરૂબંધ વાહણને સુખી બનાવીએ તોજ આપણે એના ખરા ભાઈબંધ!" લ્હેરી જુવાન અત્યારે ખૂબ લ્હેરમાં આવી ગયો.

"ચાલો ત્યારે આપણે એની પાછળ પાછળ જઈએ. એના વાડાની ઓથે છુપાઇને એની હિલચાલ તપાસીએ. જોઈએ તો ખરા કે એ વાહણને કેવોક સંતાપે છે!" પાંચમાએ યુક્તિ શોધી કાઢી.

પાંચે જુવાનીયાનું પંચ એ પનિહારી પાછળ પડયું.

વાડા પાસે આવતાં પનિહારીએ ઝાંપલી ઉઘાડી, માથા ઉપરના બેડાનો ઘડો ઉતારી કાંખમાં લીધો અને સુસવાટા ભરી પાણિયારા તરફ ગઈ. પાણીનું બેડું ગોળીમાં ઠલવતાં ઠલવતાં તેની નજર ફળિયામાં એક ખુણે ખાટલા ઉપર પડેલા એક પુરૂષ તરફ ગઈ અને તેણે એક દીર્ઘ નિશ્વાસ મુકયો.

આ પનિહારી તે રૂડી રબારણ અને પુરૂષ તેનો પતિ–વાહણ.

વાહણ તરફ ગયેલી નજર એકાએક બીજી વસ્તુ તરફ ગઈ અને રૂડી ચમકી. બેડા ઉપરનો હાથ સ્થંભી ગયો. ગોળીમાં ઠલવાતું પાણી એમને એમ અટકી ગયું. એક ક્રુર હિંસક પ્રાણી–દીપડો વાડાની વાડ ટપીને ઝોકમાં કુદી પડયો હતો!

ઝોકમાં ઘેટાં અને બકરાનાં નાનાં બચ્ચાં તેમજ વાછરૂં અને પાડરૂં પણ હતાં. સ્હેજ પણ વિલંબ થાય તો આ શિકારી અસંખ્ય ઘેટાં બકરાંનો નાશ કરી નાખે તેવી સ્થિતિ હતી.

ચોમેર નજર ફેંકીને દીપડાએ એક પાડરૂં ઉપર તરાપ મારી. રૂડીએ આ જોયું અને દીપડો પાડરૂંને પહોંચી વળે તે પહેલાં તો



કડીયાળી ડાંગ ઉગામીને ક્રોધથી ઘુરકતા દીપડા સામે તે ધસી.

વીરાંગનાની વાતો ]  પૃ. ૮૫.  [ રૂડી.

રૂડીના હાથમાંથી ગોફણના ગોળાની માફક છુટેલો માટીનો પાકો ઘડો દીપડાના ડાચામાં વાગ્યો અને એ આગળ વધતાં અટકી પડયો.

પલક માત્રમાં રૂડીએ ખુણામાં પડેલી એક ડાંગ ઉપાડી, બંને હાથથી તેને મજબુત પકડી અને એ **કડીયાળી ડાંગ ઉગામીને ક્રોધથી ઘુરકતા દીપડા સામે તે ધસી.***

અગ્નિના તણખા ઝરતા હોય તેવી આંખે દીપડાએ આ જોયું. એની આખી જીંદગીમાં આજે પહેલોજ આવો અનુભવ તેને થયો. મનુષ્ય–પ્રાણી પોતાની સામે થવાની હિંમત કરે એ તેને અચંબા જેવું લાગ્યું. તે ભડભડ બળતા દીવા જેવી આંખોએ રૂડી તરફ તાકી રહ્યો.

## ૧૧. બીજું પરાક્રમ !

રૂડી એમ પાછી પાની કરે તેવી ન્હોતી. એણે તો પોતાનું બધુંય બળ એકઠું કરીને એ કડીયાળી ડાંગ એવા જોરથી એના માથામાં મારી કે દીપડાને તમ્મર આવી ગયા. ગુલાંટ ખાઇને તે ધરતી ઉપર ઢળી ગયો.

પરંતુ પલકમાત્રમાં તે સાવધ થઈ ગયો. પોતાને ઇજા કરનાર એ શત્રુની સામે તે ઘુરકયો અને તેનો તોટો પીસી નાખવાના નિર્ધારથી તેની સામે ઉછળ્યો.

રૂડીનું તો એકજ ધ્યેય હતું–દીપડાને હંફાવવાનું. ફરીથી તેણે ડાંગ ઉછાળીને સામે ધસી આવતા દીપડા ઉપર તે પૂર જોરથી ઝીકી.

ફરીથી દીપડો પાછો પડયો. રૂડી આગળ આવી અને લાકડીથી કુતરાને મારતી હોય તેમ ગુલાંટ ખાઈને જમીન ઉપર પડેલા દીપડાને ઉપરાઉપર પ્રહારો કરવા લાગી.

* જુઓ ચિત્ર.

દીપડાનો મિજાજ ગયો. એ મરણિયો બન્યો. પોતાને પ્રહાર કરનારને પુરી કરી નાખવાના નિશ્ચયથી તે રૂડીની સામે ઘુરકતો આડો ફાંટયો. રૂડીને ખબર ન પડે તેવી રીતે અચાનક તેના ઉપર છાપો મારીને તેને પીંખી નાખવાનો દીપડાનો વિચાર હતો !

ઝોકના એક ખુણે ખાટલામાં પડયો પડયો વાહણુ આ તમાશો જોઈ રહ્યો હતો. એણે જોયું કે લુચ્ચાનો પીર એ દીપડો હમણાં રૂડીને ફાડી ખાશે. શરમનું માર્યું હોલવાઈ ગયેલું એનું શૌર્યતેજ ચમકી ઉઠયું, જુવાનીના જોસ ઉપર ફરી વળેલી નિરાશાની રાખ ઉડી ગઈ અને હિમ્મતના અંગારા ઝળકી ઉઠયા. માંદોમાંદો પણ તે ખાટલામાંથી બેઠો થઇ ગયો, ગોદડા નીચે દબાવેલી પોતાની કડીયાળી ડાંગ લીધી અને બેવડ વળી જવા છતાં રૂડીને ફાડી ખાવાનો લાગ શોધનાર એ લુચ્ચો દીપડો રૂડીની નજર ચુકવીને તેને કંઈ ઇજા પહોંચાડે તે પહેલાં **તેને પુરો કરી નાખવા માટે તે શ્વાસભર્યો દીપડા તરફ ધસ્યો.***

દીપડાની કપટકળા રૂડી કળી ગઈ. સ્હેજ પડખું ફેરવીને પોતાનો ગ્રાસ કરી જવા ધસી આવતા દીપડાના ફાડેલા મ્હોંમાં ડાંગનો કડીયાળો ભાગ નાંખી દઇને તેણે તેને એવા તો જોરથી ધક્કો માર્યો કે મોતની કારમી ચીસ પાડતો દીપડો ઉછળીને કયાંય આઘે જઈ પડયો. એજ ક્ષણે ત્યાં ધસી આવતા વાહણની ડાંગ પૂર જોસથી એની પીઠ ઉપર પડી અને એના હાડ ભાંગી ગયા.

પછી તો દીપડા ઉપર રૂડીની લાકડીની રમઝટ લાગી. ગરીબ ગાય જેવા થઈ ગયેલા–કુતરાની માફક બરાડા પાડતા દીપડાના રામ રમી ગયા !

"રંગ છે રૂડી! તેં તો તારી જનેતાની કુખ અજવાળી! તે દી' તેં લુંટારાનું પાણી ઉતાર્યું, આજે જમદૂત જેવા દીપડાને તેં

* જુઓ ચિત્ર.



તેને પુરો કરી નાખવા માટે તે શ્વાસભર્યા દીપડા તરફ ધસ્યો.

વીરાંગનાની વાતો] પૃ. ૮૬. [૩ડી

કુતરાને મોતે માર્યો." વાહણે તાનમાં આવી જઇને રૂડીની પીઠ થાબડી.

"એ બધો પરતાપ તમારો. જુઓને તમારા એકજ ઘાએ આ દીપડો બીચારો બેવડ વળી ગયો. માંદા માંદા પણ તમે તો મીર માર્યો!" રૂડી હસી.

હર્ષાવેશમાં તે વાહણને ભેટી પડી. લુંટારાના પ્રસંગથી વાહણની કચરાઇ–કરમાઈ ગયેલી હિમ્મત આમ સજીવન થયેલી જોઇને આજે તેના આનંદનો પાર ન રહ્યો.

## ૧૨. રંગ છે રૂડીભાભી!

એજ ક્ષણે વાડની પાછળ લપાઈ રહેલા પાંચે જુવાનીયાએ વાડામાં ડોકિયું કર્યું, અને રૂડી શરમાઈ ગઈ.

મોતીના દાણા બાઝયા હોય તેવા પરસેવાના બિંદુઓથી રૂડીનું લાલઘુમ બદન ઓર દીપી ઉઠયું હતું, તેમાં તેના મુખ ઉપર પડેલા શરમના શેરડાથી એ વધુ મનમોહક બની.

પેલા પાંચે જુવાનીયા ઉઘાડી ઝાંપલીમાંથી વાડામાં આવ્યા અને વાહણને બાઝી પડયા.

"રંગ રે મારા ગોઠીયા! રજપૂતાણી જેવી આવી શૂરવીર બાયડી તો પરભવ તપ કર્યાં હોય તોજ સાંપડે!" એક જુવાનીયાએ અંતરના ઉદ્ગાર કાઢયા.

"એલા પણ તેં રૂડી ભાભીને લુંટારાનું પાણી ઉતારવાનું કહ્યું એ શી વાત છે એ તો કહે!" બીજાએ એ વાત જાણવાની જીજ્ઞાસા બતાવી.

"અરે એ તો અમસ્તા! ખાટલામાં પડયા પડયા કંઈ વિચારવાયુએ ચડેલા એટલે ગમે તે બોલે!" રૂડીએ વાત વાળવાનો પ્રયત્ન કર્યો.

"ગોઠીયાઓ!" વાહણના અંતરમાંથી ઊર્મિઓ ઉછળવા લાગી, "એણે એક વખત એવી બહાદુરી કરી હતી કે ભલભલા ભાયડાથી પણ ન બને!"

અને એણે પોતાના ગોઠીયાઓ પાસે જુનો ઈતિહાસ ઉકેલ્યો, તે દિવસે લુંટારાઓને રૂડીએ કેવા હંફાવ્યા તેનું વિગતથી વર્ણન કર્યું. વીરાંગના સમી પોતાની પત્નીની વીરતાના વખાણ કરતાં કરતાં તેને પોરસ ચડયો, તેની છાતી ગજગજ ઉછળી, એનું દર્દ વિસારે પડયું.

"અને ભાઇબંધો !" તેણે શ્વાસભેર આગળ ચલાવ્યું, "તમે નજરે જોયું તેમ આજે એણે કોઈની પણ મદદ વિના દીપડાને ધડબી નાખ્યો એ કંઈ જેવી તેવી વાત છે ?"

"દીપડાની કેડ તો તમે ભાંગી નાખી, એટલે ખરી રીતે દીપડાને તમેજ માર્યો એમ ગણાય." દૂર ઉભાં ઉભાં આ ભેરૂબંધોની વાત સાંભળતી રૂડીએ આજના પરાક્રમની કીર્તિનો કળશ પોતાના પતિ ઉપર ઢોળવાનો પ્રયત્ન કર્યો.

"રૂડીભાભી ! તમે ગરવા છો એટલે મારા ભાઈના વખાણ કર્યા કરો છો. બાકી આજની તમારી બહાદૂરી અમે નજરે જોઈ છે અને દીપડાને મારવાનું ખરૂં માન તમનેજ ઘટે છે. અમે જુવાન જેવા જુવાન 'હવે શું થશે ?' એમ વિચાર કરતાં ડાચું ફાડીને ઉભા રહ્યા હતા, અને દીપડાને જોઈને અમારા પગ થરથરતા હતા ત્યારે તમે તો એ જમદૂત જેવા હિંસક પ્રાણી ઉપર લાકડીના ઘા ઝીકયેજ જતા હતા." ત્રીજા જુવાનીયાએ સત્ય હકીકત જણાવી દીધી.

"અરે આ તો ચીંથરે વીંટયું રતન ! આવું અણમોલું રતન આપણા નેસડામાં છે એ તો આજેજ જાણ્યું." ચોથાએ ચોક પૂર્યો.

"દોસ્ત વાહણ ! તું તો ખરેખર ભાગ્યશાળી. સાક્ષાત જગદંબા જેવી સ્ત્રી તારા ઘરમાં છે, પછી બીજું શું જોઇએ ? રંગ છે, રંગ છે, રૂડી ભાભી તમારી હિમ્મતને ! પાંચમાએ પંચ ત્યાં પરમેશ્વર પેઠે ઈન્સાફ આપી દીધો.

અને જોત જોતામાં ત્યાં લોકના થોક ઉલટયાં. વા વાતને લઈ જાય તેમ નેસડામાં રૂડીએ દીપડાને માર્યાની વાત ફેલાણી અને

આખું ગામ હિલોળે ચડયું. સ્ત્રી પુરૂષ અને બાળકો સૌ કોઈ કુતુહલ પૂર્વક દીપડાને જોવા એકઠા થયા.

નીર્જીવ છતાં પૂરા પાંચ હાથ લાંબા બિહામણા દીપડાને જોઈને લોકો ભડકી ઉઠતા અને દૂર ઉભા ઉભા રૂઢીની હિમ્મતના વખાણ કરતા.

× × × ×

## ૧૩. જીવન પલટો.

આજના પ્રસંગે રૂઢી અને વાહણના જીવનનો પલટો કરી નાખ્યો. વાહણ પ્રત્યેના તિરસ્કાર અને ધૃણાની લાગણી નષ્ટ પામી અને માંદામાંદા પણ પોતાની મદદે ધસી આવનાર પતિ પ્રત્યે રૂઢીને પૂજ્યભાવ ઉત્પન્ન થયો.

વર્ષોના વ્હાણા વાયા પછી આજે વાહણ પોતાની પત્નીનું દ્રઢ પ્રેમાલિંગન મેળવવા ભાગ્યશાળી થયો.

અને એ આનંદ અને ઉલ્લાસના તાનમાં એનો અડધો મંદવાડ ઉડી ગયો. પતિપત્ની એક બીજા તરફ અનન્ય પ્રેમભાવે આકર્ષાયા.

હવાફેરને બ્હાને રૂઢી વાહણને લઇને પોતાને પિયર આવી. વિચારવમળમાં ગોથા ખાતા વાહણને હર્ષપ્રફુલ્લ રાખવાની અને એમ કરીને તે ગઇ ગુજરી ભૂલી જઇ પુનઃ પહેલાંનો દ્રઢ મનોબળવાળો નવજુવાન બની જાય તેમ કરવાની તેની ઇચ્છા હતી.

રૂઢીના પિયરમાં પતિપત્ની વચ્ચેના અણબનાવની સ્હેજ ગંધ પ્હોંચી ગઈ હતી. રૂઢીની મા મનમાંજ બળતી અને પોતાની પુત્રી પ્રત્યે રોષભર્યો બળાપો કરીને મનમાંજ રોષ સમાવતી. પરંતુ આજે તેના અચંબાનો પાર ન રહ્યો. ધણીધણીઆણીને આનંદકલ્લોલ કરતાં જોઇને પોતે સાંભળેલી વાત ખોટી હશે એમ તેણે માની લીધું.

સૂરજ કદી છાબડે ઢાંકયો રહે છે ? સત્ય હકીકત જણાતાં વાર ન લાગી. વાહણના નેસડાના કેટલાક માણસો આવી ચડયા તેમણે

દીપડાના પ્રસંગની વાત કહી અને ત્યારથી વાહણનો રોગ ઉડી ગયો એ પણ જણાવ્યું. વયોવૃદ્ધ ડોશી બધો ભેદ પામી ગઇ. એણે પરમ કૃપાળુ પ્રભુનો પાડ માન્યો.

એક દિવસ અજવાળી રાતે મા દીકરી વાતે ચડયા. અલકમલકની વાત કરતાં કરતાં લુંટારાની વાત નિકળી. રૂડીએ વાત ઉડાવવા પ્રયત્ન કર્યો.

"રૂડી, બેટા!" હર્ષથી ઉભરાતા અંતરે ડોશીએ ઉદ્દારો કાઢયા, "તને જોઈને મારી આંખો ઠરે છે. ભલભલા મરદને પણ શરમાવે એવી બહાદુરીથી તેં મારી કુખ દીપાવી છે અને તારૂં કુળ અજવાળ્યું છે."

"એ બધો આપના પુણ્યનો પ્રતાપ માજી!" દૂર ઉભા ઉભા વાહણે બંને હાથ જોડીને સાસુજીને પ્રણામ કર્યાં.

અને માતાની સોડમાં છુપાયલું રૂડીનું રૂપાળું મુખડું ઉંચું થયું. એની કામણગારી કીકીઓ વાહણ સામે જોઇને નૃત્ય કરવા લાગી. પ્રેમી દંપતી નયન સાથે નયન મીલાવીને પ્રેમના છુપા સંદેશા પાઠવવા લાગ્યા. બંનેના મુખ ઉપર હાસ્યના ફુવારા ફુટવા લાગ્યા. આંખોમાં પ્રેમ ભરી મસ્તી પ્રગટી.

આભમાં ઉગેલો ચાંદલીયો આ પ્રેમલીલા જોવા ઘડીભર સ્થંભી ગયો. આશિર્વાદ આપતો હોય તેમ તેણે વીરતાની મૂર્ત્તિ સમી રૂડી અને તેના પતિદેવ ઉપર પોતાની શીતળ તેજોમય અમીધારા વર્ષાવી.

એ તેજધારામાં ચમકતા પોતાના પતિના મુખને રૂડી ભાવભરી નજરે નિહાળી રહી. વાહણ ઘડીમાં આકાશમાં ઉગેલા ચંદ્ર તરફ તો ઘડીમાં પૃથ્વી ઉપર ચમકતા રૂડીના મુખચંદ્ર તરફ જોઈ રહ્યો.

પ્રેમાળ દંપતિ રજનીપતિ ચંદ્રદેવની અમીધારાનું પ્રેમપૂર્વક પાન કરવા લાગ્યા.






# સોખડાની રાણી.

## ૧. રાજરોગ.

"ત્રાહિમામ! ત્રાહિમામ! વૈદરાજ! આ દર્દ સહન નથી થતું. જાણે ઠુંપો ખાઈને જીવનનો અંત આણું એવું થઇ જાય છે!"

"ધીરજ ધરો રાજન્! એમ અકળાયે શું વળવાનું છે? આ તો રાજરોગ!" વૈદે ધીરજ આપી.

રાજા શય્યામાં સફાળો બેઠો થયો અને વૈદ તરફ ટગર ટગર જોઈ રહ્યો.



'હરકત નહિં, બેસો, વૈદ્યરાજ, જીવનપર્યંત મેળવેલા રાજ્યાશ્રયને વસુલ કરી બતાવવાનો આ અવસર છે.' ......[ પૃ. ૯૨ ]

એજ ઘડીયે શયનખંડનું પાછળનું દ્વાર ઉઘડયું. રાજાની નાડી તપાસતો વૈદરાજ* ઉભો થવા ગયો.

"હરકત નહિં, બેસો વૈદરાજ! જીવનપર્યંત મેળવેલા રાજ્યાશ્રયને વસુલ કરી બતાવવાનો આ અવસર છે."×

• × જુઓ સામસામા ચિત્રો.



રાજાની નાડી તપાસતો વૈદ્યરાજ.........[ પૃ. ૯૨ ]

શબ્દોમાં સત્તાનો ધ્વનિ હતો. વચનોમાં લાચારી નહિ, પરંતુ આજ્ઞા સ્પષ્ટ જણાતી હતી.

સોખડાની રાણી આવી, પોતાના પતિના માથે હાથ ફેરવ્યો, અને ઉત્તર માટે આતુર નયને વૈદરાજ તરફ જોઇ રહી.

"બા સાહેબ, આપ ન કહો તો પણ હું બધુંય સમજું છું. રાજ્યના અન્નથી મારો દેહ પોષાયો છે, જીવનભર મેં રાજ્યનું લુણ ખાધું છે, એ લુણ હક્ક કરવાની મારી પવિત્ર ફરજ છે; અને આપ માનો કે ન માનો, પરંતુ સારામાં સારા ઉપચારો કરવામાં હું કશી મણા નથી રાખતો."

"ત્યારે દર્દ કેમ નાબુદ નથી થતું ?"

"એ દર્દજ એવું છે. એ તો રાજરોગ. ઉપચારને લીધે તાત્કાલીક શાંતિ થાય, પરંતુ વખતોવખત ઉથલો તો મારેજ."

"એને નિર્મૂળ બનાવવાનો કંઈજ ઉપાય નથી ?" રાણી આતુરતાથી ઉત્તરની રાહ જોઈ રહી.

વૈદ વિચારમાં પડયો. શું જવાબ આપવો તે તેને સુઝયું નહિં.

"કેમ વિચારમાં પડયા, વૈદરાજ ?"

"મારી દશા સુડી વચ્ચે સોપારી જેવી થઇ પડી છે, બા સાહેબ !"

"કેમ ?"

"સાચું કહું તો રાજાજી નાખુશ થાય છે: તેમને રૂચતું કહું તો અસત્ય બોલ્યાનું મિથ્યા પાતક વહોરવું પડે છે."

"ના, ના, વૈદરાજ, મને રાજી રાખવા માટે સત્ય હકીકતને અંધારામાં ન રાખશો." રાજા પણ સાચી વાત જાણવા ઉત્સુક બન્યો.

"તો પછી હું પ્રભુને સાક્ષી રાખીને જણાવું છું કે આ રોગ અસાધ્ય છે. એ નિર્મૂળ તો નહિંજ થાય, પરંતુ જ્યારે જ્યારે દર્દ ઉપડે ત્યારે ત્યારે તેનો ત્રાસ ઓછો જણાય એવા ઔષધો તો આર્યવૈદકશાસ્ત્રીઓએ જરૂર યોજેલા છે."

"તો પછી એ ઔષધોનો ઉપયોગ કરો, રાજાજીને કરાર વળે એવા ઉપાયો યોજો." રાણીએ આજ્ઞા કરી.

"દાંતને જીભની ભલામણ કરવી પડે, બા સાહેબ ?"

"એ તો હુંય સમજું છું. તમારી પ્રવીણતામાં, તમારી સહૃદયતામાં, તમારી રાજ્યભક્તિમાં અમને સંપૂર્ણ શ્રદ્ધા છે; તેથી તો અમે વિશ્વાસપૂર્વક આપને વળગી રહ્યા છીએ." રાણીએ વૈદની પ્રશંસા કરતાં તેના કર્તવ્યની સૂચના કરી.

"અને પ્રભુ કરશે તો એ વિશ્વાસ અસ્થાને નહિંજ નિવડે. આજે હું છેલ્લો ઉપાય અજમાવી જોઉં છું. ઇશ્વર કૃપા તો તરત આરામ જણાશે."

વૈદરાજ જરૂરી સૂચનાઓ આપીને ગયો. રાણી વ્યાધિથી પીડાતા પોતાના પતિ તરફ દયાર્દ્ર નજરે જોઈ રહી.

## ૨. એક ઘા ને બે કટકા !

"ગોર તો પરણાવી દે, કંઈ સંસાર નિભાવી દે ?" મૂછના આંકડાને વળ દેતાં દેતાં એક યુવાન રજપૂત બોલ્યો અને ઊંડા વિચારમાં ઉતરી પડયો.×



મૂછના આંકડાને વળ દેતાં.........[પૃ. ૯૫]

× જુઓ ચિત્ર.

તેનો મિત્ર હસી પડયો. "અરે ભલા માણસ! પણ અહીં તો હજી પરણુવાનાજ ક્યાં ઠેકાણાં છે. જે કન્યા ઉપર નજર ઠરી છે એ મળવી મહા મુશ્કેલ છે."

"હું તો કહું છું કે આવડત હોય તો સાવ સ્હેલ છે." પેલા યુવાને કંટાળીને ઉત્તર આપ્યો અને કટાણું મ્હોં કરીને પોતાના મિત્ર તરફ તાકી રહ્યો.

"આમ ખીજાય છે શા માટે દુર્જનસિંહ? હું જાણું છું કે તું મારો હિતચિંતક છે—મારો ઉત્કર્ષ જોવાને તું ઉત્સુક છે. પરંતુ શું કરીયે? એ તે કંઇ લાડવો છે કે ટપ લઇને મ્હોંમાં મુકી દઇયે?"

"હા, આવડત હોય તો એમ પણ કરી શકાય."

"ન થાય, ભાઈ ન થાય. સોખડાનો ગરાસ મેળવવો એ તો લોઢાના ચણા ચાવવા જેવું કઠણ કામ છે. સિંહની બોડમાં પેસીને તેના વ્હાલા બચ્ચાંને છીનવી શકાય તો શત્રુઓના કાળ સમા શૂરવીર મારા મામાના હાથમાંથી સોખડાનો ગરાસ છીનવી શકાય."

"પરંતુ તને ખબર નથી કે તારો એ મામો હમણાં કોઇ ભયંકર વ્યાધિથી ઘેરાયો છે—એ નરકેસરી દર્દના દુઃખથી કાયર બનીને ગરીબ ગાય જેવો થઇ ગયો છે!"

"ખબર છે. પરંતુ પાંજરે પુરાયલો તો પણ સિંહ! એને છંછેડવા જતાં એ મરણિયો થઇને છંછેડનારના પ્રાણ હરે!"

"ત્યારે તમે શું ધાર્યું?" યુવાન તેના અંતરની વાત જાણવા ઉત્સુક બન્યો.

"મામાના મૃત્યુ સુધી નિરાંતે બેસી રહેવું..."

"એટલે હાથે કરીને સોખડાની સત્તા સ્વમવત બનાવી દેવી!" યુવાન વચમાંજ બોલી ઉઠયો અને રોષ ભરી નજરે પોતાના મિત્ર તરફ જોઈ રહ્યો.

"સ્વમવત શા માટે? મામાને સંતાન તો છેજ નહિ અને

હવે થાય તેવી આશા નથી. તેમના મૃત્યુ પછી હુંજ તેમનો વારસ છું ને ?"

"જોજો ! રખે એ આશામાં ને આશામાં કુંવારા રહી જતા ! ભલા માણસ એટલીયે ખબર નથી કે જ્યાં ધનદૌલત અને સત્તા કે સંપત્તિ હોય છે ત્યાં અનેક સાચા ખોટા વારસો ફુટી નિકળે છે અને વારસો મેળવવા માટે મારામારી કરે છે ? મામાના મૃત્યુ પછી એ સત્તા મેળવવાની આશા તો છેકજ આકાશકુસુમ સમી જાણજો." યુવાને સાફ સાફ વાત સંભળાવી દીધી.

"ત્યારે શું કરવું ?"

"એક ધા ને બે કટકા !"

"એટલે ?"

"એટલે એજ, બીજું શું ?" યુવાને ઈશારો કર્યો અને પોતાના મિત્રના મુખ ઉપર થતા ફેરફારો ધારી ધારીને જોવા લાગ્યો.

પેલો મિત્ર વિચારમાં ઉતરી પડયો. સત્તા અને સંપત્તિ કોને નથી ગમતાં ? એના મોહમાં મનુષ્ય વિવેકભ્રષ્ટ બને છે અને ન કરવાનું કરી બેસે છે ! એકાએક કંઈ વિચાર સુઝી આવ્યો હોય તેમ તેણે પ્રશ્ન કર્યો, "પણ તે કેવી રીતે બની શકે ?"

"કોલવડાના કુમારને એટલુંયે ન આવડે ? હરકત નહિ, એની ચાવી હું બતાવું. આ બંદા પાસે એવી યુક્તિઓનો ભંડાર ભર્યો છે."

યુવાને ગર્વભરી નજરે કુમાર તરફ જોયું, છેક તેની નજીક આવ્યો અને તેના કાનમાં કંઈ કહ્યું. કુમાર ચમકયો. પરન્તુ સ્વાર્થ ! સ્વાર્થના વિચારે તેની વિવેકબુદ્ધિ બહેર મારી ગઇ.

"ત્યારે જરૂર ! સોમવારે પ્રાતઃકાળેજ. ભૂલતા નહિં."

"અરે એ તે ભૂલાય ?"

યુવાને જોયું કે કુમારના મુખ ઉપર દ્રઢ નિશ્ચયના ચિહ્નો સ્પષ્ટ તરવરે છે ! એના અંતરમાં આનંદની છોળો ઉછળવા લાગી !

## ૩. સત્તાના સ્વપ્ના !

ગુજરાતના સુલ્તાન **અહમદશાહ** પહેલાએ વાઘેલાઓનું રાજ્ય લીધું ત્યારે એ વંશના **વરસોજી** અને **જેતોજી** બહારવટે નિકળ્યા અને **અખા** ભંડારી નામના રજપૂતની મદદથી* તેમણે પાદશાહ પાસેથી પાંચસે ગામનું કલોલ પરગણું મેળવ્યું.

જેતાજીના વંશમાં **આનંદદેવ** થયો. તેના પાટવી કુંવરના વંશમાં ઈ. સ. ૧૭૨૮ સુધી કલોલનું રાજ્ય રહ્યું, પરંતુ છેલ્લા રાજા **ભગવતસિંહજીએ** કલોલ ખોયું અને પોતે **લીંબોદરે** જતા રહ્યા, જ્યાં તેના વંશજો અદ્યાપી છે. **લીંબોદરા** હાલ વડોદરા રાજ્યના કડી પ્રાંતમાં છે.

**આનંદદેવના** ન્હાના કુંવર **રાણકદેવને** રૂપાલનો ગિરાસ મળ્યો. તેનાથી ત્રીજી પેઢીએ **સામંતસિંહ** થયો તેના વખતમાં તેના કુંવરો વચ્ચે રૂપાલના ગિરાસના ભાગ પડયા. ન્હાના કુંવર **સોમેશ્વરને** કોલવડા વિગેરે ૧૪ ગામ મળ્યા.

આ કોલવડા ઉપર આ વાર્તાના સમયે **સોમેશ્વરના** પૌત્ર **ચાંદાજીની** આણ વર્તાતી હતી.

**ચાંદાજીને** એકજ કુંવર હતો. એનું નામ **હિમાળોજી**.

**હિમાળોજી** સમજણો થયો ત્યાર પછી પણ બે ચાર વખત પોતાની માતા સાથે પોતાને મોસાળ–**સોખડે** ગયો હતો, અને મામાનો ગિરાસ નજરે જોયો હતો. પોતાના પિતાના ગિરાસ કરતાં એ ગિરાસ ચડીયાતો હતો. મામાની જાહોજલાલી એની નજરમાં ખૂંચી હતી. એ મામાને એકે સંતાનનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું નહોતું અને 'જતે દહાડે આ ભાણો મામાનો વારસ બનશે' એવી લોકવાયકા આ ભાણાને કાને પડતી અને એની જીજ્ઞાસા વધુ ને વધુ સતેજ બનતી.

---

* જુઓ વીરની વાતો–ભાગ ત્રીજાની છેલ્લી વાર્તા.

કોલવડામાં પણ કુમારના ખુશામતિયા એને સોખડાનો ભાવિ રાજા કહી એની ખુશામત કરતા અને સોખડાની સમૃદ્ધિના–સોખડાની સત્તાના સ્વપ્ના સેવતો આ કુમાર મનમાં એમજ માની બેસતો કે 'મામાના મૃત્યુ પછી સોખડા મારૂંજ છે!'

પરંતુ વાત એટલેથીજ અટકી નહિ. 'હિમાળોજીના હાથમાં સત્તા આવે તો પોતે મનમાની મોજ ઉડાવી શકે' એવી ભાવનાવાળા તેના મિત્રો કાગને ડોળે રાહ જોઈ રહ્યા હતા કે ક્યારે કોલવડાનો ઠાકોર ચાંદાજી અગર તો સોખડાનો ઠાકોર પેથુજી* રામશરણ થાય અને હિમાળોજીને કોલવડાની કે સોખડાની રાજ્યસત્તા પ્રાપ્ત થાય.

આવા સ્વાર્થસાધુઓમાં સૌથી ચડી જાય એવો એક ખંધો પ્રપંચી પુરૂષ હતો. આ પુરૂષ તે હિમાળોજીનો મિત્ર દુર્જનસિંહ! હમેશાં એ હિમાળોજીને ચાવી ચડાવતો, પરંતુ 'મામાના જીવતાં શું દહાડો વળે' એ એકજ ઉત્તર હિમાળોજી તરફથી મળતો. દુર્જન આવા નિરૂત્સાહી જવાબોથી કંટાળ્યો, અને રાહ જોયા કરીને નિરાશા વધાર્યા કરવી તેના કરતાં તડ ને ફડ કરી નાખવામાંજ મજા છે એ વાત કુમારના ગળે ઉતારવાનો તેણે પ્રયત્ન કર્યો. આ યત્નમાં દુર્જન ફાવ્યો, કુમાર પાસે પોતાનું ધાર્યું કરાવવામાં તે ફળીભૂત થયો. કુમારે તેની યોજના વધાવી લીધી અને તેનો અમલ કરવા પોતે તત્પર બન્યો.

## ૪. સ્વામીભક્ત સતી!

**"કહો, કહો, સ્વામી! શું કરૂં કે આપના મુખ ઉપર નિરંતર છવાઈ રહેતું વિષાદનું વાદળ વિખરાઈ જાય? શું કરૂં કે જેથી આપના મુખ ઉપર કેવળ પ્રસન્નતા, આનંદ, અને હર્ષ-**

---

* સોખડાના એ ઠાકોરનું નામ પેથુજી તેમજ પેથોગોલ મળી આવે છે.

પ્રફુલ્લતાનો પ્રકાશ ફેલાય? × કહો, જે ફરમાવો તે કરવા તૈયાર છું."



'કહો, કહો, સ્વામી! શું કરૂં કે જેથી આપના મુખ ઉપર પ્રસન્નતા...... [પૃ. ૯૯]

સોખડાની અધિષ્ઠાત્રી સ્નેહભર્યા ભાવે પોતાના સ્વામી પાસે આવી. તેનો કમળદંડ સમો કોમળ હાથ પતિના મસ્તકે ફરવા લાગ્યો. એ પ્રેમમૂર્તિના સ્નેહભર્યા સ્પર્શથી સોખડાનો સ્વામી ઘડીભર પોતાની ચિંતાને ભૂલી ગયો. તે હસ્યો, પ્રફુલ્લ વદને પોતાની સ્નેહ-રાણી તરફ ભાવભીની નજરે જોઈ રહ્યાં.

પરંતુ એ હર્ષ ક્ષણિક નિવડ્યો. એકજ વિચાર તેને રાતદિવસ સતાવ્યા કરતો હતો, અને એ વિચાર બીજા કોઈને જણાવવા તે ખુશી નહોતો.

પ્રજાજનો એમજ માનતા કે જે ભયંકર વ્યાધિ કોઈ કોઈ વખત આ રાજવીને સતાવે છે તેનાથી તે અહોનિશ ઉદાસ રહે છે.

× જુઓ ચિત્ર.

પરંતુ રાણી—રાતદિવસ ખડા પગે તેની સેવામાંજ તત્પર રહેનારી રાણીની ખાત્રી થઈ ચુકી હતી કે આ ઉદાસીનતાનું કારણ કંઈ બીજુંજ હોવું જોઇએ. આજે તે કારણ જાણવાનો તેણે નિશ્ચય કર્યો હતો.

"ભોળી રે ભોળી! તને તે કેવી રીતે સમજાવું? અનેક વખત કહી ચુકયો કે આ ભયંકર વ્યાધિને લીધે મને કંઇ કંઇ વિચારો થઈ આવે છે.

"પરંતુ એ વ્યાધિ હવે છેજ કયાં? વૈદરાજના રામબાણ ઉપાયથી હાલ તો એ રોગનું નામ નિશાન પણ નથી!" રાણીએ શંકા ઉઠાવી.

"હાલ નથી, પરંતુ ભવિષ્યમાં એ દર્દ નહિજ થાય એમ કેમ કહેવાય?"

"ભવિષ્યની ચિંતા અત્યારે શા માટે જોઇએ?"

"એ તો જેનો જેવો સ્વભાવ."

રાણી પેથુજીના મુખ તરફજ તાકી રહી હતી, તેના ચહેરામાં થતા ફેરફાર લક્ષપૂર્વક જોઈ રહી હતી, તેનું અંતર પારખવાનો યત્ન કરી રહી હતી. તેણે જોયું કે પોતાનો પતિ કંઇ અંતરની વાત છુપાવવા મિથ્યા પ્રયાસ કરી રહ્યો છે!

"કહો ન કહો, પરંતુ આપ મારાથી પણ આપનું દિલ ચોરી રહ્યા છો. આપના અંતરમાં કોઇ છુપી વેદનાને છુપાવી રહ્યા છો."

રાજા ચમકયો. રાણી આત્મવિદ્યા તો નહિ શીખી હોય?

"અરે કંઈ ગાંડી થઈ છે કે શું? તારાથી કંઇ છુપાવવાનું હોય?"

"મને ગાંડી ગણો કે ઘેલી કહો, તમને ફાવે તે કહો. જેવી તેવી તોય હું તો આપના ચરણની દાસી છું. પરંતુ આજે આપના

અંતરની વાત જાણ્યા વિના મને ચેન પડનાર નથી, જ્યાંસુધી આપ સત્ય હકીકત નહિ જણાવો ત્યાં સુધી હું અહીંથી ખસનાર નથી."

" શું અન્નજળનો પણ ત્યાગ કરીશ ? " રાજા હસ્યા. રાણીએ જોયું કે એ હાસ્યમાં મીઠી મશ્કરીનો ઉલ્લાસ નહોતો—એ તો ન છૂટકે મોઢા ઉપર આણેલું ફિક્કું હાસ્ય હતું !

" જરૂર. અન્નજળનો ત્યાગ તો શું, પરંતુ આપના સુખને માટે મારો આ દેહ અર્પણ કરવો પડે તો તે પણ ખુશીથી કરૂં. આપ સુખી તો હું સુખી. આપને સુખી કરવા માટે મારા સુખ સર્વસ્વનો ત્યાગ કરવો પડે તો તે પણ કરવા તત્પર છું. "

"દેવી ! એ બાબતમાં તો તું પ્રવીણ છે. તારી સ્વામીભક્તિ સ્વર્ગના દેવોને પણ ઈર્ષા ઉપજાવે તેવી છે..."

" ન કરો, નાથ, એવા વધારા પડતા વખાણ કરી મને છાપરે ન ચડાવો. મારી સેવાથી આપ પ્રસન્નજ થયા હો તો આપના વિષાદનું સત્ય કારણ મને જણાવો..."

" એ જાણીને તું શું કરીશ ? "

" એ કારણને નિર્મૂળ બનાવીશ."

" જે વૃક્ષને પાળીપોષીને મોટું કર્યું હોય તેને છેદવાની વૃત્તિ કોઈને થાય ? "

" પરંતુ એ વૃક્ષમાંથી વિષ ઝરે તો તેના નાશ સિવાય બીજો શો ઉપાય ? "

" એ ઉપાય આપણા હાથમાં ન હોય તો ? "

" તો એ વિષથી વેગળા રહેવાની સાવચેતી રખાય. "

રાણીના આ શબ્દોમાં રાજાને ઉંડું રહસ્ય જણાયું. આ વચનોમાં તેને પોતાની ચિંતાના નિવારણ માટેની છુપી ચાવી જણાઈ. તેણે મનમાંજ કંઈ નિશ્ચય કરી લીધો.

"ઠીક છે, તો આજથી તારી નણંદને કદી સોખડામાં પગ મુકવા ન દેતી!"

"કોને રૂપાળીબાને? તમારા બહેનને? એણે આપનું શું બગાડયું છે?" રાણી ચમકી. રાજા આ શું બોલે છે?

"બગાડયું નથી, પણ કદાચ બગાડે."

"બહેન કદી ભાઈનું ભુંડું વાંચે?" રાણીને રાજાની શંકા અસ્થાને જણાઈ.

"બહેન કદી ભાઇનું ભુંડું ન વાંચે, પણ ભાણેજ તો મામાનું કાસળ જરૂર કાઢે."

"શા માટે?"

"રાજ્ય માટે—સત્તાના શોખને માટે!"

રાણી સમજી. ભેદનો પડદો દૂર થયો. છતાં પોતાનો ભાણેજ આટલી હદ સુધી દુષ્ટતા દાખવે એ વાત તેના માનવામાં આવી નહિ.

"હિમાળોજીને આપ આટલો બધો દુષ્ટ ધારો છો? આપે તો એને ખુબ લાડ લડાવ્યા છે, એના મ્હોંમાંથી પડતો બોલ ઝીલી લઇને એની દરેક માગણીને સંતોષી છે, સગા દીકરા કરતાં પણ વધારે માયા મમતા એના પ્રત્યે બતાવી છે. આ બધું એ ભૂલી જશે?"

"ચોક્કસ, એમાં જરાય શંકા નહિ. સંપત્તિ અને સત્તા એ બે એવી વસ્તુ છે કે એ મનુષ્ય માત્રને વિવેકભ્રષ્ટ બનાવી મુકે છે. એ વખતે તેની બુદ્ધિ બહેર મારી જાય છે, તેના ઉપર કરવામાં આવેલા ઉપકારો તે ભુલી જાય છે, સ્નેહ કે સંબંધ વિસારે પડે છે, શુભેચ્છક હોય તે એ વખતે શુત્રુ બની જાય છે અને પોતાની ધારી વસ્તુ મેળવવા માટે તે ન કરવાના કામ કરી બેસે છે."

"પરંતુ હિમાળોજી પણ એમ કરશે એવી શંકા આપ શા માટે કરો છો? આપનો દેહ નહિં હોય ત્યારે રાજ્ય એનું જ છેને?"

એટલી ધીરજ રાખવા જેટલી સહનશીલતા એનામાં હોય તો પછી શું જોઇએ ? મારા સાંભળવામાં આવ્યું છે કે કોઈ પણ રીતે મારો સંહાર કરીને સોખડાની ગાદીયે બેસવા તે અધીરો બન્યો છે."

રાણી ચમકી. પોતાના સ્વામીનો સંહાર ! એ સાંભળતાંજ તેની કાયા કંપી ઉઠી.

પોતાના શિરછત્રનો સંહાર સોખડાની સત્તાના ત્યાગથીજ અટકી જતો હોય તો તેમ કરવા તે તત્પર બની.

"એમજ હોય તો હમણાંજ આપણે તેને ખોળે બેસાડીએ— સોખડાનો ગાદીવારસ ઠરાવી દઇએ." રાણીએ બીજો ઉપાય સૂચવ્યો.

"અને આપણે ભગવાં પહેરીને વનમાં ચાલ્યા જઇએ એમજને ?" રાજાએ પરિણામની કલ્પના કરી.

"શા માટે ? આપણા હાથમાં સત્તા હોય ત્યાં સુધી એનું શું ચાલવાનું છે ?"

"દેવી ! તને તો ઉજળું એટલું દૂધ જણાય છે, એટલે તને કેવી રીતે સમજાવું ?" પેથુજી કંટાળ્યો.

રાણીએ જોયું કે પોતાના પતિના મગજમાં હિમાળાજી માટે શંકાનું જબરૂં ભુત ભરાયું છે અને તે કેમે કર્યું નિકળે તેમ નથી. સ્વામીના મનનું સમાધાન થાય તેમ કરવું એ પોતાનો પરમ ધર્મ છે એમ તેને લાગ્યું.

વિનીત ભાવે તેણે કહ્યું, "ત્યારે આપ કહો તેમ કરીએ. આપનો ભય—આપની ચિંતા દૂર થાય તેમ કરવા હું તત્પર છું."

"હું તો ક્યારનો કહું છું કે હવે મારી બહેન કે એ સત્તાલોભી ભાણેજ અહીં આવે તો તેમને દરબારગઢમાં આવવાજ ન દેવા એવી સખ્ત તાકીદ આપણા દોઢીવાળાને અને અન્ય ચોકિયાતોને આપી દેવી." પેથુજીએ પોતાનો નિશ્ચય જણાવ્યો.

"આપની એવીજ ઇચ્છા છે તો એમ કરીશું. પરંતુ એક વાત વિચારવા જેવી છે."

" શું ? "

" દાઢીવાળાને અને ચોકીયાતોને આવી આજ્ઞા કરવાથી નાહક ફેરો થશે અને એમાં આપણી પોતાની નબળાઈ દેખાશે. વળી બહેન કે ભાણેજ આપણા તેડાવ્યા વિના થોડાજ આવવાના છે ? અને એવો પ્રસંગ હશે ત્યારે આપણે પૂરતી સાવચેતી રાખીશું પછી શી હરકત છે ? આપ એ ચિંતાને પરહરો. હું પણ રજપૂતાણી છું. આપની સામે માથું ઉંચકનારનું માથું આ તલવારના એકજ ઘાથી જુદું કરી નાખું." દેવીએ ભીંતે લટકતી તલવાર ઉપાડી, એ તલવારને મ્યાનમાંથી બહાર કાઢી, અને પોતાના સ્વામીના શત્રુનો સંહાર કરવા પોતે ઉત્સુક હોય તેમ વીજળીની માફક ઝબકારા મારતી એ તીખી તલવારને હવામાં વીંઝી.

પેજીથુ એ સ્વામીભક્ત સતી–શૂરી ક્ષત્રિયાણી તરફ પ્રસન્ન વદને જોઇ રહ્યો !

## ૫. સુખડીયા મહાદેવ !

પતના રોગથી પીડાતો એક રાજા પાપ નિવારણ માટે યાત્રાર્થે નિકળ્યો. ફરતાં ફરતાં **સાભ્રમતિ** (સાબરમતી)ના તીરે **સદનાથ** મહાદેવનું મંદિર તથા તેનાથી થોડે દૂર ગામ વસેલું જોઇને તેણે ત્યાં મુકામ કર્યો. પ્રભુસ્મરણ કરતાં તેણે **સાભ્રમતિમાં** સ્નાન કર્યું અને શિવાલયમાં જઈને શિવલીંગનું પૂજનઅર્ચન કર્યું. **સદનાથ** મહાદેવ તેના ઉપર પ્રસન્ન થયા અને તેની પત મટી ગઈ. રાજાની કાયા સાફ–સુખડ સમી બની ગઇ. પોતાની કાયાને સુખડ સમી બનાવનાર **સદનાથ** મહાદેવનું નામ એ રાજાએ **સુખડીઆ** મહાદેવ પાડયું અને ત્યારથી એ ગામ પણ **સુખડીઆ** મહાદેવ ઉપરથી **સોખડા** નામથી ઓળખાવા લાગ્યું.

સાભ્રમતિના તીરે આવેલા આ મહાદેવ ચમત્કારી ગણાતા, અનેક ભક્તજનોની આશા એ પૂરતા, અનેકને એ પોતાનો પરચો બતાવતા, અને લોકોનો એ ભોળા શંભુ પ્રત્યેનો પૂજ્યભાવ વધતો જતો. માત્ર સોખડાનાજ નહિં પરંતુ આસપાસના ગામડાના લોકો પણ દર સોમવારે સુખડીયા મહાદેવના દર્શને આવતા, અને શિવાલય પાસે મોટો મેળો ભરાયો હોય તેવો રમણીય દેખાવ થઈ રહેતો.

આજે સોમવાર હતો. શિવાલયનો પૂજારી પ્રાતઃકાળથીજ પૂજનઅર્ચનની સામગ્રી લઇને દેવસેવામાં હાજર થઈ ગયો હતો અને બીલીપત્ર ચડાવતાં-જળનો અભિષેક કરતાં 'જય શંકર ભોળા, પ્રભુ જય શંકર ભોળા' ની આરતી લલકારતાં થોડી થોડી વારે દર્શન કરવા આવતા ભકતો ઉપર નજર રાખ્યા કરતો હતો. તેના હાથ પૂજા કરવામાં પ્રવૃત્ત બન્યા હતા, પરંતુ ચિત્ત તો દાનદક્ષિણા લઈને આવનારા ભકતોમાં ચોંટયું હતું. બાજપક્ષી જેવી તેની ચકોર આંખો તરતજ શ્રદ્ધાળુ ભક્તને શોધી કાઢતી અને લોકને 'લક્ષ્મી ચંચળ છે-માયારૂપ છે-એના મોહમાં ફસાવનાર પોતાના જીવને માયાના બંધનમાં નાખી પોતાનો પરભવ બગાડે છે' આવો ઉપદેશ આપનાર આ ભૂદેવ 'પરોપદેશે પાંડિત્યમ્' નો સિદ્ધાંત સ્વીકારીને પોતેજ લક્ષ્મીદેવીની આરાધના કરતો, અને શંકર પાસે સારી ભેટ ધરનાર સ્ત્રી પુરૂષનો સારી રીતે સત્કાર કરતો, ગર્ભમંડપમાં લઇ જઇ ધરાઇ ધરાઇને દર્શન કરવા દેતો, શંકરને ચડાવેલાં બીલીપત્રો અને પુષ્પોની પ્રસાદી આપતો અને તરતજ શંકરની સ્તુતિના શ્લોકો ઉચ્ચારીને સામાના મન ઉપર પોતાની ભાવિકતાની છાપ પાડતો.

'ગામનો પીર પૂજાય નહિ!' એ ન્યાયે સોખડાની પ્રજા તો એને સામાન્ય પૂજારી તરીકે માનતી, પરંતુ બહારના લોકો એના આડંબરથી અંજાઇ જતા, અને 'શો ભાવિક પૂજારી છે ના!' એવા ઉદ્દગારો કાઢી તેના તરફ પૂજ્યભાવ બતાવતા.

"જયશંભુ! મહારાજ આજે તમને જબરો તડાકો પડશે!" દર્શન કરતાં કરતાં એક ખેડુત પૂજારી સાથે વાતે વળગ્યો.

"કેમ જાણ્યું ?"

હું ખેતરમાંથી નિકળ્યો ને મારગમાં ચાર પાંચ માફા આ તરફ આવતા જોયા. મશરૂના પડદાથી ઢાંકેલા એ માફા જોઇને એ કોઈ દરબારી જનાનું હશે અને સુખડીઆ મહાદેવના દર્શન કરવા આવેલ હશે એમ ધારીને તમને અગાઉથી ચેતવવા માટે હું આડે રસ્તે નિકળી આવ્યો."

"એમ ?" એટલું કહેતાંજ પૂજારી શિવાલયની પાછળના ચોગાનમાં પક્ષીઓને માટે ચણુ નાખવાનો ઉંચો ચણુતરો બનાવ્યો હતો તેના ઉપર ચઢી ગયો અને ખેડુતે જણાવેલી દિશામાં ધારી ધારીને જોવા લાગ્યો.

તેણે જોયું કે પાંચ માફા પૂર વેગે સોખડા તરફ આવે છે!

તે એકદમ ચણુતરાથી નીચે ઉતર્યો અને હાથમાં રૂદ્રાક્ષની માળા લઈને શિવાલયની બહાર આવ્યો.

શિવાલયથી થોડે દૂર બે માર્ગ ભેળા થતા હતા, એક શિવાલય તરફ આવતો હતો અને બીજો સોખડા ગામ તરફ જતો હતો. પૂજારી પૂરપાટ દોડતો એ ભેટા આગળ આવીને ઉભો રહ્યો.

**માફાને જોડેલા બળદો દોડતા** એ ભેટા આગળ આવી લાગ્યા. આગળ બેઠેલા સારથીએ પોતાના બળદોને સોખડા ગામમાં જવાના માર્ગ તરફ વાળ્યા અને પૂજારીએ બૂમ પાડી, "**એ ભાઈ! આ તરફ, આ રસ્તે, મહાદેવજીનાં દર્શન કર્યા વિના ગામમાં ન જવાય.**"*

પરંતુ સારથીને એ સાંભળવાની ફુરસદ નહોતી. તેણે તો પોતાના

* જુઓ સામસામા ચિત્રો.

માફાને સોખડાના માર્ગ ઉપર લીધો. બાકીના માફા પણ તેની પાછળ પાછળ ચાલતા હતા.

પૂજારીએ દોટ મુકી અને બીજા સારથી પાસે જઈને માફા સાથે દોડતાં દોડતાંજ કહ્યું, " ભાઈ, આજે સોમવાર છે, ભોળા શંભુના દર્શન કરવાથી પ્રભુ મનકામના પૂર્ણ કરશે ! "

"તે તમારા કહેવાથી બધું થઈ જતું હશે ? પહેલાં અમારૂં કામ તો પતાવી લેવા દ્યો ! મા...ળા બામણાને બીજો કંઇ ધંધોજ ન મળે ! " એ સારથી બબડયો અને માફાનો વેગ વધારી આગળ નિકળી ગયો.



માફાને જોડેલા બળદો દોડતા.........[ પૃ. ૧૦૭ ]

" શિવ ! શિવ! લોકોના મનમાંથી આસ્થાજ ઉડી ગઇ. નહિં તો આમ ઘેર બેઠા ગંગા મળતી હોય તેની અવગણના કરે ? આ સારથીઓજ સા...લુચ્ચા ! નહિં તો માફામાં બેઠેલાં ઠકરાણી કંઈ નહિં તો પાંચ દશ રૂપિયા તો ઉંબરે મુકીજ જાત. ચાલો, જેવાં આપણાં નસીબ ! "

પૂજારી મનમાંજ બબડયો. શિવાલય તરફ જવા તેણે પગ ઉપાડયો, પરંતુ એકાએક કંઇ વિચાર આવતાં તે ત્યાંજ અટકી પડયો અને માફા કયાં જાય છે તે જોવા લાગ્યો.

'અરે! આ તો ગામની ભાગોળમાંજ પેઠા! ત્યારે એ કોણ હશે? ઠાકોરના બ્હેન પધારે છે ત્યારે તો મહાદેવજીનાં દર્શન કર્યા વિના ગામમાં પગ પણ મુકતા નથી! હશે કોઈ. આપણે એ પંચાતમાં શા માટે પડવું જોઇએ?' મનમાંજ અનેક તર્કવિતર્ક કરતો ભૂદેવ શિવાલયમાં આવ્યો અને પૂજા કરવામાં પ્રવૃત્ત બન્યો, પરંતુ તેનું ચિત્ત તો એ માફામાં હતું. 'કદાચ કોઈ બીજા દરબારનું જનાનું



'એ ભાઈ! આ તરફ, આ રસ્તે, મહાદેવજીનાં દર્શન કર્યા વિના ગામમાં ન જવાય, [પૃ. ૧૦૭]

હોય તો રાણી સાહેબને કહીને તે મહાદેવનાં દર્શને આવે એવી ગોઠ-વણ કરૂં' એવો વિચાર કરીને પોતાના ઓળખીતા એક બ્રાહ્મણને ઉંબરે બેસાડીને તે ગામમાં આવવા નિકળી પડયો.

## ૬ સોખડાના દરબારગઢમાં.

માફા ભાગોળમાં દાખલ થઇને ઉભી બજાર વીંધીને દરબારગઢ તરફ વળ્યા. એક સાથે પાંચ માફા જોઇને વેપારીઓ પણ વિચારમાં પડયા કે આ કયાંનો જનાનો હશે ?

માફાના પડદા ઢાંકેલા હતા, સારથી સિવાય બીજી કોઈ વ્યક્તિ નજરે પડતી નહોતી; માફામાં કોણ છે એ સારથીને પણ પુછી શકાય એવો રિવાજ નહોતો. પડદા ઢાંકેલું વેલડું હોય એટલે માનીજ લેવું કે તેમાં સ્ત્રીસમાજ હશે. પછી એના તરફ .ન નજર કરાય કે ન આંગળી ચિંધાય. પછી પુછવાની વાત તો કયાં રહી ? બંધ માફા તરફ શંકાની નજરે જોવું એટલે એમાં બેઠેલી વ્યક્તિનું અપ-માન કરવું !

'હશે કોઇ ઠકરાળાં ! રાણી સાહેબને મળવા આવ્યા હશે' કહી બધા મન વાળતા, અને પોતાને કામે વળગતા.

જોતજોતામાં માફા દરબારગઢની ડેલીએ આવી લાગ્યા. તરતજ આગળના માફામાંથી એક યુવાન છલંગ મારીને બહાર નિકળ્યો.

"ઓહહો કોણ ભાણાભાઇ ! પધારો, પધારો, મારા બાપલા ! ઘણા દી'એ દીઠા ! બહેનબા પણ પધાર્યાં લાગે છે!" દાઢીવાળો હર્ષનિમગ્ન થઈને ભાણાભાઈનો સત્કાર કરવા લાગ્યો.

ભાણાભાઇ એટલે હિમાળાજી ! રાજાના ભાણેજને આખું ગામ ભાણેજ ગણે છે અને તેનું નામ ન લેતાં 'ભાણાભાઇ'ની માનભરી પદવીથી સંબોધે છે !

હિમાળોજીએ સારથીને સાન કરી અને માફા દરબારગઢના ચોગાન તરફ ચાલ્યા.

"અહા ! રામ રામ ! પછી નિરાંતે મળશું !" હિમાળોજીએ પણ એ માફા સાથે ચાલવા માંડયું.

"હા, મારો બાપ્પો ! પહેલાં થાકોડો ઉતારો. પછી બીજી વાત." એ વૃદ્ધ દાઢીવાળાએ વિવેક કર્યો, અને હાથવતી ઉન કાંતવાના પોતાના કાર્યમાં પુનઃ પ્રવૃત્ત બન્યો.

દરબારગઢના ચોગાનનો આડો અવળો રસ્તો વટાવીને મુખદ્વારની અંદરના એ આડા દરવાજા ઓળંગીને માફાઓ છેક મહેલના બારણા પાસે આવી લાગ્યા.

બારણે બેઠેલો દરવાન દોડતો આવ્યો અને લળી લળીને નમન કરવા લાગ્યો.

"કેમ દાનસંગ ! મજામાં ?" હિમાળોજીએ એ દરવાનના ખબર અંતર પુછયા.

"બાપાજી ! આપ જેવાના પૂણ્યપરતાપે મોજ છે !" દરવાન દાનસંગે ઉત્તર આપ્યો અને હિમાળોજીની આજ્ઞાની રાહ જોઇ રહ્યો.

"દાનસંગ ! જરા અંદર જુઓને, કોઈ વડારણ હોય તો મામી સાહેબને ખબર આપે."

"અબઘડી ખબર આપું બાપલા !" કહી દરવાન મહેલમાં ગયો.

દરવાન નજરથી દૂર થયો કે તરતજ હિમાળોજી દરેક માફા પાસે જઇ પડદો ઉંચકી કંઈ સૂચના આપી આવ્યો.

દરેક માફામાંથી ચાર ચાર સ્ત્રીઓ નીચે ઉતરી પડી અને હિમાળોજીની પાછળ પાછળ મહેલમાં દાખલ થઈ ગઇ. સારથીઓએ પણ માફાને રેઢા મુકીને મહેલમાં પ્રવેશ કર્યો.

ચોમેર નજર ફેરવતો હિમાળોજી સડસડાટ મેડીના પગથિયાં ચડી ગયો, અને પોતાના મામાના ઓરડા પાસે આવી લાગ્યો.

"સાવધાન!" તે ધીરેથી બોલ્યો. અને જાદુઈ ચમત્કાર થતો હોય તેમ એની સાથેની દરેક સ્ત્રીએ પોતાના વસ્ત્રમાં છુપાવેલી પાણીદાર તલવાર કાઢીને મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી. સારથીઓએ પણ તેમનું અનુકરણ કર્યું.

સોખડાના રાજમહેલમાં એક સાથે પચીસ નાગી તલવારો વીજળીશી ચમકવા લાગી.

નાક ઉપર આંગળી મુકીને હિમાળોજીએ તેમને મૌન ધારણ કરી ત્યાંજ શાંત ઉભા રહેવાની સૂચના કરી.

એક ક્ષણ પણ ગુમાવ્યા વિના તેણે ઓરડામાં પ્રવેશ કર્યો.

## ૭ ભાણેજ કે કાળ?

પેથુજી પથારીમાં પડ્યો હતો. એના ભયંકર દર્દે પાછો ઉથલો માર્યો હતો. એ દર્દના દુઃખથી પીડાતો સોખડાનો રાજા હતાશ બની નિશ્વાસ નાખતો હતો. ભાણેજને એકાએક આવેલો જોઇને રાજા ચમક્યો. ભાણેજના હાથમાં ઉઘાડી તલવાર જોઈ ને તે આભો બની ગયો.

"કેમ, મામા, ખુશીમાં?"

"હા, ભાણાભાઇ, આથી વધારે ખુશાલી શી જોઈએ?"

"કેમ એમ બોલો છો?"

"જોતા નથી આ ભયંકર દર્દથી કેવો હેરાન છું?"

"હવે એ દર્દ વધારે વાર નહિ ટકે, મામા!"

"કેમ કંઇ ઉપાય શોધી કાઢ્યો છે?"



'છેવટ છેવટ તમારા ઇષ્ટદેવનું સ્મરણ કરી લ્યો. આ રક્તપિપાસુ તલવાર હવે અધીરી બની છે!'

વીરાંગનાની વાતો]   પૃ. ૧૧૩.   [સોખડાની રાણી

'હા.'

"શો ઉપાય ?" રાજાએ જીજ્ઞાસાપૂર્વક પુછ્યું.

"મૃત્યુ !"

રાજા ચમક્યો. હિમાળોજી આજે આ શું બોલે છે ?

"શું આપઘાત કરૂં ?"

"નહિજ. આ તલવાર તમારૂં મૃત્યુ નિપજાવશે !" હિમાળોજી ખુલ્લી તલવારને હવામાં વીંઝી અટ્ટહાસ્ય કરતો રાજા તરફ જોઈ રહ્યો.

પેથુજી સમજ્યો. પોતાની કાયમની શંકા સત્ય નિવડી. રાજ્યલોભથી પ્રેરાઈ ભાણો અંતે મામાનું મોત કરવા ઉભો થયો !

**"મામા ! છેવટ છેવટ તમારા ઈષ્ટદેવનું સ્મરણ કરી લ્યો. આ રક્તપિપાસુ તલવાર હવે અધીરી બની છે !"*** હિમાળોજી તેની પથારી તરફ આગળ વધવા લાગ્યો.

પેથુજીએ સામે નજર કરી. હિમાળોજીની પાછળની દિવાલે ત્રણચાર પાણીદાર તલવારો લટકતી હતી, પરંતુ હિમાળોજી વચમાં ઉભેલો હોવાથી એમાંથી એકે લઈ શકાય તેવી સ્થિતિ નહોતી !

તેનો હાથ પોતાની પથારી તળે ફરવા લાગ્યો. ઢોલિયા અને ગાદલાની વચ્ચેથી તેણે કંઈ ખેંચી કાઢયું અને વ્યાધિની અસરથી ગરવી ગાય જેવો થઇ પડેલો એ પેથુજી સિંહની માફક ઉછળ્યો.

## ૮ દગાનો ભોગ !

પેથુજીએ તલવારને હવામાં વીંઝતા ત્રાડ મારી, "ભાણા ! મને કમોતે મારવા આવ્યો છે ? શું તું મને નામર્દ સમજે છે ? તેં શું એમ માની લીધું કે વ્યાધિગ્રસ્ત તારો મામો એમ ને એમ તારી તલવારનો ઘા સહન કરી લેશે ? જા, ચાલ્યો જા, ભૂલનો પશ્ચાતાપ કર, અને આવા બાલિશ વિચારોને દૂર કર"

---

* જુઓ ચિત્ર.

હિમાળોજીએ જોયું કે આ તો પાંજરે પૂરાયલો તો પણ સિંહ! એને એમને એમ વશ કરવો મુશ્કેલ છે!

'એકદમ!' તેણે મોટેથી બૂમ પાડી, અને ક્ષણ માત્રમાં સંખ્યાબંધ શસ્ત્રાસ્ત્રધારી મનુષ્યો એ ઓરડામાં ધસી આવ્યા.

રાજા આભો બન્યો. તેના પગ ઢીલા થઈ ગયા. તે પથારી ઉપર બેસી ગયો.

તેણે જોયું કે પચીસેક માણસો ઉઘાડી તલવાર સાથે ઓરડામાં આવીને હિમાળોજીની આજ્ઞાની રાહ જોઈ રહ્યા છે! પરંતુ આ શું? આ મૂછાળા આદમી સ્ત્રી વેષમાં કાં? તે આશ્ચર્યચકિત બન્યો.

વસ્તુસ્થિતિ સમજી જતાં તેને વાર ન લાગી. પોતાના સૈનિકોને સ્ત્રીઓનો વેષ પહેરાવીને હિમાળોજીએ મહેલમાં પ્રવેશ કર્યો હશે—આ પ્રપંચથી જ તે અહીં આવવા પામ્યો હશે!

તેણે જોયું કે પોતાનો મૃત્યુઘંટ વાગી રહ્યો છે. તેને લાગ્યું કે યમદૂતો તેને લઈ જવા આતુર બની રહ્યા છે. તેની ખાત્રી થઈ ચૂકી કે તેની જીવનમાળા આજે સમાપ્ત થવાની છે. તેણે મનમાંજ પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કર્યું.

એકાએક તે બેઠો થયો. તલવારને બરાબર પકડી, હવામાં તોળી જોઇ, અને સિંહ જેમ પોતાના શિકાર ઉપર તરાપ મારે તેમ તેણે હિમાળોજી ઉપર તરાપ મારી.

હિમાળોજી ચમક્યો. તેને લાગ્યું કે સાક્ષાત યમદૂત પોતાની સામે ધસી આવે છે! તે સાવધ બન્યો.

પરંતુ મામો ભાણેજ પાસે પહોંચે તે પહેલાં સ્ત્રીવેષધારી મર્દો વચમાં પડ્યા અને પોતાની તલવારની અણી તેની સામે તાકીને તેને આગળ વધતો અટકાવ્યો.

**"દૂર ખસો! બાયલાઓ! સાચો રજપૂત સ્ત્રી ઉપર**



'દૂર ખસો! બાયલાઓ! સાચો રજપૂત સ્ત્રી ઉપર કદી હાથ ઉપાડતો નથી.'...[પૃ. ૧૧૫]

કદી હાથ ઉપાડતો નથી!* મારી શક્તિનું પારખું કરવું

* જુઓ ચિત્ર.

હોય તો આ સ્ત્રીવેષનો ત્યાગ કરો અને પછી આવી જાઓ ખાંડાના ખેલ ખેલવા! આમ બાયલા બનીને સંતાકુકડીની રમત રમવી એ ખરા રજપૂતને ન છાજે!" પેથુજીએ ત્રાડ મારી; અને હિમાળોજીને તલવારથી ભેટવા તે આતુર બન્યો.

પરંતુ તેની મનની મનમાંજ રહી ગઈ. એની નજર ચૂકવીને ચાર પાંચ તલવારિયા જૂવાનો તેની પાછળ પહોંચી ગયા અને તેને પાછળથીજ પકડી લેવાનો પ્રયત્ન કર્યો.

પેથુજી ચમક્યો, પોતાનું શરીર ધણધણાવીને તેમના પાશમાંથી છૂટવાના તેણે ફાંફાં માર્યાં, છુટા હાથે તલવાર સમણીને એ ચાર જણાને લોહીલુહાણ બનાવ્યા અને લોહીમાં રંગાયલી તલવાર તરફ પ્રસન્ન ચિત્તે જોઈ રહ્યો!

હિમાળોજીના સાથીઓ મ્હોં ફાડીને મંત્રમુગ્ધ બન્યા હોય તેમ તેના તરફ તાકી રહ્યા.

હિમાળોજી મુંઝાયો. જે સાથીઓની કુમક ઉપર પોતે આ સાહસ ખેડયું હતું એ તો આમ ટગર ટગર જોઈ રહ્યા હતા. એક એક ક્ષણ અણમોલી હતી, જરા વધુ વખત વીતે તો આખા રાજમહેલમાં હોહા થાય અને પોતાનું કામ પાર પડે તે પહેલાં તો બાજી બગડી જાય. તેણે પોતાના સાથીઓને પડકાર્યા.

"મૂર્ખાઓ! જોઈ શું રહ્યા છો? ગુડી નાખો એને ત્યાંને ત્યાં! બાયલાની માફક જોઈ શું રહ્યા છો?

કોલવડાના જુવાનો આ મેણાનો માર સાંખી શકયા નહિ. તેઓ એક સામટા પેથુજી ઉપર તૂટી પડયા.

પહાડ ઉપર વીજળીના પ્રહાર થાય તેમ ઝબ, ઝબ, ઝબ, કરતી ધારદાર તલવારો પેથુજીની પ્રચંડ કાયા ઉપર પડી. પેથુજીએ એ હુમલાને અટકાવવાના વૃથા ફાંફાં માર્યાં. પરંતુ બંધનમાં જકડાયલો

નરકેસરી સંખ્યાબંધ શત્રુઓ સામે ક્યાં સુધી ઝીક ઝાલે? તે ભાણેજના દગાનો ભોગ થયો, પરંતુ મરતાં મરતાં પણ એ મરણિયા બનેલા મામાએ પોતાની પાણીદાર તલવારથી ભાણેજના એક સાથીનો હાથ કાપી નાખ્યો અને બીજા સાથીની છાતીમાં પોતાની તલવારની અણી દબાવીને તેને નિશ્ચેતન બનાવી દીધો !

એ બંને સાથીઓએ ભારે વેદનાને લીધે પાડેલી ચીસોથી સોખડાનો દરબારગઢ ગાજી ઉઠ્યો.

## ૯ તર્કટ !

દરવાને રાણીની એક દાસીને શોધી કાઢી અને તેની સાથે સંદેશો મોકલ્યો.

પોતાની નણંદને આવેલ સાંભળીને રાણી હર્ષ પામી. થોડીક દાસીઓને લઇને તે મહેલના મુખદ્વાર પાસે આવી.

આવીને જુએ તો દરવાન ગાંડાની માફક તાકી રહ્યો છે !

"શું છે, દાનસંગ ?"

"બા ! આ તો માળું કૌતુક ! આ પાંચે માફાના સારથી આમ માફાને રેઢા મુકીને કોણ જાણે ક્યાં ગપ્પા મારવા ગયા હશે ! કેવા મૂરખા ?"

"હશે, મેના, રંભા, ચંપા, ગુલાબ, ગંગા ! તમે દરેક એકેક માફા પાસે જાઓ અને તેમાં બેસાડેલી બાઈઓને સન્માનપૂર્વક રણવાસમાં લઈ આવો. હું બહેનબાને લઈ આવું છું. અને દાનસંગ! તમે હમણાં તમારી ઓરડીમાંજ રહેજો. જનાનું મહેલમાં આવી જાય એટલે વડારણ તમને ખબર આપશે."

રાણી મેનાને લઈને પહેલા માફા પાસે આવી, અને બાકીની

દાસીઓ બાકીના એકેક માફા પાસે ગઈ અને 'પધારો! બાઈજી!' કહીને માફાનો પડદો ઉઘાડયો.

પરંતુ આ શું આશ્ચર્ય! માફો તો ખાલી હતો! દરેક દાસી એક બીજાના મ્હોં જોવા લાગી. રાણીની પણ એજ સ્થિતિ હતી!

**"બા! બા! આ માફો તો ખાલી છે!"×**



'બા! બા! આ માફો તો ખાલી છે.........[પૃ ૧૧૮]

"હેં!" રાણીનો સાદ ફાટી ગયો. તેને અમંગળ શંકાઓ થવા લાગી. ગભરામણમાંજ તેણે બૂમ પાડી, "દાનસંગ!"

"જી!" ઓરડીમાં રહ્યા રહ્યા દાનસંગે ઉત્તર વાળ્યો.

"અહીં આવ! મૂર્ખ! આ બધો શો ગોટાળો છે?"

---

× જુઓ ચિત્ર.

કાનસંગ દોડતો આવ્યો. માફા ખાલી જોઇને તેનો જીવ ઉડી ગયો. બેબાકળો બનીને તે આમતેમ તપાસ કરવા લાગ્યો.

" તું દરવાજા આગળથી ખસ્યો જ શું કરવા ?" રાણીનું મગજ ધમધમી ઉઠયું.

" બા ! શું કરૂં? ભાણાભાઈનો હુકમ! એને કંઈ ના કહેવાય ?"

" કપાળ તારૂં ! એ ભાણાએ જરૂર કંઈ તર્કટ રચ્યું હશે. આ બધા સારથી કયાં ? એ ભાણો કયાં ? અને રથમાં બેઠેલી બાઇઓ..."

બંને હાથની મૂઠી વાળીને દોડતા આવતા પૂજારીએ સૌનું લક્ષ ખેંચ્યું. એની પાછળ ડોઢીવાળો પણ હાંફતો હાંફતો આવતો હતો.

" માતા ! રાણી સાહેબ ! મ્હેમાનને મહાદેવના દર્શને મોકલજો ! આજે સોમવાર......"

" મહારાજ ! અહીં તો મ્હેમાને નથી અને કોઈ નથી. આ માફા તો ખાલી છે !"

" હેં! ત્યારે સારથી તો સા......ખૂબ રોફ મારતા હતા !" મહારાજે પોતાની દાઝ કાઢી.

" એ બધો દોષ આ ડોઢીવાળા અને દરવાનનો ! ખાત્રી કર્યા વિના......"

એજ ક્ષણે મહેલમાંથી કાન ફાડી નાંખે એવી ભયંકર ચીસો સંભળાઈ અને સૌ ચમકી ઉઠયા.

એક વડારણ બોલી ઉઠી, " બાઇજી ! દોડો, દોડો, રાણાજીના ઓરડામાંજ કંઈ ગડબડ સંભળાય છે !"

સઘળા દોડયા. રાણીનો જીવ ચપટીમાં સમાયો હતો. રખેને દગાખોરો ઠાકોર આગળ પહોંચી ગયા હોય !

## ૧૦. વીરાંગના.

દૂરથીજ ઠાકોરના ઓરડામાં નજર કરતાં રાણીને જણાયું કે રંગબેરંગી સાડીઓ પરિધાન કરીને કેટલીક વ્યક્તિઓ કલબલાટ મચાવી રહી છે! તેની જીજ્ઞાસા વધી. આ બધી ધાંધલ શાની ?

ક્ષણ માત્રમાં તે ઓરડાના બારણા પાસે આવી અને ઉંબરામાં ઉભા રહીને અંદર નજર ફેરવી.

તેણે જોયું કે સ્ત્રીવેષમાં છુપાયલા મૂછાળા મર્દો લોહીથી રંગાયલી તલવારો સામે જોઇને અટ્ટહાસ્ય કરતા—કોઈ વસ્તુને પોતાની પાછળ છુપાવવાનો યત્ન કરતા—ગોળ કુંડાળું વાળીને ઉભા છે અને પોતાનો ભાણેજ **હિમાળોજી નીચું મ્હોં રાખીને ઉંડા વિચારમાં ઉતરી પડયો છે!** ×

**"હિમાળોજી! આ બધી શી ધાંધલ મચાવી છે?** * આ સ્ત્રીવેષધારી નિર્માલ્ય હીજડાઓને અહીં લાવીને મારા મહેલને શા માટે કલુષિત કર્યો?"

પરંતુ હિમાળોજી જડમૂર્તિની માફક એમ ને એમ ઉભોજ રહ્યો. તેણે આંખ પણ ઉંચી ન કરી!

હિમાળોજી નીચું મ્હોં રાખીને......[ પૃ. ૧૨૦]

× * જુઓ સામસામા ચિત્રો.



'આ બધી શી ધાંધલ મચાવી છે?' [પૃ. ૧૨૦]

અધીરી બનેલી રાણીએ ઓરડામાં પ્રવેશ કર્યો અને પોતાના સ્વામીના ઢોલિયા તરફ નજર કરી. શય્યા સુની હતી, વિખરાયલી હતી, મશરૂના ગાદલા ઉપરની સફેદ દૂધ જેવી ચાદર પણ ત્યાં નહોતી—હતાં માત્ર ઓરડામાં જ્યાં ત્યાં ભરાયલા લોહીના ખાબોચિયાં !

સ્ત્રીવેષમાં પોતાના કુળગૌરવને લજવતા એ મૂછાળા મર્દો તરફ તેણે કરડી નજર ફેરવી. તેની ચકોર આંખોએ જોઇ લીધું કે સફેદ દૂધ જેવી ચાદર લોહીથી રંગાયલી છે અને કોઇ વસ્તુને છુપાવવામાં તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

ભેદનો પડદો દૂર થયો. ક્ષણ માત્રમાં તે વસ્તુસ્થિતિ પામી ગઇ. તેણે જાણી લીધું કે પોતાના શિરછત્રનો સંહાર કરવામાં આવ્યો છે—સોખડાના સ્વામીની શંકા અંતે સત્ય ઠરી છે !

એ વીરાંગના અત્યારે પોતાના વ્હાલમના વિજોગે વિલાપ કરવા ન બેઠી, કે ન તેની આંખોએ આંસુડાં સાર્યાં. નિડર શૂરી ક્ષત્રિયાણીની માફક તે કૂદી, એકજ ઝપાટે તેણે બંને હાથથી એ ઓરડાની દિવાલે લટકતી બે તલવારો ઉપાડી, મ્યાનમાંથી બહાર કાઢી, અને બંને હાથમાં અકેક તલવારને તોળતાં તે હિંમાળાજીને સંબોધીને બોલી, "ભાણાભાઈ, મારી નણંદની કુખ લાજે એવું કામ કરતાં તમને શરમ ન આવી ? ભાણેજ થઇને કસાઇનું કામ કર્યું ? સત્તાનો શોખ પૂરો કરવો હતો તો શૂરા ક્ષત્રિયની માફક સામી છાતીયે લડીને—શૌર્યનું પારખું કરાવીને એ શોખને સંતોષવો હતો—નહિં કે આમ બાયલાવેડા કરીને !"

તેના સાથીઓ તરફ નજર કરીને તેણે કટાક્ષ કર્યો, "અને પડદા ઢાંકેલા માફામાં આવેલા તમારા રણવાસના રત્નો આ બધાં કે? કેવો પાપી પ્રપંચ ! ખરો રજપૂત બચ્ચો હોય તે કદી પણ સ્ત્રીનો વેષ ધારણ કરે ?"

રાણીનો એકેક શબ્દ હિમાળોજીના સાથીને બાણુ સમાન લાગતો હતો. એ વચનબાણો તેમના હૃદયને વીંધી નાખતા હતા. તેમનું ચાલત તો એજ ક્ષણે રાણીનું ડોકું તેઓ ધડથી જુદું કરી નાખત; પરંતુ આ રાણી અત્યારે સામાન્ય સ્ત્રી નહોતી—પોતાના પતિના મોતનો જવાબ માગવા તત્પર બનેલી એ કો' રણચંડી સમી વીરાંગના હતી ! એના સામે ઉંચી નજર કરવાની પણ કોઇની હિંમત થતી નહોતી તો પછી હથિયાર ઉગામવાની તો વાત જ ક્યાંથી હોય !

તેમણે હિમાળોજી તરફ આશાભરી નજર કરી, પરંતુ એતો ચેતનહિન પુતળાંની માફક નિસ્તેજ બની ઉભો હતો ! કોલવડાનો કુંવર આવો ડરપોક નિવડશે એવું તેમણે સ્વપ્ને પણ ન્હોતું ધાર્યું. કેવી મોટી મોટી આશાઓ આપીને તે બધાને અહીં લઇ આવ્યો હતો ! 'ચાંચડને ચપટીમાં ચોળી નાખીએ તેમ પલક માત્રમાં સોખડાના માલિકને મરણશરણ કરી દઇશું' એવી મોટી મોટી બડાઇ મારીને તેણે બધાને પાણી ચડાવ્યું હતું, છતાં અત્યારે તે આમ ગરીબ ગાય જેવો કાં થઈ ગયો ? એની જવાંમર્દી આમ રસાતળ કાં પેસી ગઈ ?

અને મૂછના આંકડાને વળ દઈને આવડતનો મોટો ફાંકો રાખનારો અને હિમાળોજીને સોખડાની ગાદી અપાવવાની શેખી હાંકનારો પેલો દુર્જનસિંહ ! એની મૂછનું પાણી કેમ ઉતરી ગયું ? એની યુક્તિઓનો ભંડાર કેમ ખાલી થઈ ગયો ?

તેમની મુંઝવણનો પાર ન રહ્યો.

તેમણે ત્યાંથી ન્હાસી છુટવાનો વિચાર કર્યો, પરંતુ બહાર હથિયારબંધ રાજસેવકોનો મોટો સમૂહ એકત્ર થયો હતો એટલે ત્યાંથી જીવતા નાસી છુટાય તેમ ન્હોતું. તેઓ મનમાંજ બળી જતાં નીચું ઘાલીને ઉભા રહ્યા.

"હિમાળાજી! તારે કરવાનું કાળું કર્મ તું કરી ચૂક્યો છે. સાચો ક્ષત્રિયપુત્ર પીઠ પાછળ ઘા કદી ન કરે, પરંતુ તેં તો તારા પથારીવશ–દર્દથી દુઃખી મામાને આ ભાડુતી નામર્દોની મદદથી માર્યા. તું તો એમજ માની બેઠો હશે કે સોખડાની ગાદી તારી પોતાની



'લે આ એકજ જેઠાની પાણીદાર તલવાર......[પૃ. ૧૨૫]

થઈ ગઈ, નહિ ? ભૂલે છે, ભાણા, ભૂલે છે! શૂરવીર પેથુજીની અર્ધાંગના જીવે છે ત્યાં સુધી તારી એ આશા સ્વપ્નવત્ સમજજે. ચાલ, દ્વંદ્વયુદ્ધ માટે તૈયાર થઇ જા, ફેંકી દે તારા હાથમાં રહેલી–નિર્દોષના લોહીથી ખરડાયલી એ ગોઝારી તલવાર અને લે આ **એકજ જોટાની પાણીદાર તલવાર** !× આ તલવારોજ છેવટનો નિર્ણય કરશે. આજે કાં તો હું નહિ અને કાંતો તું નહિ!"

**ડાબા હાથમાંની તલવાર તેણે હિમાળોજી તરફ ફેંકી.*** એ તલવારના રણકારથી ત્યાં ઉભા રહેલા મનુષ્યોના કાળજાં કંપી ઉઠયાં.

હિમાળોજીએ જોયું કે હવે બીજો ઉપાય જ નથી. પોતાના હાથમાંની તલવાર એક કોર મુકીને રાણીએ ફેંકેલી તલવાર તેણે જમીન ઉપરથી ઉપાડી લીધી, બરાબર તોળી જોઈ, અને દ્વંદ્વયુદ્ધ માટે તે તત્પર બન્યો.

બારણાની બહાર ઉભેલા માણસોને જાણે અસુરનો નાશ કરવાને દેવી જગદંબા રણે ચડી હોય તેવો ભાસ થયો. આતુરતાપુર્વક તેઓ આ દ્વંદ્વયુદ્ધ નિરખી રહ્યા.

રાણીને શૂર છુટયું હતું. હિમાળોજી રાણીને ત્યાં ને ત્યાંજ ઠાર કરી નાખવાના નિશ્ચય ઉપર આવ્યો હતો. બંને પૂર જોસથી લડતા હતા, પરંતુ પોતે કરેલા પાપના વિચારથી હિમાળોજીની કાયા વારંવાર કંપતી



ડાબા હાથમાંની તલવાર હિમાળોજી તરફ ફેંકી. [પૃ. ૧૨૫]

---

× * જુઓ સામસામા ચિત્રો.

અને તેની તલવારનો ઘા લથડી જતો.

એકાએક રાણીની તલવારનો સખ્ત ઝાટકો લાગતાં હિમાળોજીની તલવાર તેના હાથમાંથી છટકી ગઇ, તેણે લથડિયું ખાધું, તે ચત્તો-પાટ થઈને ધરતી ઉપર ઢળી પડયો.

## ૧૧. સતીનો શાપ.

**પોતાની તલવારની અણી તેની છાતી સામે રાખીને રાણી બોલી, "હિમાળોજી! તારો પ્રાણ લેવો હોય તો આટલીજ વાર!*** પરંતુ હું તારા જેવી કુળકલંકિની નથી. ભાણેજને સંહારીને હું પાપનો પોટલો બાંધવા માગતી નથી. મારે તો તારા શૌર્યનું પારખું કરવું હતું અને તે થઇ ગયું. એ પરીક્ષામાં પણ તું નબળોજ નિવડયો."

તલવારની અણી હજી હિમાળોજીની છાતી સામેજ હતી. તેને લાગ્યું કે રાણી પોતાની મશ્કરી કરી રહી છે! તે જરૂર પોતાનો પ્રાણ લીધેજ છૂટકો કરશે.

બંને હાથ જોડીને તે દીન વદને બોલ્યો, "મામી! દયાળુ મામી! મને ક્ષમા કરો, તમે તો મારા માતુશ્રી તુલ્ય! મારે રાજ્ય નથી જોઈતું!"

"એ બધો ઢોંગ જવા દે, હિમાળોજી! રાજ્ય ન્હોતું જોઈતું તો આ બધી પ્રપંચબાજી શા માટે રચી?"

હિમાળોજી શો ઉત્તર આપે? તે વિચારમાં પડયો.

"હરકત નહિ, હિમાળોજી! ઉઠ! તારા ભાગ્યનું હોય તે તું સંભાળી લે! રાજવૈભવ હવે મને નકામો છે, મારા સૌભાગ્ય-મણિનો સંહાર કરીને તેં મારૂં જીવન સર્વસ્વ હરી લીધું છે. સોખડાની સત્તા કે સાહેબી હવે મને ન ખપે. જ્યાં મારા સ્વામી ત્યાં હું. સતી

---

* જુઓ ચિત્ર.



હિમાળાજી' તારો પ્રાણ લેવો હોય તો આટલીજ વાર !'

વીરાંગનાની વાતો ]     પૃ. ૧૨૬.     [ સોખડાની રાણી

ચઇને હું સ્વર્ગે સંચરીશ, પરંતુ મારૂં કકળતું અંતર તને શાપ આપે છે કે તારી દીકરીનાં છોકરાં પણ અકાળ મરણ પામશે!"

રાણીએ હાથમાંથી તલવાર ફેંકી દીધી, અને ચાદરથી ઢંકાયલા પોતાના પતિના શબ તરફ તે જવા લાગી.

હિમાળોજી ઉઠયો. તેની ખાત્રી થઈ ચૂકી કે પોતાની મામીને સત ચડયું છે! એ સતીએ આપેલો શાપ પોતાનું નિકંદન કાઢી નાખશે એવી પણ તેને ખાત્રી થઇ. તે રાણીના પગમાં પડયો અને બંને હાથ જોડીને બોલ્યો, "મામી! મામી! હું તો તમારૂં રાંક છોરૂ. દીકરો ગણો કે જે ગણો તે હું તમારે શરણે છું, મારા ઉપર કૃપાદષ્ટિ કરો. આપ જે આજ્ઞા કરો તે પાળવા હું તત્પર છું."

"હિમાળોજી! જો રજપૂતાઈનો તારામાં જરાપણ અંશ હોય—તારા વચનની તને કિંમત હોય તો હું તને આજ્ઞા કરૂં છું કે તારા મામાનું નામ અમર રાખવા માટે તું તેના નામથી એક ગામ વસાવજે."

"કબુલ છે, સતીમા! સૂરજદેવની સાક્ષીએ વચન આપું છું કે મારા મામાના નામથી હું ગામ જરૂર વસાવીશ. પરંતુ એક અનુગ્રહ કરો, આપનો શાપ પાછો વાળો." હિમાળોજીએ વિનતિ કરી.

"હિમાળોજી! સતના પ્રભાવે નિકળેલો શાપ અફળ જતો નથી એટલે મારા બોલેલા બોલ મિથ્યા નહિ થાય, પરંતુ તારા ઉપર અનુગ્રહ કરીને તને વરદાન આપું છું કે તું તારા મામાના નામે જે ગામ વસાવીશ તેમાં તારો પુરૂષવંશ ચાલશે, પરંતુ મેં આપેલા શાપ મુજબ તારો દીકરીઓનો વંશ ચાલશે નહિં."

સતીના વચનો માથે ચડાવી લીધા સિવાય બીજો કંઈ ઉપાય નહોતો એટલે હિમાળોજીએ બંને હાથ જોડી પગે લાગીને કહ્યું, "જેવી આજ્ઞા!"

સતીની આજ્ઞા થતાં હિમાળોજીના સાથીઓ દૂર ખસી ગયા. સતીએ પોતાના હાથે લોહીથી રંગાયલી ચાદર ઉપાડી લીધી અને પોતાના સ્વામીના મૃતદેહના દર્શન કર્યાં.

તેણે જોયું કે પોતાનો સ્વામી કાયર પુરૂષની માફક નમતું આપીને નહિ, પરંતુ સામી છાતીએ લડીને, શત્રુઓના ઘા સહન કરીને અને બીજાઓને ઘાયલ કરીને શૂરા ક્ષત્રિયની માફક મૃત્યુ પામ્યો છે! તેનું મૃત્યુ વીરનરને છાજે તેવું છે! મરતી વખતે પણ મુખ ઉપર વીરતા અને ક્ષાત્રતેજની રેખાઓ તરવરી રહી છે! તેનું હૈયું ગજગજ ઉછળ્યું. આવા સ્વામીની અર્ધાંગના થવાનું સદ્દભાગ્ય પોતાને પ્રાપ્ત થયું તે માટે તેણે પ્રભુનો પાડ માન્યો.

અને હવે તેને દુનિયા સાથે કંઈ સંબંધ નહોતો. પોતાના જીવન–આધારના મૃતદેહની સાથેજ પ્રાણ ત્યાગવાનો તેણે સંકલ્પ કરી લીધો હતો. હવે વૃથા વિલંબ શા માટે કરવો?

તેણે પોતાના સેવકોને ગામની બહાર શિવાલય આગળ આવેલા સરોવરની પાળે ચંદનકાષ્ટની ચિતા ખડકવાની આજ્ઞા કરી.

મૃત્યુ પામેલા પોતાના શૂરવીર રાજા માટે અશ્રુ સારતા રાજ-સેવકો સજળ નેત્રે આજ્ઞાનો અમલ કરવા ચાલ્યા ગયા.

## ૧૨. જય અંબે!

પેથુજીના અકાળ મૃત્યુના સમાચાર આખા સોખડામાં પવન વેગે પ્રસરી ગયા.

જોતજોતામાં સોખડાની બજાર બંધ થઇ ગઈ, કામ ધંધો અટકી પડ્યો, લોકો ટોળે વળીને હિમાળોજીની અધમ વૃત્તિની વાતો કરવા લાગ્યા અને તેના ઉપર ફિટકાર વરસાવવા લાગ્યા.

એટલામાં તો બીજા ખબર મળ્યા કે રાણી સતી થાય છે! ઘેર ઘેર આ વાત પહોંચી ગઈ અને સ્ત્રીઓ–યુવાન તેમજ વૃદ્ધ–એ

સતીના દર્શન કરવાને ઘરમાંથી બહાર નિકળી પડી. પોતાનાં બાળકોને પણ એ સતીને પગે લગાડવા માટે સાથે લેવાનું એ સ્ત્રીઓ ચૂકી નહિ.

સોખડાના રાજમાર્ગ ઉપર પુરૂષો, સ્ત્રીઓ અને બાળકોની જબરી ઠઠ્ઠ જામી. સૌ કોઈ સતીના દર્શન માટે ઉત્સુક હતા.

અંતે સ્મશાનયાત્રા નિકળી. પેથુજીની પ્રતાપી મુખમુદ્રાનાં લોકો દર્શન કરી શકે તે માટે તેનો ચહેરો ખુલ્લો રાખીને તેના બાકીના દેહ ઉપર કિંમતી કસબી શાલ ઓઢાડવામાં આવી હતી. પ્રજાજનો પોતાના પ્રતાપી ઠાકોરના મૃતદેહને નમસ્કાર કરતા તેના ઉપર પુષ્પો ચડાવતા અને તેમ કરીને પોતાનો પૂજ્યભાવ પ્રગટ કરતા.

એ સ્મશાનયાત્રાની પાછળ પાછળ સતી થવાને તૈયાર થયેલી રાણી ચાલતી હતી. એ સતીએ સૌભાગ્યના સોળે શણગાર સજ્યા હતા. સૌભાગ્યવતી સ્ત્રી પોતાના સ્વામીનાથને ભેટવાને જતી હોય તેમ પ્રફુલ્લવદને તે પોતાના સ્વામીનો સાથ કરવા સંચરતી હતી. તેણે કપાળમાં કુમકુમનું લેપન કર્યું હતું, તેનો નાગમણી સમો કેશકલાપ છૂટો લટકતો હતો, તેના મુખ ઉપર સતીત્વનું તેજ ઝળહળતું હતું. એના તરફ જોનારના મનમાં સહજ જ તેના પ્રત્યે પૂજ્યભાવ પેદા થતો.

માતાઓ પોતાના બાળકોને લાવીને તેના ચરણે ધરતી–તેને પગે લગાડતી અને એ સતીના શુભાશિર્વાદ મેળવી કૃતકૃત્ય થતી. સ્ત્રીઓ અને પુરૂષો–યુવાન અને વૃદ્ધ–સૌ કોઈ બંને હાથ જોડીને એને નમતાં અને એ સતીના દર્શનથી કૃતાર્થ થતાં. આખા સોખડામાં અત્યારે એ સતીનાજ ગુણગાન થતાં.

સ્મશાનમાં તો મનુષ્યોની જબરી મેદની જામી હતી. સોખડાની રાણીને સતી થતી જોવાને લોકના થોક ઉલટી પડયા હતા. સતી ક્યારે પધારે તેની આતુરતાથી રાહ જોવાતી હતી.

અંતે સ્મશાનયાત્રા સ્મશાનભૂમિ આગળ આવીને અટકી ગઈ.

ચંદનકાષ્ટની ચિતા ઉપર પેથુજીના મૃતદેહને મુકવામાં આવ્યો અને તેના ઉપર અબીલ, ગુલાલ, પુષ્પ આદિ વસ્તુઓ ચડાવવામાં આવી.

રાણીએ પોતાના સ્વામીને પ્રણામ કરીને એ ચિતા ફરતી પ્રદક્ષિણા કરી અને ચિતાનું યથાવિધિ પૂજન કર્યું.

હસતે મુખે તે ચિતા ઉપર ચડી, તેણે પોતાના સ્વામીનું મસ્તક ખોળામાં લીધું, અને બંને હાથ જોડી પ્રભુનું ધ્યાન ધર્યું.

લોકોએ જોયું કે તેના મુખ ઉપર સતીત્વનો અનન્ય પ્રભાવ પ્રકટયો છે. તેમણે એ સતી ઉપર પુષ્પોનો વરસાદ વરસાવ્યો, અને 'જય અંબે!' ની બૂમોથી વાતાવરણ ગજાવી મુકયું.

પેથુજીને અગ્નિદાહ દેવાયો અને ચંદનકાષ્ટની એ ચિતા ભડભડ બળવા લાગી. ઢોલ અને શરણાઈના સુરોથી અને 'જય સતી, જય અંબે' ના જયનાદથી પુનઃ વાતાવરણ ગાજી ઉઠયું.

## ઉપસંહાર.

મામાના લોહીથી પોતાના હાથ રંગીને ભાણેજ સોખડાની ગાદીએ બેઠો. હિમાજીને સોખડાની સમૃદ્ધિ મળી, પરંતુ સતીનો શાપ થતાં એ સમૃદ્ધિ બહુ મોંઘી પડી ગઈ.

સતીએ કરેલી આજ્ઞા મુજબ તેણે પોતાના મામાનું નામ અમર કરવા માટે સાબરમતી નદીના પશ્ચિમ કિનારે પોતાના મામાના નામ પેથુજી ઉર્ફે પેથોગોલ ઉપરથી ઇ. સ. ૧૪૪૫ માં પેથાપુર નામે ગામ વસાવ્યું જે આજ પણ ( કલોલ વિજાપુર રેલ્વે લાઈનના રાંધેજા સ્ટેશનથી ૩ માઇલ દૂર આવેલું ) નજરે પડે છે અને પેથુજીના નામનું સ્મરણ કરાવે છે. બંદુક વિગેરે હથિયારોની બનાવટ માટે પેથાપુર પ્રખ્યાત છે.

સતીનો શાપ ફળીભૂત થયેલો જણાય છે. પેથાપુરના ઠાકોરોની દીકરીઓને સંતાન થયાં નથી એમ કહેવાય છે.



# વીરબાળા

## ૧. ગૌરીમાતાને ચરણે!

"બ્હેન જુઓ, જુઓ! આ સામેથી ધૂળના ગોટેગોટ ઉડતા આ તરફ આવે છે!"

"આવેજ તો! આજે તો પાર્વતીતૃતિયાનું મંગળ પર્વ છે એટલે અસંખ્ય લોકો ગૌરીમાતાનાં દર્શન કરી પાવન થવા આવે એ સ્વાભાવિક છે."

"ના ના, દર્શનાતુર ભાવિકજનોના પગની રજ આમ ન ઉડે! આ તો પૂરવેગે ધસી આવતા ઘોડેસ્વારોનાં ચિહ્નો જણાય છે."

"આ દિશાથી ઘોડેસ્વારો કયાંથી આવે?"

"એજ પ્રશ્ન છે ને! મને લાગે છે કે જરૂર આજે કંઈ નવાજુની થશે."

"એવી અમંગળ શંકા શા માટે કરે છે? રજપૂત વીરો આવા પરમ પવિત્ર દિવસે કોઈ પણ પ્રકારનું નિંદ્ય કાર્ય નજ કરે."

"પરંતુ રજપૂતો ઉપર બળીઝળી રહેલા પેલા પઠાણો તો હંમેશાં લાગ શોધ્યા કરે છે. આજે આવા શંભુમેળાનો લાગ સાધીને એ દુષ્ટો રખે કંઈ નવાજુની કરી બેસે!"

"જ્યાં સુધી આ મરૂભૂમિ ઉપર રાઠોડ વીરોની વીરહાક વાગે છે ત્યાં સુધી એમની તાકાત નથી કે આપણા સામે આંગળી પણ ચીંધી શકે."

"છતાંય ચેતતા નર સદા સુખી! ચાલો આપણે ગૌરીમાતાનું પૂજનઅર્ચન કરીને જલ્દી પરવારી જઇએ."

પોતાની સાથે લાવેલી પૂજન સામગ્રી ગૌરીમાતાના ચરણે ધરવા અને એ મંગળમૂર્તિનાં દર્શનથી નયનોને તૃપ્ત કરવા અધીરી બનેલી એ અબળાઓ ત્વરાથી પાર્વતી મંદિરના પગથિયાં ચડવા લાગી.

## ૨. પીપારનો મેળો.

મારવાડના ગામેગામથી આજે સ્ત્રીઓ અને પુરૂષો પાર્વતી તૃતિયાનો ઉત્સવ ઉજવવા અને તે નીમિત્તે **જો**ધપુરના **પી**પાર નામના ગામને પાદર ભરાતા ભવ્ય મેળાની મોજ માણવા આવ્યા હતા. નાના સરખા ગામડામાં આજે માનવસાગર ઉભરાયો હતો.

મારવાડની રાજ્યધાની **જો**ધપુરથી ૧૫ કોશના અંતરે **પી**પાર નામનું નાનું નગર આવેલું હતું. કહેવાય છે કે ઇ. સ. પૂર્વે ઉજ્જયિનીમાં ગંધર્વસેન નામનો જે પરમાર વંશનો રાજા હતો તેણેજ આ **પી**પાર નગરની સ્થાપના કરી હતી. એ ગામ આગળથી પ્રાપ્ત થયેલા એક શીલાલેખમાં વિજયસિંહ અને દૈલુનજી રાજાનાં નામો મળી આવે છે. તેઓ ગિહલોત કુળમાં ઉત્પન્ન થયા હતા, અને તેમણે પરમારોના હાથમાંથી આ નગર છીનવી લીધું હતું એવું અનુમાન કરવામાં આવે છે.

આ વાર્તાના સમયે **પી**પાર **જો**ધપુરના તાબામાં હતું.

ગિહલોત રાજકુમાર વીરવર **ચંડે મં**ડોર પર પોતાનો અધિકાર સ્થાપ્યો એટલે **જો**ધાજીને **અ**રવલ્લીના ધાડા જંગલમાં છુપાઇ રહેવું પડયું. એ દુઃખી દિવસોમાં એક સમયે તેના ભાલાની અણી ઉપર દેવ-

ચકલીને બેઠેલી જોઇને તેના ચારણે એને મહાન શુભ શુકન જણાવીને મંદોર પર હલ્લો કરવા ઉત્તેજીત કર્યો. ભાગ્યોદય થતાં જોધાજીએ મંદોર જીતી લીધું. મંદોરથી ૨ કોશના અંતર ઉપર ભાખરચિડિયા નામની પર્વતશ્રેણીમાં ફરતાં ફરતાં એક એકાંત ગુફામાં તેને એક સિદ્ધ યોગીનાં દર્શન થયાં. એ યોગીએ ત્યાંજ એક નગર વસાવવાની આજ્ઞા કરી.

સંવત ૧૫૧૫ ના જેઠ માસમાં રાઠોડ વીર જોધાજીએ જોધપુરની સ્થાપના કરી. જોધાજીને ચૌદ પુત્રો હતા તેમાંના ઘણાખરા પ્રતાપી નીવડયા હતા. સૌથી મોટા સાંતળજીએ સાંતળમેર નામનો કિલ્લો બંધાવ્યો હતો. ચોથા પુત્ર દુદાએ મેરતામાં સત્તા જમાવી. સર્વગુણસંપન્ન અને પરમવિદુષી ભક્ત મીરાંબાઈ તે આ દુદાજીનાં પુત્રી. દુદાજીના પૌત્ર વીર કેસરી જયમલે દિલ્લીશ્વર અકબરની પ્રચંડ સેનાની સામે થઈ ચિત્તોડગઢની રક્ષા કરી હતી—તેની પાષાણ મૂર્તિ આજે પણ દિલ્લીના સિંહદ્વારપર વિરાજમાન છે ! જોધાજીના છઠ્ઠા પુત્ર બિકાજીએ બિકાનેર રાજ્યની સ્થાપના કરી હતી.

જોધાજીનો બીજો કુંવર સુજાજી સંવત્ ૧૫૪૮ માં જોધપુરની ગાદીએ બેઠો. સુજાજી પરાક્રમી અને નીતિપરાયણ હોવાથી તે અતિ પ્રજાપ્રિય રાજા થઈ પડયો હતો. જાહેર ઉત્સવોમાં તે હર્ષપૂર્વક ભાગ લેતો અને તેમ કરીને પ્રજાનાં સુખ દુઃખ જાણવાના પ્રયત્નો કરતો. પ્રજા પણ તેના તરફ પરમ પૂજ્યભાવ પ્રદર્શિત કરતી.

પવિત્ર શ્રાવણ માસના શુકલ પક્ષની પાર્વતી તૃતિયાને દિવસે પીપાર ગામે મોટો મેળો ભરાતો અને શું ગરીબ કે શું તવંગર તમામ લોકો એ મેળો જોવા ઉલટી પડતા.

ઘેરદાર ઘાઘરા, તસતસતી કાંચળી અને રંગબેરંગી ભાતીગર ઓઢણાં ઓઢીને મદમાતી મારવાડણો સરખી સાહેલીઓ સાથે આનંદ કલ્લોલ કરતી એ મેળા તરફ—મેળાના મુખ્ય સ્થાન ગૌરીમાતાના

મંદિર તરફ આવતી, પૂજનથાળ માતાને ચરણે ધરીને માતાના દર્શનથી નેત્રોને તૃપ્ત કરતી, અને અખંડ સૌભાગ્યની યાચના કરતી.

બીજી તરફ પચરંગી પાઘડીથી શોભતા જવાંમર્દો કોઈ વાંસળી વગાડતા, કોઈ પોતાના હાથે ગુંથેલી પીત્તળની જાળીથી શોભાયમાન કડીયાળી ડાંગોને ફેરવતા, તો કોઈ સામસામા દુહા લલકારીને એક બીજાને રંગ આપતા મેળાના માર્ગે ધસમસ્યા આવતા હતા.

પીપાર ગામમાં તે દિવસે માનવસાગર ઉભરાતો અને ૧૫૦૦ ઘરનું નાનું ગામ તે દિવસે મોટું યાત્રાધામ બની જતું.

## ૩. " ધાજો રે ધાજો ! "

આજે પણ એ આનંદમય ઉત્સવદિન હતો. સંવત ૧૫૭૨ ના શ્રાવણ સુદ ૩ નો પાર્વતી તૃતિયાનો એ મંગળ દિવસ હતો. પીપાર ગામે મોટો મેળો ભરાયો હતો. ગામના પ્રજાજનો–સંખ્યાબંધ સ્ત્રી પુરૂષો ત્યાં એકત્ર થયા હતા, અને નિર્દોષ રંગરાગ ઉડાવી રહ્યા હતા. હાથ કારીગીરીના માટીના અને લાકડાંનાં સુંદર રમકડાં લઈને બાળકો મનમાં હરખાતા; નાના છોકરાઓ ગેડીદડા, આટાપાટા આદિ રમતોનો આનંદ લુંટતા; યુવાનો તલવારની પટ્ટાબાજી ખેલીને, મર્દાનગી ભરી કસરત કરીને અને દ્વંદ્વયુદ્ધના દાવ રમીને શૌર્યપ્રદર્શન કરી રહ્યા હતા.

એક તરફ ભવાયા ભવાઇ કરીને લોકોનું મનરંજન કરતા તો બીજી તરફ સંગીતકળામાં કુશળ ગવૈયાઓ ઉત્તમ પ્રકારના શાસ્ત્રીય સંગીતનો સ્વાદ સંગીતશોખીનોને ચખાડી રહ્યા હતા. હાથચાલાકીના ખેલ કરનારાનો પણ ત્યાં તોટો ન્હોતો. ઠેરઠેર ભજનમંડળી જમાવીને સાધુબાવાઓ તંબુરાના તારને રણઝણાવી, મંજીરાની રમઝટ લગાવી, તબલાના તાર મીલાવી ભજનીયાં લલકારીને વાતાવરણને પવિત્ર

બનાવી રહ્યા હતા. આમ આબાલ વૃદ્ધ સૌને મનગમતી સામગ્રી એ મેળામાં હાજર થઈ ગઈ હતી અને લોકો પોતાની ઇચ્છાનુસાર એ રસસામગ્રીનો ઉપભોગ કરતા મેળાનો આનંદ લુંટી રહ્યા હતા.

એવામાં એકાએક 'ધાજો રે ધાજો'ની મર્મભેદી ચીસો સંભળાવા લાગી અને રંગમાં ભંગ પડયો. જોતજોતામાં જુવાનીયાઓ સાબદા થઇને પોતાના જોમનું પારખું કરાવવાની ધૂનમાં 'શું છે? શું છે?' કરતાં ચીસો આવતી હતી એ દિશામાં દોડી ગયા.

## ૪. સૌંદર્યઘેલો!

**"યા ખુદા! કયા ખુબસુરત નાજનીન!" ***

"ધીરે બોલો સરદાર! ધીરે બોલો! આ કંઈ દિલ્હીની બાઝાર નથી, આ તો ઇજ્જતને ખાતર શિર કાપી આપનારા રજપૂતોની વીરભૂમિ છે. હમણાં તો જીભને લગામમાં રાખવી પડશે."

"અરે યાર, આવી જીન્નતની હુરીને જોતાંજ મ્હોંમાંથી 'આફ્રીન! આફ્રીન!' પોકારી જવાય છે!"

"આ એક પરીરૂહને જોતાંજ આમ દિવાના બની જાઓ છો તો પછી ધાર્યું કામ કેવી રીતે પાર પાડશો? અહીં તો એકથી એક ચડે એવી પરીરૂહ નાજનીનનો મોટો જમેલો થશે."

"જાણે પરસ્તાનની પરીઓ!" સરદારના મ્હોંમાં પાણી આવ્યું. ગરૂડ પક્ષીની માફક તેણે આંખો સતેજ કરી. સૌંદર્યમૂર્તિઓનો મોટો સંઘ એ તરફ આવતો જણાયો.

"દિલાવર! યાર મોકો તો અચ્છો મળ્યો છે. તકલીફ વગર આજે શિકાર આબાદ સપડાશે!"

---

* જુઓ પૃ. ૧૩૬-૧૩૭ ઉપરના સામસામા ચિત્રો.

દિલાવરે જોયું કે સરદાર સૌંદર્યઘેલો બન્યો છે. રખેને એ ઘેલછા એને ફસાવી દે એવો વિચાર આવતાં તેણે સરદારના ઘોડાની લગામ ખેંચતાં કહ્યું, " સરદાર સાહેબ, સાવધાન ! આમ ખુલ્લી રીતે ધાર્યું કામ પાર નહિ પડે. "



"ક્યા ખુદા ! ક્યા ખુબસુરત નાજનીન ! "
[ પૃ. ૧૭૫ ]

" ત્યારે ? " વિચારનિદ્રામાંથી ચમકી ઉઠતા સરદારે પ્રશ્ન કર્યો અને ફરીથી પોતાની આંખોને રીઝવવાનો યત્ન કરવા લાગ્યો.

" ચાલો, આપણે આ થોરની વાડ પછવાડે છુપાઈ જઈએ. બરાબર લાગ જોઈને ધાર્યું કામ પાર પાડીશું. "

સરદારના ઉત્તરની રાહ જોયા વિનાજ દિલાવરે તેના ઘોડાની લગામ ખેંચી અને પોતાના ઘોડાની સાથે સાથે તેને દોરવા માંડયો.

સરદાર સમજ્યો. " શાબાશ ! દિલાવર ! તું પણ જબરો અક્કલબાજ છે હો !"

અને દિલાવરની પીઠ થાબડીને સરદારે તેને શાબાશી આપી.

## ૫. ' આ રહી કટારી ! '

પાર્વતી મૈયાના ચરણે પૂજનથાળ ઠલવીને, માતાના શુભાશિર્વાદ મેળવીને, રજપૂત રમણીઓ* આજના પવિત્ર પર્વની રસભેર ચર્ચા કરતી, મેળાની ગોઠવણ અને અનેરાં આકર્ષણો વિષે



પાર્વતી મૈયાના ચરણે પૂજનથાળ ઠલવીને રજપૂત રમણીઓ...[ પૃ. ૧૩૭]

* જુઓ સામસામા ચિત્રો.

જાતજાતની કલ્પનાઓથી આનંદકલ્લોલ કરતી મેળાના માર્ગે સંચરતી હતી તેવામાં એકાએક બે ઘોડેસ્વારો તેમનો માર્ગ રોકીને ઉભા રહ્યા.

તેમણે જોયું કે આ સ્વારો રજપૂત કે અન્ય હિંદુ જાતિના નહિં, પરંતુ પરધર્મી પઠાણો હતા !

"ભાઇ ! આમ માર્ગ રોકીને કાં ઉભા ?

"તમારા જેવી રૂપસુંદરીઓના સૌંદર્યનું પાન કરવા!" અધીરા બનેલા સરદારને 'હૈયે તેવું હોઠે' આવ્યું.

"શું બોલ્યા ? ખબરદાર ! જીભડીને વશ રાખજો, નહિં તો..." મોખરે ઉભેલી રજપૂતાણીનો પીત્તો ઉછળ્યો. હમણાંજ એ બોલનારની જીભ ખેંચી કાઢું એવું તેને થયું.

"નહિં તો શું કરશો ? આ કંઈ તમારો દરબારગઢ કે રણુવાસ નથી સમજ્યા ? અહીં તો તમે અમારા કબજામાં છો ! તમને મદદ કરનારૂં અહીં કોઈ નથી!" દિલાવર સરદારની વ્હારે ધાયો.

"કોઇ ન હોય તોય શું ? અમારૂં રક્ષણ કરનાર આ રહી અમારી કટારી !" વીરબાળા નામની રજપૂતાણીએ પોતાના અંબોડામાંથી કટારી કાઢી અને એ સરદાર સામે તાકીને તે ચંડી સ્વરૂપ ધારણ કરી તેને ડારતી હોય તેમ ઉભી રહી.

અન્ય રજપૂતાણીઓ વીરબાળાના આ વીરત્વ ભર્યા વર્તનથી ઉત્તેજીત બની. તેમના હાથ અંબોડા તરફ વળ્યા.

દિલાવરે જોયું કે રજપૂત રમણીઓ એમ ગાંજી જાય તેવી નથી. રજપૂતોની અટલ શૂરવીરતાનો તેને અનુભવ હતો. રજપૂતની માફક રજપૂતાણી પણ પોતાના ધર્મની રક્ષાને માટે મારવા કે મરવા હમેશાં તત્પર હોય છે એ વાત તેણે અનેકવાર સાંભળી હતી. આ વીરનારીઓ જો રણે ચડે તો શત્રુનો સંહાર કરીનેજ જંપે એવું તેમનું ઉગ્ર સ્વરૂપ જોઇને દિલાવરનું દિલ પણ ડરથી ધડકવા લાગ્યું. તે વેળાસર ચેતી ગયો. તેણે પોતાની કમરે છુપાવેલું રણશિંગા



કટારીવાળો હાથ ઉંચો કર્યો, અને સરદારના હાથમાં એ તીક્ષ્ણ હથી-યારની અણી ભોંકી દીધી.

પૃ. ૧૩૯.

વીરબાળા

વીરાંગનાની વાતો



જેવું નાનું સરખું વાજીંત્ર વગાડયું અને થોરની દિશામાં મીટ માંડી.

યૌવન અને રૂપ જોઈને વિષયલોલુપ બનેલા સરદારની બુદ્ધિ બ્હેર મારી ગઈ હતી. વીરબાળાના સૌંદર્યનું પાન કરવાની અધમ ઇચ્છાથી તે અનિમેષ દષ્ટિથી એ ચંદ્રવદના તરફ જોઇ રહ્યો હતો !

## ૬. 'યા ખુદા !'

"ચાલો, ખસો, અમારા માર્ગમાંથી દૂર થાઓ !" સત્તાવાહક સ્વરે વીરબાળાએ આજ્ઞા કરી અને બે ડગલાં આગળ આવી.

સરદારને તો 'ભાવતું હતું અને વૈદે બતાવ્યું.' એના જેવું થયું. યુવાવસ્થાની ખીલતી કળી સમી એ સૌંદર્યની પુતળીને ભેટવા તે અધીરો બન્યો.

પોતાના અશ્વને એડી મારીને તે આગળ વધ્યો અને વીરબાળાનો સ્પર્શ કરવા તેણે પોતાનો હાથ લંબાવ્યો.

"ખબરદાર ! રજપૂત સ્ત્રીનો સ્પર્શ કરવા જતાં તેના કોપાગ્નિમાં તું બળીને ભસ્મ થઈ જશે."

"હા હા હા હા !" સરદાર ખડખડ હસ્યો, "એવા શ્રાપનો ડર તમને—હિંદુઓનેજ લાગે. અમે એવા વચનોની દરકાર કરતા નથી."

એ ફુલકળીને કમરમાંથી ઉપાડી લઈ પોતાના અશ્વ ઉપર નાંખીને પલાયન કરી જવાની ઇચ્છાથી તેણે ફરીથી પોતાનો હાથ લંબાવ્યો.

વીરબાળાએ જોયું કે આ નરપિશાચ પોતાના અધમ નિશ્ચયથી નહિંજ ડગે.

ક્ષણ માત્રમાં તેણે નિશ્ચય કરી લીધો. **સરદારનો હાથ તેના અંગને સ્પર્શે તે પહેલાંજ તેણે કટારી વાળો હાથ ઉંચો કર્યો અને સરદારના હાથમાં એ તીક્ષ્ણ હથિયારની અણી ભોંકી દીધી.***

---

* જુઓ ચિત્ર.

"યા ખૂદા! સરદારના મ્હોંમાંથી એક કારમી ચીસ નિકળી પડી. ત્યાંથી નાસી જવા માટે તેણે પોતાના અશ્વને વાળ્યો.

વીરબાળાએ આ જોયું. સમયસૂચકતા વાપરીને તેણે સરદારની કમરે લટકતા મ્યાનમાંથી તરવાર ખેંચી લીધી.

દિલાવરની નજર થોરની વાડ તરફજ હતી. સરદારની ચીસ સાંભળીને તેણે પોતાની નજર ફેરવી, મામલો વીફરેલો જોયો, અને સરદારની સલામતી માટે તે તેની વ્હારે ધાયો.

સરદારની જે તલવારને તેણે જીવનભર નમન કર્યું હતું એજ તલવારની સાથે પોતાની તલવાર ખખડાવવાનો વિષમ પ્રસંગ આવેલો જોઈ તેને મનમાં ખેદ થયો, પરંતુ અત્યારે એ વિચાર કરવાનો વખત ન્હોતો. મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢીને તે વીરબાળાની સામે થયો.

રખેને ન્હાસી જવાનો વખત આવે એ વિચારથી તે પોતાના અશ્વ ઉપરથી નીચે નજ ઉતર્યો. ઘોડા ઉપર બેઠા બેઠાજ તેણે તલવાર સમણવા માંડી.

**બે તલવારો ખણખણી—એક ઘોડા ઉપરજ બેસીને લડતા દિલાવરની, અને બીજી ધરતી ઉપર રણચંડીની માફક ઘુમતી રજપૂત રમણી વીરબાળાની!**×

વીરબાળા શત્રુના ઘાને અટકાવી તેને ઠાર કરવાના પ્રયત્ન કરતી; દિલાવર પોતાનું અને પોતાના સરદારનું રક્ષણ માત્ર કરીને વખત ગાળી નાખવાનો પ્રયત્ન કરતો હતો. થોરની વાડની પાછળ

---

× જુઓ સામેનું ચિત્ર.




બે તલવારો ખણુખણી—એક ઘોડા ઉપરજ બેસીને લડતા દિલાવરની અને બીજી ધરતી ઉપર રણચંડીની માફક ઘુમતી રજપૂત રમણી વીરબાળાની!
......[ પૃ ૧૪૦ ]

ઉડતા ધૂળના ગોટેગોટા દિલાવરને ધીરજ આપી રહ્યા હતા. એ પોતાના સૈનિકોની આતુરતાથી રાહ જોઇ રહ્યો હતો.

અને વીરબાળા પોતાનું ધાર્યું કરી શકે તે પહેલાં તો થોરની વાડને ચક્કાવો લઈને અસંખ્ય પઠાણુ ઘોડેસ્વારો તીડની માફક ઉભરાતા એ તરફ ધસી આવ્યા. સરદારના મુખમાંથી પુનઃ 'યા ખુદા!'ના

ઉદ્દગારો નિકળી પડયા. પણ આ વખતે એ ઉદ્દગારો વેદનાના નહિં પરંતુ ખુશાલીના હતા! એને લાગ્યું કે એ ખુબસુરત બુલબુલ હવે જરૂર પોતાની જાળમાં સપડાઈ જશે!

હર્ષના આવેશમાં કટારીના ઘાથી પીડાતા હાથની વેદના પણ એ વિસરી ગયો.

## ૭. બંધન.

દિલાવરના પગમાં જોર આવ્યું. પોતાના માણસો આવી લાગે ત્યાં સુધી એ રણચંડીના ઘાથી બચી જવાય એટલો જ પ્રયાસ કરવાની જરૂર હતી. નિશ્ચિંત બનીને સાવચેતી પૂર્વક તે વીરબાળાના ઘા ચૂકવવા લાગ્યો.

રજપૂત રમણીઓએ થોરની વાડ પાછળથી નિકળી આવેલા પઠાણ ઘોડેસ્વારોને જોયા અને તેમના મનમાં ધ્રાસ્કો પડયો. તલવાર અને બંદુક સાથે સજ્જ બનેલા એ સ્વારો સામે માત્ર કટારીની મદદથી ફાવી શકાય એમ ન્હોતું. 'શું કરવું' એ વિચાર સૌના મનમાં ઘોળાવા લાગ્યો.

પઠાણ સ્વારો મારતે ઘોડે ત્યાં આવ્યા અને અગાઉથીજ સંકેત કરી રાખ્યો હોય તેમ તેઓએ પાર્વતી મંદિરેથી પાછી ફરતી રજપૂતાણીઓને ઘેરી લીધી.

હરિણીની માફક ફાળ ભરીને એ સ્ત્રીઓએ નાસી છુટવાનો યત્ન કર્યો, પણ વ્યર્થ. ચોમેર ઘોડેસ્વારોનો કોટ બંધાઈ ગયો હતો. એક ચકલું સરખું એ તેમાંથી ફરકી ન શકે તો પછી આ સ્ત્રીઓને નાસી છુટવાની બારી તો કયાંથી જ મળે?

રજપૂતાણીઓ મુંઝાણી. પોતાનું શિયળ સાચવવા માટે આત્મવિસર્જન કરવા સિવાય બીજો ઉપાય ન જણાયો. પ્રૌઢા અને

યુવતીઓ બાળાઓને મધ્ય ભાગે રાખીને તેમના ફરતું કુંડાળું કરીને ઉભી રહી.

પરંતુ પઠાણ ઘોડેસ્વારો પ્રથમથીજ નિશ્ચય કરીને આવ્યા હોય તેમ એ સ્ત્રીઓ તરફ ધસ્યા, અને તેમને પકડવા માટે પોતાના હાથ લંબાવ્યા.

ચપોચપ રજપૂત રમણીઓએ પોતાના અંબોડામાં છુપાવેલી કટારી કાઢી અને એ ઘોડેસ્વારોને ડારવા લાગી.

દિલાવરે બાજી ફરી ગયેલી જોઈ. એ વીરાંગનાઓ જો હઠે ચડે તો જોતજોતમાં પોતાના માણસોનો કચ્ચરઘાણ વાળી નાંખશે એવી ભીતિ એના અંતરમાં જાગી. મામલો વિફરે તે પહેલાંજ યુક્તિ પૂર્વક ધાર્યું કામ પાર પાડવાનો તેણે નિશ્ચય કર્યો. બન્ને હાથથી અદબ વાળતો હોય તેવો ઇશારો કરીને તેણે પોતાના માણસોને સમજાવી દીધું કે એકદમ એ સ્ત્રીઓને બંધનમાં જકડી લ્યો!

સેનાપતિની આજ્ઞાને મરતાં સુધી પાળનારા પઠાણ સ્વારો સ્ત્રીઓના કુંડાળા ફરતા ફરી વળ્યા અને અકેક સ્ત્રીને પકડીને પોતાના ઘોડા ઉપર નાંખવા માંડી.

## ૮. રણચંડી !

અનાદિકાળથી જેને સ્વાભિમાન, સ્વધર્માભિમાન અને શૌર્ય-તેજ વારસામાં મળ્યું હતું તે રજપૂત રમણીઓ મુંગે મોઢે વશ થાય એમ કદી બને ? તેમણે મડાગાંઠની માફક હાથમાં પકડેલી કટારીથી પોતાને પકડવા આવનાર શત્રુને જ્યાં ફાવ્યું ત્યાં ઘાયલ કરી લોહીથી રંગવા માંડયા.

કટારીના કારમા ઘાથી વેદનાની ચીસો પાડતા, એ હઠીલી ઓરતોને ગાળો દેતા અને હાથમાં આવેલા શિકારને બરાબર સપડા-

વવાનો પ્રયત્ન કરતા એ પઠાણોના લોઢા જેવા મજબૂત હાથોએ રજપૂત રમણીઓના કાંડાને મરડીને બળાત્કારે કટારી છીનવી લીધી. તરફડીયાં મારતી તરુણીઓને પકડીને પોતાના અશ્વ ઉપર નાંખીને એ સ્વારો પૂર વેગે ત્યાંથી પલાયન કરવા લાગ્યા.

વીરબાળાએ આ જોયું. પોતાની બ્હેનોનું આમ હરણ થાય એ જોતાં તેની રગેરગે વેરનું ઝેર વ્યાપ્યું. દિલાવરનું લોહી પીને એ વેરવૃત્તિ શાંત કરવાનો તેણે સંકલ્પ કર્યો. આ સ્થળેજ પોતાનું મૃત્યુ થાય તો ભલે થાય, પરંતુ દિલાવરને તો અહીંજ ઠાર કરી નાંખવો એવા નિશ્ચયથી તેણે જોરપૂર્વક દિલાવર ઉપર તલવારનો ઘા કર્યો.

દિલાવરે કોપાનળથી સળગતી લાલ અંગારા સમી તેની આંખો જોઈ, કાળકા સમું તેનું ઉગ્ર સ્વરૂપ જોયું, અને તેની કાયા કંપી ઉઠી. આ રણચંડી પોતાનું લોહી ચૂસ્યા વિના નહિંજ છોડે એવી તેની ખાત્રી થઇ. પોતાના અંગ ઉપર ઉતરતી કાળચક્ર સમી તલવાર તેણે જોઈ. પોતાનો કાળ સામે આવતો જણાયો.

જે ક્ષણે પોતાના સ્વારો ધાર્યું કામ પાર પાડીને–વિજયી બનીને પલાયન કરવાની તૈયારી કરી રહ્યા હતા એજ ક્ષણે પોતાના પ્રાણવિનાશની તૈયારી થઇ રહી હતી એ વિચારે દિલાવરના દિલમાં કંપારી વછુટી. કાળના મુખમાંથી છોડાવનાર કોઈ સૈનિક એટલામાં છે કે નહિં તે જોવા માટે તેણે પોતાની નજર ફેરવી, અને બચાવ કરવા માટે પોતાના અશ્વની લગામ ખેંચીને તેને પાછળ લેવાનો પ્રયત્ન કર્યો. સરદાર મૂઢ મનુષ્યની માફક આ દશ્ય જોઇ રહ્યો હતો, વીરાંગનાની સાહસિકતા અને નિઃસીમ નિડરતા જોઇને તે આભો બની ગયો હતો.

દિલાવરના ભાગ્યમાં હજી વધારે વિગ્રહ–વધારે તોફાન–વધારે

મારામારીનો અનુભવ કરવાનું નિર્માણ થયું હતું. અત્યારે તો તે બચી ગયો—નહિં, કોઇએ તેને બચાવ્યો.

રજપૂત રમણીઓનું હરણ કરી જતા પઠાણોમાંના એક સૈનિકે દિલાવરની કફોડી સ્થિતિ જોઈ લીધી. પોતાના હાથમાં પકડેલી એક રમણીને તેણે ફેંકી દીધી અને પોતાના ઘોડાને વાળીને વીરબાળાનું કાંડું પકડી લીધું.

દિલાવરના અંગ ઉપર ઉતરતી તલવાર એ અંગને છેદી શકે તે પહેલાંજ અટકી પડી. દિલાવર બચી ગયો.

"શાબાશ! મહમદ!" દિલાવરે એ સૈનિકનો ઉપકાર માન્યો અને એક ક્ષણ પણ થોભ્યા વિના વીરબાળાની ઉગ્ર મૂર્તિથી થરથર કંપતો દિલાવર ત્યાંથી જીવ લઇને નાઠો.

## ૯. સરદારના સકંજામાં.

વીરબાળાએ પોતાના ઘાને અફળ થતો અનુભવ્યો, શિકારને છટકી જતો જોયો, પોતાને પઠાણના પંજામાં પકડાયલી જોઈ, અને એની નિરાશાનો પાર ન રહ્યો. મરણિયા બનેલા મર્દની માફક તેણે પોતાની સર્વ શક્તિ એકઠી કરીને પોતાનું કાંડું છોડાવવાનો પ્રયત્ન કર્યો.

પરંતુ લોખંડી પંજામાં પકડાયલું એ કાંડું છોડાવવાનો પ્રયત્ન સફળ થાય તેમ ન લાગ્યું.

એકાએક તેને એક વિચાર સુઝયો. વીજળીની ત્વરાથી તેણે પોતાના ડાબા હાથે જમણા હાથની મૂઠીમાં દબાવેલી તલવાર પકડી લીધી અને એજ તરફડતી દશામાં દાંત કચકચાવીને જોરથી એ તલવારને મહમદની ગરદન ઉપર ઉતારી.

લોહીથી ભરેલા પાડાની કાંધ જેવી ગરદનને એ તલવારે છેદી, લોહીનો ધોધ વહેવા લાગ્યો, પઠાણનો પંજો છુટી ગયો.

પરંતુ એની ડંસીલી વેરવૃત્તિ વીરબાળાને એમને એમ છટકી

જવા દે તેવી ન્હોતી. બીજા હાથે તેણે પોતાની કમરમાંથી જમૈયો કાઢયો અને વીરબાળાના પડખામાં તે હુલાવી દેવા હાથ લંબાવ્યો.

જમૈયાની અણી ત્યાંથી છટકી જવાનો પ્રયત્ન કરતી વીરબાળાના પડખામાં વાગી અને એ ઘાયલ થઇ. વેદનાની જરાય દરકાર કર્યા વિના એ મૂઠી વાળીને ત્યાંથી નાસવા લાગી.

સરદારે દિલાવરને ન્હાસી જતો જોયો, મહમદને મોતના ડાચામાં સપડાઇને તરફડિયાં મારતો જોયો, બંધનમુક્ત બનેલી વીરબાળાને છટકી જતી જોઈ, અને હવે શું કરવું તેની મુંઝવણમાં તે પડયો.

તેને એક વિચાર સુઝયો. આવી રૂપસુંદરીને છોડીને જવું તેને ન ગમ્યું. પોતાના અશ્વને તેણે ન્હાસી જતી વીરબાળા પાછળ વાળ્યો અને એ ચેતે તે પહેલાં તો તેને કમરમાંથી ઉપાડીને પોતાના અશ્વ ઉપર નાંખી.

વેદનાની પીડાથી મૂર્છાવશ થતી જતી વીરબાળા શું થાય છે તે ન જાણી શકી.

## ૧૦. અબળાની વ્હારે !

મેળાની મોજ માણતા મનુષ્યો 'ધાજો રે ધાજો' ના આર્તનાદો સાંભળીને દોડતા એ સ્થળે આવ્યા તો માર્ગમાંજ તેમણે લોહીના ખાબોચિયામાં તરફડતા–પોતાના આયુષ્યની છેલ્લી ઘડીયો ગણતા મહમદને જોયો અને શું થયું હશે તેની જાતજાતની કલ્પનાઓ કરવા લાગ્યા.

એવામાં રાઠોડ વીર સુજાજી મારતે ઘોડે ત્યાં આવી લાગ્યો. 'વીર સુજાજીનો જય !' ના જયધ્વનિથી લોકોએ વાતાવરણ ગજાવી મુકયું.

એકદમ લોકોની ભીડને ભેદતી એક રજપૂત રમણી સુજાજી પાસે આવી અને તેને પ્રણામ કર્યા.

"કોણ રૂપાંદે ? તમે અહીં કયાંથી ?"

"દેવી પાર્વતીના દર્શને, મહારાજ! પરંતુ એ બધી વાત પછી—હમણાં તો આપ અબળાઓની વ્હારે ધાઓ. અનેક રજપૂત બાળાઓ અને યુવતીઓનું હરણ કરીને અસંખ્ય પઠાણ ઘોડેસ્વારો અહીંથી સામી દિશામાં નાસી ગયા છે. તેમની પાછળ પડો."

"ત્યારે તમે એકલા કેવી રીતે બચવા પામ્યાં ?"

"વીરબાળા બ્હેન શત્રુના એક માનીતા સૈનિકનો પ્રાણ લેવા તત્પર બન્યાં હતાં તે જોઇને પેલો લોહીના ખાબોચિયામાં તરફડતો પઠાણ મને ફેંકી દઇને પોતાના મિત્રની વ્હારે ધાયો, એટલે સમયસૂચકતા વાપરીને આ ઝાડની ઘટામાં સંતાઈને શું બને છે તે હું જોવા લાગી. વીરબાળા બ્હેને આ પઠાણને ઘાયલ કર્યો અને તે ન્હાસવા લાગ્યાં, તેવામાં એક ઘોડેસ્વાર પાછળથી આવીને તેમને અશ્વ ઉપર નાખીને ઉપાડી ગયો. આજ ક્ષણે તેની પુંઠ પકડવી જોઇએ. જેમ જેમ વખત જશે તેમ તેમ તે વધારે દૂર નિકળી જશે."

રૂપાંદેએ કરેલો ખુલાસો સાંભળતાં સૂજાજીનો ક્રોધાગ્નિ ઝણુકી ઉઠયો. પ્રતિજ્ઞા કરતાં તેણે કહ્યું, "રૂપાંદે! હું સૂર્યદેવની સાક્ષીએ કહું છું કે આજે સંધ્યાકાળ પહેલાં એ રજપૂત રમણીઓને હું શત્રુઓના સકંજામાંથી છોડાવીશ, અથવા તેમની મુક્તિના સત્કાર્યમાં મારો દેહ પાડીશ!"

એણે પોતાના અશ્વને એડી મારી. અશ્વ ઉછળ્યો, વાયુ વેગે સામી દિશામાં ઉપડયો. લોકો સ્તબ્ધ થઇ ગયા.

"મહારાજ! આમ એકલા ન જવાય, પૂરતા સૈનિકોના સાથ વિના એ વિક્રાળ વાઘ સમા શત્રુઓ સામે થવામાં સાર નથી." લોકો તેમની આડે પડીને સમજાવવા લાગ્યા.

"સૈનિકોની રાહ જોઇને અત્યારે બેસી રહેવાય નહિં. ખરી ભીડના વખતમાં મદદની આશાએ વખત વીતાવે તે ખરો રજપૂત નહિ. થવાનું હશે તે થશે. એક ક્ષણ પણ મારી ધીરજ ટકે તેમ

નથી." એમ કહેતાં કહેતાંજ તેણે અશ્વને પૂરપાટ દોડાવ્યો. લોકો વિચારમાં પડયા.

## ૧૧. રૂપાંદેનો જય !

"ભાઈઓ ! વિચારમાં શું પડયા છો ? જેને સૂજાજીનો સાથ કરવો હોય તે અત્યારેજ મારી સાથે ચાલો. એકાદ અશ્વ અને તલવાર તથા પુરૂષનો પોષાક મને આપો. હું સૌની મોખરે રહીશ અને મારી બ્હેનોને બંધનમુક્ત કરાવવા મારાથી બનતો પ્રયત્ન કરીશ."

'રૂપાંદેનો જય !' મેદનીમાંથી જયધ્વનિ નિકળ્યો અને તરતજ એક યુવાને પુરૂષનો પોષાક અને અશ્વ તથા તલવાર તેના ચરણે ધર્યા.

રૂપાંદે પુરૂષના પોષાકમાં સજ્જ થઇને ઘોડેસ્વાર બની. ગામડે ગોદડેથી પોતપોતાના ઘોડા ઉપર સ્વાર થઈને મેળામાં આવેલા જે રજપૂતો અહીં આવ્યા હતા તે તમામ તેની સાથે ચાલી નિકળ્યા.

એક પણ મનુષ્યે ત્યાંથી પાછું ડગ ન દીધું. રૂપાંદેના વીરત્વ ભર્યા વર્તનથી ઉત્તેજીત થઇને ત્યાં હાજર થયેલા બાકીના તમામ માણસો બને તેટલી ત્વરાથી પાછળ પાછળ પગપાળા દોડવા લાગ્યા.

## ૧૨. સરદાર કયાં ?

"મુબારક ! આજ તો બ્હોત ખુશનસીબી ! લાંબા વખતની મુરાદ આજે બર આવી. સા......કાફરો ! પોતાની શમશેરનો ફાંકો રાખતા ફરતા હતા તે આજે પોતાની ઓરતો ગુમાવવા માટે પોક મુકશે અને હાથ ઘસતા બેસી રહેશે !" બડેમીયાંએ બડાઈ મારી અને 'હા હા હા !' કરતો હસી પડયો.

"અરે યાર, તુમ તો અયસેજ રહે ગયે ! દાઢી રૂની પુણી જેવી સફેદ થઈ ગઈ તો પણ હજી તમારો હવસ પુરો ન થયો ! પારકી ઓરતની દામન લુંટવાથી ખુદાનો ખોફ આપણા ઉપર ઉતરશે

અને......" મુબારકે સત્ય વાત જણાવી. અડેમીયાંએ મ્હોં મચકોડયું.

"બેવકુફ નહિ તો! આવી ગુલબદન–ગુલાબની આવી ખીલતી કળી હાથમાં આવે અને એને જતી કરે એને તો ગમારજ સમજવો. ત્યારે કહે તો ખરો ભલા, તું આ ખીલતી જુવાનીને શા માટે ઉઠાવી લાવ્યો ?" અડેમીયાંએ બીજી રીતે એને પોતાના પક્ષમાં ભેળવવાનો પ્રયત્ન કર્યો.

"ફક્ત સરદારના હુકમને તાબે થવા માટે! નોકર રહ્યા એટલે હુકમ બજાવવોજ જોઇએ. પાપી પેટને માટે ગમે તેવું કામ સોંપે તે મુંગે મોઢે કરવું જોઇએ. બાકી આપણી ખરી મર્દાનગી ઓરત જાતને પકડવામાં નથી..."

"ત્યારે ?" અડેમીયાંએ વક્રદષ્ટિ કરતાં પૂછ્યું.

"ખરી મર્દાનગી તો બહાદુર જવાંમર્દો સાથે જંગ ખેલવામાં છે. ત્યાંજ આપણી બહાદુરીનું પારખું થાય છે." મુબારકે તડ ને ફડ સાચી વાત જણાવી દીધી.

અડેમીયાંને મુબારકના આ વિચારો ન ગમ્યા. એણે બીજી વાત કાઢી, "એ તો બધું સમજ્યા હવે, પણ આપણા સરદાર કયાં ? મને લાગે છે કે કોઇ બુલબુલ સાથે મોજ ઉડાવવામાં મશગુલ બની ગયા હશે!"

"અને કદાચ કોઈ રજપૂત રમણીના કટારના ભોગ પણ બની ગયા હોય!" મુબારકે બીજીજ કલ્પના કરી.

"અરે યાર! તો તો જૂલમજ થાય ને! આપણે પણ આંધળાની માફક આગળને આગળ વધ્યા કરીએ છીએ, પણ સરદાર કયાં છે તેનું તો કોઈને ભાન નથી. આપણે અહીંજ થોભી જઇએ અને સરદારની રાહ જોઈએ." અડેમીયાંએ પોતાના દોડતા ઘોડાને અટકાવ્યો, અને પોતાના સાથીદારોને ત્યાંજ અટકી જવાની ઇશારત કરી.

# ૧૩. હાંક સુલેમાન ગાલ્લી !

બધાય અટકી ગયા. દરેક ઘોડેસ્વારે પોતાના બાહુપાશમાં કેદ કરેલી રજપૂત રમણીને નીચે ઉતારી અને જકડાઈ ગએલા હાથને દાબતા દાબતા મનમાંજ **બ**ડેમીયાંનો ઉપકાર માનવા લાગ્યા.

એટલામાં મૂઠીમાં જીવ લઈને ન્હાસી છુટેલો દિલાવર મારતે ઘોડે ત્યાં આવી લાગ્યો. રજપૂત રમણીઓને જોતાંજ **વીર**બાળાએ વીતાડેલી આફત તે ભૂલી ગયો. એ રમણીઓના યૌવનનો ઉપભોગ કરવાના પાપી વિચારો તેના મગજમાં રમવા લાગ્યા અને રખેને હાથમાં આવેલો શિકાર છટકી જાય એ ભયથી તમામ ઘોડેસ્વારોને ચેતવણી આપતાં તે બોલ્યો, "ખબરદાર ! આ ઓરતો બડી બદમાશ છે. તેમના ઉપર બરાબર નજર રાખજો! જો એક પણ ઓરત છટકી જવા પામી છે તો સરદાર તમારૂં શિર ધડ ઉપરથી ઉડાવી દેશે !"

"અરે પણ સરદાર સાહેબ છેજ ક્યાં ? અમે એમનીજ રાહ જોઈએ છીએ." મુબારકે આતુરતાપૂર્વક પ્રશ્ન કર્યો.

શો ઉત્તર આપવો તે દિલાવરને ન સુઝયું. ખરી હકીકત જણાવે તો પોતાની પોલ ખુલ્લી થઇ જાય ! 'હાંક સુલેમાન ગાલ્લી'ની માફક તેણે બનાવટી વાત ઉભી કરી.

"સરદાર સાહેબ બીજે રસ્તે ગયા છે અને આ બધી સ્ત્રીઓને લઈને સત્વર આવવાનું મને ફરમાન કર્યું છે."

"દિલાવર, દોસ્ત, મહેનત કરી કરીને આપણે મરી જઈએ અને લાભ બધો સરદારને મળે એ તે કેવો ગેરઇન્સાફ ! યાર, ગમે તેમ કરીને આમાંથી એકાદ હુશ્નપરીને તો જરૂર મારી બીબી બનાવવા દેજે !" **બ**ડેમિયાંએ મનની મુરાદ જણાવી દીધી.

"અરે યાર, ફીર વો મરીયમબુ બીચારી કયા કરેગી !" મુબારકે **બ**ડેમિયાંને બનાવવા માંડયો.

"તારા નામની પોક મુકશે!" બડેમીયાં ખૂબ ચીડાઈ ગયા.

"અરે, અરે, આ શું બોલ્યા? બડેમીયાં! તમે પણ યાર શાદીની બરબાદી કરો એવાજ છો તો! મુરતમાંજ આવા આવા અપશુકનભર્યા શબ્દો બોલો છો!" મુબારક વધુ ખીલ્યો.

"ચલ, ચલ, પાગલ નહિં તો! તું તારૂં કામ સંભાળ, મારી વાતમાં માથું મારવાનો તને કંઈ હક્ક નથી." બડેમીયાંનો મિજાજ ગયો.

જોતજોતામાં વાત વધી પડેત અને કદાચ મુબારક અને બડે-મીયાં એકબીજા તલવારને ઝાટકે આવી જાત, પરંતુ હજી એમના આયુષ્યની દોરી તુટવાનો વખત આવી લાગ્યો ન્હોતો. તેમના સદ્-ભાગ્યે સરદાર વીરબાળાને લઈને મારતે ઘોડે ત્યાં આવી લાગ્યો.

## ૧૪. વીરબાળા ગુમ!

દિલાવર મનમાં મુંઝાયો. પોતે જુઠ્ઠો ઠરશે એ વિચારથી મનમાં સંકોચ પામ્યો. પરંતુ હવે તો પુરેપુરો વેષ ભજવ્યા વિના છુટકો નથી એમ જાણીને તે પોતાના ઘોડાને એડી મારીને સરદારની સામે આવ્યો અને ઝુકીઝુકીને સલામ ભરીને બોલ્યો, "નામવર! આપની રાહ જોઈને આ નાચીઝ ગુલામ બધા સિપાહોને અહીં રોકીને ઉભો છે. બંદિવાન બનેલી આ બાંદીઓ છટકી જવા ન પામે તેવો પૂરતો બંદોબસ્ત કર્યો છે!"

"શાબાશ! દિલાવર! તું હોય ત્યાં વાંધો નજ આવે!" હર્ષના આવેશમાં સરદાર ઘોડા ઉપરથી ઠેકડો મારીને નીચે આવ્યો, અને દિલાવરની પીઠ થાબડીને તેને શાબાશી આપી.

દિલાવરના મનથી બંદિવાન બાંદીઓ ગણાતી—શત્રુઓના હાથમાં સપડાયલી રજપૂત રમણીઓને ક્યાં લઈ જવી—ક્યાં રાખવી—એ બાબ-તની સરદાર અને દિલાવર મસલત કરવા લાગ્યા.

વીરબાળાએ જોયું કે સરદાર કોઈ છુપી મસલતમાં ગુંચવાયા છે. એકાએક એના મગજમાં એક વિચાર સ્ફુર્યો. તરતજ સરદારના અશ્વનું ચોકડું ખેંચીને તેણે ઘોડાને વાળ્યો અને તેના પેડુમાં પોતાના પગની બન્ને એડીઓનો પ્રહાર કરીને એ અશ્વને તોફાને ચડાવ્યો. અશ્વ ઉછળ્યો, લાંબી લાંબી ફલંગો ભરતો ત્યાંથી નાઠો, અને દિલાવર તથા સરદારનું લક્ષ ખેંચાય તે પહેલાં તો પવનવેગે વીરબાળાને લઇને દૂર નિકળી ગયો.

દિલાવરે ત્યાંથી નાસી જતી વીરબાળાને જોઇ અને એકદમ તે બૂમ પાડી ઉઠયો, "સરદાર સાહેબ! ગજબ થયો! ગજબ થયો"

'શું છે? શું છે?' કરતા સરદાર સાહેબ ચમકી ઉઠયા. પાછળ મોં ફેરવીને જુવે તો પોતાનો ઘોડો અને તેના ઉપર બેઠેલી વીરબાળા ગુમ!

## ૧૫. યુક્તિ પ્રયુક્તિ.

સરદારના મોતિયા મરી ગયા. મહા મુશીબતે મોઢામાં આવેલો કોળિયો પડી ગયેલો જોઈને તેનો જીવ બળી ગયો. તેણે બૂમો પાડી, "દોડો, દોડો, મુરખાઓ! જોયા શું કરો છો? પેલી બદમાસ ઓરત મારો ઘોડો લઇને નાસી જાય છે!"

બધાય સ્વારો જોઇ રહ્યા. સરદાર સાહેબ શું કહેવા માગે છે તેનીજ પહેલાં કોઈને સમજણ પડી નહીં.

દિલાવરે વહાલા થવાની તક સાધી, "ફિકર ન કરો, નામવર! હું હમણાંજ એ બદમાસ બાંદીને પકડીને આપની સમક્ષ હાજર કરૂં છું." એમ કહેતાંજ તેણે પોતાના અશ્વને નાસી જતી વીરબાળાની પાછળ દોડાવ્યો.

દૂર કુંડાળું વળીને ઉભેલા પઠાણ ઘોડેસ્વારોમાંના ઘણાખરા

પોતાના સરદારની આસપાસ ટોળે વળવા લાગ્યા, અને શું બન્યું તે જાણવા સૌ ઉત્સુક બન્યા.

રજપૂત રમણીઓને ઘેરીને ઉભા રહેલા સ્વારોનું કુંડાળું તુટયું, પરંતુ પોતાની જવાબદારી સમજનારા થોડા સ્વારો સરદાર તેમજ બંદીવાન સ્ત્રીઓ બંને તરફ નજર રાખી શકાય તેવી રીતે રજપૂત સ્ત્રીઓના આગળના ભાગમાં ઉભા રહ્યા હતા.

**વી**રબાળા પાછળ ઘેલા બનેલા સરદારને **વી**રબાળા સિવાય બીજા વિચારોજ આવતા નહોતા. કાંઈ પણ ખુલાસો કર્યા વગર ખીજવાઇને તે બરાડી ઉઠયો, "મૂર્ખાઓ, જોયા શું કરો છો ? પેલો દિલાવર ગયો તેની પાછળ પાછળ જાઓ, મારતે ઘોડે જાવ, અને પાંજરામાંથી છટકી ગયેલા પેલા બુલબુલને પાછું પકડી લાવો."

કાંઈ પણ સમજ્યા વગર પઠાણ સ્વારોએ પોતાના ઘોડાઓને પૂર વેગે છોડી મુકયા, સરદાર હાય અફસોસ કરતો ત્યાંજ બેસી રહ્યો, અને સામે ઉભા રહેલા સ્વારોને બંદિવાન રજપૂત સ્ત્રીઓ ઉપર નજર રાખવાનો ઇશારો કર્યો. માત્ર ગણ્યાગાંઠયા પઠાણ સ્વારો બાકી રહ્યા એટલે રજપૂત રમણીઓને લાગ્યું કે પોતાનું શિયળ સાચવવા માટે નાસી છુટવાની આ ઉત્તમ તક છે. મોટી ઉંમરની સ્ત્રીઓએ ધીરે ધીરે આગળ આવીને હાર બાંધી અને કુમારીકાઓને ત્યાંથી નાસી જઈને ઝાડની ઘાડી ઘટાઓમાં છુપાઇ રહેવાનો માર્ગ સરળ કરી આપ્યો.

સરદાર તો **વી**રબાળાના નામની માળા ફેરવી રહ્યો હતો. રજપૂત રમણીઓના ઝુંડની પાછળ શી યુક્તિ પ્રયુક્તિ થાય છે તે જોવાની તેને ફુરસદ નહોતી. બાકી રહેલા સ્વારોની નજર પણ સરદાર ઉપર સ્થિર બની હતી.

# ૧૬. વૃક્ષની શાખા ઉપરથી.

પૂરવેગે ધસતા ઘોડાને સંભાળતી **વીર**બાળા પાછળ નજર નાંખ્યે જતી હતી. તેણે જોયું કે દિલાવર પોતાની પાછળ પડયો છે. પોતાના ઘોડાને તેણે પૂરપાટ છોડી મુકયો.

ધીરે ધીરે દિલાવર અને પોતાની વચ્ચેનું અંતર ઓછું થતું હોય એમ **વીર**બાળાને લાગ્યું. તેની ખાત્રી થઇ ગઈ કે દિલાવર જોતજોતામાં પોતાને પકડી પાડશે. તેણે એક યુક્તિ શોધી કાઢી.

આગળ જતાં રસ્તો વાંકવાળો આવતો હતો. એ વાંકમાં વળીને તરતજ તેણે અશ્વનો વેગ ધીરો પાડયો અને ઝાડની એક જબરી ઘટા જોઇને અશ્વને એ ઘટા તરફ વાળ્યો. ઘટા આગળ આવી રસ્તા ઉપર જનાર વટેમાર્ગુની જરાપણ નજર ન પડી શકે તેવી રીતે **વીર**-બાળા અશ્વ સાથે ત્યાં છુપાઈ રહી.

દિલાવરનો ઘોડો ધસમસ્યો આગળને આગળ વધ્યો. કેટલોક વખત વીત્યા પછી પઠાણ સ્વારો પણ મારતે ઘોડે એ વાંકવાળા રસ્તા ઉપરથી પસાર થઈ ગયા એ **વીર**બાળાએ જોયું, અને હવે શું કરવું તેના વિચારમાં તે પડી.

તરતજ તે એક વૃક્ષની ઉંચી શાખા ઉપર ચઢી અને દૂર દૂર નજર ફેંકવા લાગી. તેણે જોયું કે **પી**પાર ગામની દિશા તરફથી અસંખ્ય ઘોડેસ્વારો એ તરફ ધસ્યા આવે છે. હવામાં ફરતા પચરંગી પાઘડીયોનાં છોગાં અને સૂર્યના પ્રકાશમાં ઝગારા મારતી ખુલ્લી તર-વારોને લીધે એ રજપૂત સ્વારો હોવા જોઇએ એવી તેની ખાત્રી થઈ ગઈ અને એના પગમાં જોર આવ્યું. તકની રાહ જોતી તે ઝાડની શાખા ઉપરજ એ દિશામાં નજર સ્થિર કરીને ઉભી રહી.

**પી**પાર તરફથી આવતા સ્વારો આગળ ને આગળ આવતા

જતા હતા, દિલાવર અને તેની પાછળ જતા પઠાણ સ્વારો પણ સામી દિશામાં આગળ ને આગળ વધતા જતા હતા. આ બંને ટોળાંનો માર્ગમાંજ ભેટો થઇ જશે એમ **વી**રબાળાને લાગ્યું.

અને થયું પણ તેમજ. **વી**રબાળાને પકડવાની ધૂનમાં આગળ વધતા દિલાવરે પોતાની સામે અસંખ્ય સ્વારોને પૂરવેગે આવતા જોયા ત્યાં સુધી તેને ભાન ન આવ્યું. એને લાગ્યું કે સામેથી ધસી આવતા સ્વારો રજપૂત સ્વારોજ છે!

જાણી જોઇને મોતના ડાચામાં જાય એવો ભોળો તે ન્હોતો! તરતજ તેણે પોતાના ઘોડાને પાછો વાળ્યો.

તેની પાછળ આવતા પઠાણ સ્વારોનો મેળાપ થતાંજ તેણે ઉતાવળમાંજ આજ્ઞા કરી, "જુઓ! સામેથી દુશ્મનો આવે છે. તેમને અહિંજ રોકી રાખો, હું જઇને સરદારને ખબર આપું છું."

ઉત્તરની રાહ જોયા વિનાજ દિલાવર જીવ લઇને નાઠો. **વી**રબાળા જે વૃક્ષની ઉંચી શાખા ઉપર ઉભી હતી તે તરફ તેની નજર ગઇ. એ આકૃતિ કોઈ સ્ત્રીની છે એવો તેને ખ્યાલ આવ્યો, પરંતુ અત્યારે તેને આડોઅવળો વિચાર સુઝે તેમ ન્હોતું. એનો જીવ ચપટીમાં હતો. અતિ વેગથી હાંફતા ઘોડાને તેણે મારી મુકયો.

**વી**રબાળાએ દિલાવરને ન્હાસી જતો જોયો. સરદાર પાસે પહોંચીને એ કંઈ અનિષ્ટ કરી નાંખે તે પહેલાંજ તેને પૂરો કરી નાખવાનો તેને વિચાર થયો, પરંતુ પોતે અત્યારે નિઃશસ્ત્ર છે એ ખ્યાલમાં આવતાં તેને એ વિચાર બંધ રાખવો પડયો.

તરતજ તે ઝાડ ઉપરથી નીચે ઉતરી આવી, અને થડ સાથે બાંધેલા ઘોડાને છોડીને તેના ઉપર સ્વાર થઈ. **પી**પારની દિશામાં તેણે ઘોડાને પૂરપાટ દોડાવ્યો.

# ૧૭. નામ તેવા ગુણ !

પઠાણ સ્વારો અને રજપૂતોનો ભેટો થતાં જ તલવારો ખણ-ખણવા લાગી. બંને પક્ષો શૂર ઉપર ચડયા હતા–પઠાણો પોતાના સરદાર પાસેથી ઈનામ મેળવવાની લાલચે, અને રજપૂતો અનાથ અબળાઓની વ્હારે ધાવાના કર્તવ્યપાલનની પ્રેરણાથી !

વીરબાળાએ દૂરથીજ આ જોયું. પઠાણોનું લક્ષ ખેંચાય તે પહેલાંજ તેણે ઘોડાને આડે માર્ગે લીધો અને ચક્રાવો ખાઇને રજપૂત સૈનિકોના સમુહ પાછળ આવીને એક સૈનિકને પૂછયું, “ભાઈ, આ સૈન્યના મુખી કોણ છે ?”

“રાઠોડ વીર સૂજાજી ! કેમ પૂછવું પડયું ?”

“જરા એમને કહેશો કે આ પઠાણોની સાથે લડવામાં વખત ન વીતાડતા આગળ જાય. અહીં રોકાઈ રહેશે તો અસંખ્ય રજપૂત રમણીઓની જીંદગી જોતજોતામાં ધૂળધાણી થઈ જશે.”

“તમે કોણ છો ?” સૈનિકને શંકા થઈ.

“એ પરવશ બનેલી અબળાઓમાંની એક ! ભાઈ, અત્યારે વાત કરવાનો વખત નથી, કહેજો કે હું પણ સાથે આવવા તૈયાર છું.”

મનમાં અનેક પ્રકારની કલ્પનાઓ કરતો એ સ્વાર રજપૂત સૈન્યને ભેદીને મોખરે આવ્યો અને સૂજાજીને સંદેશો કહ્યો.

પોતાની પડખે ઉભેલા એક સૈનિકના કાનમાં બેચાર શબ્દો નાખીને સૂજાજી ધીરે ધીરે પાછળ હઠતો ગયો અને શત્રુઓ સમજવા પામે તે પહેલાં તો સૈન્યની પાછળ આવીને વીરબાળાને મળ્યો.

વીરબાળાએ સૂજાજીને સાનમાં સમજાવી દીધું. પોતાના થોડાક સૈનિકોને સાથે રાખીને સૂજાજીએ વીરબાળાની પાછળ પાછળ પીપાર ગામના માર્ગે ઘોડાં મારી મુક્યાં.

પઠાણ સ્વારોએ આ જોયું, પરંતુ સામી છાતીએ લડતા રજ-

પૂત સ્વારો તેમને આગળ વધવા દે તેમ ન્હોતું. તેમની સાથે હિસાબ ચૂકવી લીધા વિના છુટકો ન્હોતો.

પીપાર ગામના માગ તરફ થોડાક પંથ કાપીને તરતજ વીરબાળાએ આડો માર્ગ લીધો અને ઉલ્ટી દિશામાં પોતાનો અશ્વ વાળ્યો. સૂજાજી સમજી ગયો. પઠાણ સ્વારોને ભૂલથાપ આપવાની એ એક યુક્તિ હતી !

"બહાદૂર બાળા ! તમે આ સાહસ કેવી રીતે ખેડયું તે જણાવશો ?" સૂજાજીએ વીરબાળાની પડખોપડખ પોતાના ઘોડાને લઇને પ્રશ્ન કર્યો.

"એ વાત લાંબી છે, વીર નર ! અત્યારે તો ક્ષણ પણ ગુમાવ્યા વિના પાંજરામાં પુરાયલી પંખીણીઓને મુક્ત કરો, પછી હું બધી વાત માંડીને કરીશ."

"તમારૂં નામ ?"

"વીરબાળા !"

"શાબાશ ! નામ તેવાજ ગુણ છે !"

પરંતુ વીરબાળાએ પોતાના અશ્વની ગતિ વધારી અને વધુ વાત અટકી પડી.

## ૧૮. દ્વંદ્વયુદ્ધ.

આ તરફ સરદાર ઉંડા વિચારમાં ઉતરી પડયો હતો અને પોતાના સૈનિકો વીરબાળાને લઇને પાછા ક્યારે આવે તેની આતુરતાથી રાહ જોઇ રહ્યો હતો. તેણે દૂરથી ધસ્યા આવતા ઘોડેસ્વારો જોયા અને તેના હર્ષનો પાર ન રહ્યો.

"ફત્તેહ ! ફત્તેહ ! એ બાંદીઓ ઉપર બરાબર નજર રાખજો !" રમણીઓની રખેવાળી માટે થોડાક પઠાણ સ્વારો ત્યાંજ રહ્યા હતા તેમને હુકમ કરતાં સરદાર મૂછે તાવ દેવા લાગ્યો.

પરંતુ એ આનંદ અને એ અભિમાન ક્ષણિક નિવડયાં. પઠાણને બદલે રજપૂત સ્વારોને જોતાંજ સરદાર આભો બની ગયો અને એટદમ ઉઠીને એક પઠાણ ઘોડેસ્વારનું બાવડું પકડીને તેને નીચે ઉતારી નાખી પોતે અશ્વારૂઢ બન્યો.

બીજો કોઈ પ્રસંગ હોત–પોતે એકલો હોત તો તે તરતજ પોબારા ગણી જાત, પરંતુ પોતાને ખાતર પ્રાણ આપનારા થોડા પઠાણો હાજર હતા એટલે તેને નિરાંત હતી, અને આટલી બધી ખુબસુરત નાજનીનોને છોડીને ચાલ્યા જવાને તેનું મન કબુલ કરે તેમ ન્હોતું. પોતાની સમશેર તૈયાર કરીને તે દુશ્મનની રાહ જોઇ રહ્યો.

રજપૂત સ્વારો આવી લાગ્યા અને તરતજ શત્રુઓ ઉપર ત્રાટક્યા.

વીરબાળાનું લક્ષ શત્રુના સકંજામાં સપડાયલી રમણીઓ તરફ હતું. તરતજ તે થોડા માણસો સાથે પાછળ ચાલી ગઇ. જુએ તો સ્ત્રીઓની અડધી સંખ્યા પણ ત્યાં ન મળે! તેના પેટમાં ફાળ પડી.

પરંતુ રજપૂત રમણીઓએ રચેલી યુક્તિની વાત તેના જાણવામાં આવતાંજ તેને નિરાંત થઈ. પુનઃ તે આગળ આવી.

આગળ આવીને જૂએ તો સરદાર અને રાઠોડ વીર સૂજાજી વચ્ચે ભિષણ દ્વંદ્વયુદ્ધ જામ્યું છે!

સૂજાજીએ ધાર્યું હોત તો મુઠ્ઠીભર પઠાણ સ્વારોને તો પોતાની સાથેના રજપૂતો મારફત ક્યારનાય યમસદનમાં પહોંચાડી દીધા હોત. પરંતુ એ રજપૂત બચ્ચો ધર્મયુદ્ધ ખેલવા માગતો હતો. તેણે સરદાર સાથે દ્વંદ્વયુદ્ધ આદર્યું હતું!

## ૧૯. જય પાર્વતી!

સરદારે જોયું કે પોતે આ વીરનરની સામે ટક્કર નહિંજ ઝીલી શકે. તેણે મદદ માટે પોતાના અનુચરોને ઈશારો કર્યો.

અનુચર સમજી ગયો કે સરદાર કપટકળાનો આશ્રય શોધતો હતો. દ્વંદ્વયુદ્ધ ચાલતું હતું તેવામાંજ તેણે લાગ જોઇને પાછળથી પોતાનો ભાલો લંબાવીને સૂજાજીને ઘાયલ કરવાનો પ્રયત્ન કર્યો.

પરંતુ એ ભાલાની અણી સૂજાજીના પડખામાં પેસે તે પહેલાંજ ભાલો લંબાવનારના હાથ ઉપર તરવારનો ઝાટકો લાગ્યો. એ હાથમાંથી ભાલો નીચે સરી પડયો.

ભાલો લંબાવનારે પાછળ જોયું. "કમબખ્ત ઓરત!" ક્રોધ અને વેદનાથી ઝનુની બનેલો એ પઠાણ પોતાને તલવાર મારનાર વ્યક્તિ તરફ ઘુરકયો, અને એને ઠાર મારવાના નિશ્ચયથી તેણે પોતાના ડાબા હાથે ભેટમાં ખોસેલો જમૈયો કાઢીને એ 'ઓરત' તરફ તેનો છૂટો ઘા કર્યો.

'જય પાર્વતી!' પડખામાં પેસી ગયેલા એ જમૈયાને ખેંચી કાઢતાં એ સ્ત્રીએ પોતાની ઇષ્ટદેવીનું સ્મરણ કર્યું, અને પોતાની સાડીનો પાલવ ફાડીને ઘા બાંધી લીધો. જાણે કંઇજ ન બન્યું હોય તેમ લડવાને તે તત્પર બની.

દ્વંદ્વયુદ્ધ ખેલતા સૂજાજીના કાને 'જય પાર્વતી' નો ધ્વનિ પડતાંજ તેણે પાછળ નજર કરી. જુએ તો **વીર**બાળા!

"વીર રજપૂત બાળા! આ નરપિશાચોમાં તમારૂં કામ નહિં, તમે ચાલ્યા જાઓ, અમે તેમની સાથે હિસાબ ચુકવી લઇશું."

"રાઠોડવીર, ધર્મયુદ્ધમાં આ લોકો કંઈ સમજતા નથી. મારી નજર ન ગઈ હોત તો હમણાંજ તમને પુરા કરી નાખત."

સૂજાજી વસ્તુસ્થિતિ સમજી ગયો. સરદાર કપટકળાનો આશ્રય લઈ પોતાને ફસાવવા માગે છે એવી તેની ખાત્રી થઇ. મારવું કે મરવું એ નિશ્ચયથી તે સરદાર ઉપર ત્રાટકયો.

સરદારે જોયું કે કપટનીતિ અહિં કામ નહિં લાગે. વિજયી

વીરનર તરીકે કીર્તિ કમાવાનો તો તેને જરાય લોભ ન્હોતો. તેને તો આજે પકડાયલો શિકાર–પેલી રજપૂત રમણીઓને–ઉઠાવી લઈ જવાની લગની લાગી હતી. સુજાજીને અહિંજ પૂરો કરી નાખવાનો તેણે નિશ્ચય કર્યો.

અને જોત જોતામાં પુનઃ તરવારો ખણખણી. બંને લડવૈયાનાં શરીર છેદાયાં. સૂજાજીની દેહલતા ઘામાંથી નિકળતા લાલ લોહીને લીધે કેસુડાના ફૂલથી શોભતા ખાખરાની માફક શોભવા લાગી.

## ૨૦ બાજી બદલાઈ.

એટલામાં બાજી બદલાઈ. જે રજપૂતોને પઠાણો સાથે લડતા રાખીને સૂજાજી થોડા માણસો સાથે અહીં આવ્યો હતો તે રજપૂતોએ મરવા કે મારવાનો નિશ્ચય કરીને પઠાણ સ્વારો ઉપર એવો તો મારો ચલાવ્યો કે પઠાણો કાયર કાયર થઇ ગયા, અને પીઠ ફેરવીને નાઠા. રજપૂતો તેમની પાછળ પડયા. મારતે ઘોડે ધસ્યા આવતા પઠાણ સ્વારોને જોતાંજ સરદાર અને તેના માણસોના પગમાં જોર આવ્યું. તેમને લાગ્યું કે રજપૂતોનું હવે આવી બન્યું.

પઠાણ સ્વારો નજીક આવી લાગતાંજ દિલાવરને શૂરાતન ચડયું. તેની નજર વીરબાળા ઉપરજ હતી. લાગ જોઇને તેને ઉપાડી જવા માટે તે આગળ ધસ્યો.

પરંતુ વીરબાળા અસુરોનો સંહાર કરનારી કો' દેવી ચંડી સમી પોતાની તલવાર ચોમેર ઘુમાવીને લાગમાં આવી જાય તે પઠાણને ઘાયલ કરી રહી હતી. તે દિલાવરની નેમ કળી ગઈ. એ પાપી પુતળાને પુરો કરવા માટે તેણે પોતાના અશ્વને તેની સામે લીધો અને તલવાર ચલાવી.

થાકીને લોથ થયેલા સરદારને પોતાના પઠાણ સ્વારોની કુમક આવી પહોંચતાં શૂરાતન છૂટયું હતું, પરંતુ ક્ષણ માત્રમાં તેણે એક-

દમ પાછળથી 'જય એકલિંગજી !' નો જયધ્વનિ સાંભળ્યો અને એના બારે વહાણ બુડી ગયા. પાછળ અસંખ્ય રજપૂતો પોતાના પઠાણ સ્વારોને દબાવતા આવે છે એમ જોતાંજ તેની વિજયની આશા ઉડી ગઈ. કીર્તિ કરતાં તેને પોતાનો જીવ વ્હાલો લાગ્યો. સૂજાજીનો ઘા ચૂકવીને–તેને એક જીવલેણ ઘા મારીને સરદાર ત્યાંથી પલાયન કરી ગયો.

સૂજાજી તેની પાછળ પડવા જતો હતો તેવામાં તેણે પઠાણ અને રજપૂતો વચ્ચે દારૂણ યુદ્ધ જામેલું જોયું. તેને લાગ્યું કે અહીંજ પોતાની હાજરીની જરૂર છે. તે પઠાણો ઉપર ત્રાટક્યો.

લડતાં લડતાં તેણે જોયું કે દિલાવર વીરબાળાને પોતાના કબજામાં લેવાનો પ્રયત્ન કરી રહ્યો છે અને વીરબાળા પોતાની તલવારના પ્રતાપે તેને હંફાવી રહી છે !

સૂજાજીએ એજ ઘડીયે એક રજપૂત સ્વારને પઠાણોના સમુહને ભેદતો આગળ જતો જોયો.

દિલાવર ઝનુની બન્યો હતો. મનમાંજ તે વિચારવા લાગ્યો, 'આ તે બુલબુલ કે બલા ?' અમૃત પીવાય નહીં તો ઢોળી નાખવું એવો નાદાન મનુષ્યોનો મત હોય છે. દિલાવરે પણ અંતે વીરબાળાને તાબે થતી ન જોઇ એટલે એના રૂપરાશીને મીટ્ટીમાં મીલાવી દેવાનો સંકલ્પ કર્યો. એકજ ઘાએ બે કટકા કરી નાખવાની ઉમેદમાં તેણે ખૂબ જોરથી તેના ઉપર પોતાની તલવાર ઉતારી.

ક્ષણ માત્રમાં વીરબાળા મરણશરણ થાત, પરંતુ પઠાણોના સમુહને ભેદીને આવેલા રજપૂત સ્વારે દિલાવરના હાથને તલવારના એકજ ઝાટકે ખભા આગળથી જુદો પાડી દીધો. 'યા ખુદા !'ની ચીસ પાડતો દિલાવર ધરતી ઉપર ઢળી પડ્યો.

## ૨૧. કોણ રૂપાંદે !

એ રજપૂત સ્વાર અતિ જોરથી તલવાર મારવા માટે ઉછળ્યો તેજ ઘડીયે તેની પાઘડી ખસી ગઈ. માથા ઉપરનો કાળો ભમ્મર કેશકલાપ છુટો થઇ ગયો.

"કોણ રૂપાંદે !" વીરબાળા આશ્ચર્યચકિત બની.

"હા, વીરબાળા ! તમે તો તમારા જીવનનું સાર્થક કર્યું !" રૂપાંદેએ તેને અભિનંદન આપ્યું.

"એ વાત પછી, બ્હેન, હમણાં તો એકદમ આગળ જાઓ, અસંખ્ય રજપૂત રમણીઓ નિઃશસ્ત્ર–નિરાધાર ત્યાં ઉભી છે તેમનું રક્ષણ કરો. કોઇ શત્રુ આ ધાંધલનો લાભ લઈને કોઇને ઉપાડી ન જાય એની સંભાળ રાખો. જાઓ, હું અહીં સંભાળી લઇશ."

વીરબાળા તરફ માનભરી નજર નાખીને રૂપાંદે મારતે ઘોડે રજપૂત રમણીઓની વ્હારે ધાઈ.

સૂજાજી તેની પાછળ જોઇ રહ્યો. વીરબાળાની મદદે ધાનાર એ વીરનર કોણ હશે ? વીરનર છતાં તેના માથે સ્ત્રી જેવો કેશકલાપ કાં ? તે આશ્ચર્યચકિત બન્યો.

× × × ×

"કાં બડેમીયાં ! હજી પણ કંઇ અક્કલ ચલાવો ! અહીંથી ન્હાસી છુટો, નહિ તો......"

"અરે યાર ! પણ પેલો સરદાર જોયો છે ? આપણને ન્હાસી ગયેલા જુએ તો લોહીજ ચૂસી જાય !" બડેમીયાંએ ધાક બતાવી.

"પણ એ સરદાર છેજ ક્યાં ? એ તો ક્યારનો પોબારા ગણી ગયો. એમનો માનીતો દિલાવર પણ જમીનદોસ્ત થઈ ગયો. હવે

નાહક શા માટે જીવ આપવો પડે?" મુબારકે તેને બરાબર સમજાવવા માંડયો.

"વાત તો બરાબર છે, મુબારક! ચાલ દોસ્ત ન્હાસી જઈએ. પણ એકેક બુલબુલને સાથે..."

"કપાળ તમારૂં. પાછા લોભે જશો તો જીવતા પણ જવા નહિ પામો. હમણાં તો આંખ મીચીને ન્હાસો. જીવતા હઈશું તો વળી ફીર દેખા જાયગા!"

મુબારક અને બડેમીયાં યુક્તિપ્રયુક્તિથી માર્ગ કરીને ત્યાંથી છટકી ગયા.

× × × ×

સૂજાજી અને વીરબાળા પૂરતા ઉત્સાહથી લડીને રજપૂત વીરોને પ્રોત્સાહન આપી રહ્યા હતા એટલે પઠાણ સ્વારો પાછા પડયા. તેમાં પણ તેમણે પોતાના સરદારને ન્હાસી જતો જોયો એટલે તો તેમનો ઉત્સાહ ઢીલો પડતો ગયો. થોડીવાર ટક્કર ઝીલ્યા પછી–પોતાના અનેક માણસો ગુમાવ્યા પછી તેઓ ત્યાંથી જીવ લઈને નાઠા.

સૂજાજીએ ન્હાસી જતા પઠાણોને જોયા. રખેને એ નરપિશાચો જતાં જતાં પોતાનો ભાવ ભજવે અને રજપૂતાણીઓને સંતાપે એવો વિચાર આવતાં તે તેમની પાછળ પડયો.

જીવ લઈને નાઠેલા એ પઠાણોને અત્યારે રજપૂતાણીઓ તરફ નજર કરવાની પણ ફુરસદ ન્હોતી. અત્યારે તો કોઈ પણ રીતે અહીંથી સહીસલામત ન્હાસી છુટાય એજ જરૂરનું હતું, એટલે આગળ પાછળ જોયા વિના કે આડો અવળો વિચાર કર્યા વિના તેઓએ પોતાના અશ્વો પુરપાટ મારી મૂક્યા.

સૂજાજીનો અશ્વ પવનવેગે તેમની પાછળ ધસ્યો જતો હતો તેવામાં તેની નજર જમીન ઉપર લોહીલુહાણ થઈ પડેલ એક રજપૂત સ્વાર ઉપર પડી. તેણે તરતજ અશ્વને આગળ વધતાં અટકાવ્યો.

દૂરથીજ તેણે જોઈ લીધું કે આતો એજ સ્વાર જેણે તલવારના એકજ ઝાટકે દિલાવરનો હાથ ઉડાવી દઇને વીરબાળાને બચાવી લીધી હતી! અશ્વ ઉપરથી ઉતરીને તે એ સ્વારની નજીક આવ્યો. જુએ તો એ સ્વાર બેહોશ થઈ પડયો હતો!

બરાબર નિહાળીને તેને જોવા માટે તે વાંકો વળ્યો. અને શું આશ્ચર્ય! એના માથે કોઈ રૂપસુંદરીની કાયાને દીપાવતો નાગણ સમો કેશકલાપ! એણે ધારી ધારીને એનું મ્હોં નિરખ્યું.

"અરે આતો રૂપાંદે!" તેના મુખમાંથી ઉદ્ગાર નિકળી પડયો.

તેણે રૂપાંદેનું મસ્તક પોતાના ખોળામાં લીધું, તેના માથે હાથ ફેરવ્યો, અને તેને શુદ્ધિમાં લાવવા પ્રયત્ન કર્યો.

રૂપાંદે ધીરે ધીરે શુદ્ધિમાં આવતી ગઈ. તેના નયનો સૂજાજીના મુખદર્શનમાં તલ્લીન બન્યાં.

"**રૂપાંદે! તું આમ પુરૂષવેષમાં? ધન્ય છે તારી શૂરવીરતાને!*** રજપૂત રમણીને છાજે એવુંજ પ્રબળ પરાક્રમ તેં કર્યું છે. તેં વેળાસર મદદ કરી ન હોત તો વીરબાળા એજ ક્ષણે મરણશરણ થઇ જાત!"

"રાઠોડ વીર! મેં તો મારો રજપૂત ધર્મ બજાવ્યો. એવી કઈ નિર્માલ્ય રજપૂતાણી હોય જે જાણવા છતાં પોતાની બ્હેનોની લાજ લુંટાવા દે? એવી કઇ કુલાંગાર રજપૂત કન્યા હોય જે પોતાના કે પોતાની બ્હેનોના શિયળના સંરક્ષણ માટે પોતાના પ્રાણની પરવા

* જુઓ ચિત્ર.

કરે ? મારા કરતાં વીરબાળા ચડે જેણે પઠાણ સરદાર અને દિલાવરને ખરી રજપૂતાણી કેવી હોય તેનો પરચો બતાવ્યો, અને ચોમેર ઘેરાયલા ભયના વાદળને પોતાના દ્રઢ મનોબળ અને અદભૂત વીરતાથી વિદારીને અનેક રજપૂત રમણીઓને એ નરાધમોની પ્રપંચજાળમાં સપડાતી બચાવી લેવામાં પોતાની અદ્ભુત શક્તિનો ફાળો આપ્યો."

"ખરેખર વીરબાળા તેમજ રૂપાંદે તું પણ રજપૂતાઈના અણમુલા રત્નો છો ! તમે આજે રાઠોડ જાતિના ગૌરવમાં અભિવૃદ્ધિ કરી. તને કેટલા ધન્યવાદ આપું ?" સૂજાજી એ વીરાંગના તરફ આભાર ભરી નજરે જોઇ રહ્યો.

રૂપાંદે પણ એના વીરતાભર્યા મુખચંદ્રના દર્શન કરી રહી.

"એ બધું પછી. હાલ તો પેલા પઠાણોની ખબર લ્યો, રખેને અત્યાર સુધી કરેલી મહેનત તેઓ ધૂળમાં મેળવી દે !"

"પઠાણો તો બધા ન્હાસી ગયા, રૂપાંદે ! હવે ભય રાખવાનું કંઈ કારણ નથી."

"રૂપાંદે એકદમ બેઠી થઈ ગઇ. "એમ ? ચાલો, એક પાપ ટળ્યું. પણ વીરબાળાનું શું થયું ? રખે એ લુચ્ચાઓ વેરની ધૂનમાં ફરીથી એને ફસાવવાની જાળ બીછાવે ! આપ જલ્દી વીરબાળા પાસે પહોંચી જાઓ."

"ચાલો આપણે સાથેજ જઇએ રૂપાંદે ! તમને આવી સ્થિતિમાં એકલા મુકી જતાં મારૂં મન માનતું નથી."

"મારી ચિંતા ન કરો, રાઠોડ નરકેસરી ! શત્રુએ પીઠ પાછળ ઘા કરવાથી હું બેભાન થઇ પડી હતી. હવે મને કંઇજ હરકત નથી. હું ધીરે ધીરે આપની પાછળ આવું છું."

સૂજાજી સમજ્યો. અશ્વારૂઢ થઇને રૂપાંદેના વીરત્વભર્યા મુખ

તરફ ભાવ ભરી નજર કરતો તે ત્યાંથી વીરબાળા તરફ આવવા નિકળ્યો.

માર્ગમાં તેને જે રજપૂત સ્વારો મળ્યા તેમને પઠાણોની પૂઠ પકડીને તેઓને પકડવા અગર તો પોતાના રાજ્યની હદબહાર તગડી મુકવાની તેણે આજ્ઞા આપી.

## ૨૨. પ્રેમાર્પણ.

મારતે ઘોડે તે વીરબાળા પાસે આવી લાગ્યો. ત્યાં આવતાંજ તેનો આનંદ ઉડી ગયો.

વીરબાળાનું આખું અંગ લોહીથી રંગાયું હતું. ચેતનહિન બનતી જતી એની કાયા અશ્વ ઉપર ઢળી પડી હતી. મડાગાંઠની માફક પકડી રાખેલી ઘોડાની યાળના આધારે એનું અંગ અશ્વ ઉપર ટકી રહ્યું હતું!

સૂજાજીની સ્થિતિ પણ કફોડી થતી જતી હતી. પહાડમાંથી ઝરણાં ઝરે તેમ સૂજાજીની પ્રચંડ કાયામાંથી–ઠેકઠેકાણે થયેલા ઘામાંથી લોહીની ધારાઓ છુટી રહી હતી. તેનાથી વધુ વખત ઘોડા ઉપર બેસી શકાય તેમ ન્હોતું.

તે અશ્વ ઉપરથી નીચે ઉતર્યો. અતિ કાળજીપૂર્વક તેણે વીરબાળાની દેહલતાને બંને હાથે ઉપાડી લીધી અને જાળવીને જમીન ઉપર મુકી.

એ વીરાંગનાની આવી સ્થિતિ જોઈને તેનું હૃદય દ્રવ્યું. જેણે પોતાની બ્હેનોને માટે પ્રાણ પાથર્યાં તેની આ સ્થિતિ?

ચિંતાગ્રસ્ત ચિત્તે તે વીરબાળા પાસે બેઠો, તેણે પોતાની ભેટ છોડી નાંખી, એ વસ્ત્રના ચીરા કર્યા અને વીરબાળાના ઘા ઉપર પાટા

બાંધીને તેના અંગમાંથી વહી જતા લોહીના ધોધને અટકાવવાનો પ્રયાસ કર્યો.

વીરબાળાની મૂર્છા વળી. તેણે આંખ ઉઘાડી અને સૂજાજી સામે મીટ માંડી.

"તમારૂં વીરત્વ જોઇ હું દિંગ બન્યો છું. કહો, વીરબાળા! આપના શૌર્યતેજને હું શી રીતે સત્કારૂં?" સૂજાજીએ તેની કદર કરવાની ઈચ્છા દર્શાવી.

"એકજ રીતે, વીર કુમાર! મારી અંતરની ઇચ્છા પૂર્ણ કરીને!"

"કહો, કહો, તમારી જે ઈચ્છા હોય તે કહો. સૂજાજીમાં પ્રાણ હશે ત્યાં સુધી તે જરૂર તમારી ઈચ્છા પૂર્ણ કરશે."

"મારી ઇચ્છા પ્રભુકૃપાએ પરીપૂર્ણ થઇ છે, કુમાર! હું નિશદિન આપના નામની માળા જપતી હતી. આપને હું હૃદયથી વરી ચૂકી હતી. મારવાડનરેશ મારા જેવી રંક રજપૂત કન્યાનો હાથ ગ્રહણ કરે એ સર્વથા અસંભવનીય છે એમ મારાં સગાવ્હાલાં મને સમજાવતાં, પરંતુ તેમ ન થાય તો પણ મેં તો આપની માનસિક પૂજામાં—આપના ચિંતવનમાં આયુષ્ય વીતાડવાનો નિશ્ચય કર્યો હતો. પ્રભુએ આજે અનાયાસે મારી એ ઇચ્છા ફળીભૂત કરી. હવે હું નિરાંતે મરીશ."

"એમ ન બોલો, વીરબાળા! તમારા જેવી વીર રજપૂતાણીથી તો જોધપુરના રાણીવાસની કીર્તિ વધુ ઉજ્જવળ બનશે. તમારા જેવી વીર રમણી તો ગુમાવેલી રજપૂત સ્વતંત્રતા પાછી મેળવવામાં મોટી મદદ રૂપ થઈ પડશે. તમારા જેવી શૂરી સ્ત્રીનો પતિ ગણાવામાં તો આ સૂજાજીનું ગૌરવ ઓર વધશે."

"પરંતુ વિધિનું તેવું નિર્માણ જણાતું નથી. પેલા શત્રુએ મારેલા

જમૈયાને ઝેર પાયું હોય એવી મને શંકા થાય છે, કારણ કે મારી નસે નસ ખેંચાતી જાય છે, મારો કાળ વધુ ને વધુ નજીક આવતો જાય છે. પરંતુ આપના વક્ષઃસ્થળ ઉપર માથું મુકીને મરવાનો પ્રસંગ મને પ્રાપ્ત થશે તો હું સુખેથી મરીશ. મારા આત્માને તેથી પરમ શાંતિ થશે."

સૂજાજીએ વીરબાળાનું મસ્તક પોતાના વક્ષઃસ્થળ ઉપર રાખ્યું, છાતી સાથે ચાંપ્યું અને પ્રેમપૂર્વક તેના મુખ ઉપર હાથ ફેરવવા લાગ્યો.

એટલામાં અસંખ્ય રજપૂત કન્યાઓને લઈને રૂપાંદે ત્યાં આવી લાગી.

રૂપાંદેને પોતાની પાસે બોલાવીને વીરબાળા ક્ષીણ સ્વરે બોલવા લાગી, "રૂપાંદે! વીર સૂજાજીની પ્રેમછાયામાં વધુ વાર રહેવાનું મારા ભાગ્યમાં નિર્માણ થયું નથી, પરંતુ તારી તીવ્ર ઇચ્છા છે તો હવે તું તેની પ્રેમભાગિણી થજે અને પ્રેમપૂર્વક તેમની સેવા કરજે. મારે ખાતર રાઠોડ વીર તારો હાથ સ્વીકારશે એવી મને ખાત્રી છે."

રૂપાંદેનો હાથ લઈને તેણે સૂજાજીના હાથમાં મુકયો.

સૂજાજીએ રૂપાંદેનો હાથ ગ્રહણ કર્યો અને કહ્યું, "વીરબાળા! તમારી મૃત્યુશય્યા ઉપરની માગણીનો હું અસ્વીકાર કરી શકતો નથી. ભલે રૂપાંદે મારી પ્રેમભાગિણી થાય. પરંતુ મારા આયુષ્યનું કંઈ ઠેકાણું નથી, મારૂં શરીર ઠેકઠેકાણે ઘાથી છેદાયું છે."

"હરકત નહિ, વીર નર!" રૂપાંદેએ તેના વચનોનો મર્મ સમજીને ઉત્તર આપ્યો, "રજપૂત બાળાઓ મૃત્યુથી ડરતી નથી. સાચી રજપૂતાણી તો સ્વામીના જીવતાં તેની સેવામાં રહે છે, અને સ્વામીનું મૃત્યુ થતાં તેની સાથે જ સ્વર્ગે સંચરે છે."

"ધન્ય રૂપાંદે !" વીરબાળાએ તેને અભિનંદન આપ્યું અને પુનઃ બોલી, "બ્હેન, આ બધી રજપૂત બ્હેનો સાથે મળી એક વીરગાન ગાઓ, સૂજાજીનાં યશોગાન ગાઓ, હું તે સાંભળતાં સાંભળતાં મારા પ્રિયતમ સૂજાજીના ગુણગાનમાં રાચતી પરમ શાંતિમાં સ્વર્ગે સંચરીશ."

## ૨૩. યશોગાન !

રૂપાંદેની સૂચના મુજબ બધી રજપૂતાણીઓ સૂજાજી તથા વીરબાળાની આસપાસ કુંડાળું વળીને ઉભી રહી. રૂપાંદેએ વીરગાન ઉપાડયું. અન્ય કુમારીકાઓ તથા સ્ત્રીઓ તે ઝીલવા લાગી. વાતાવરણમાં વીરરસની રમઝટ જામી.

સુતાને જગાડે, પ્રમાદિને પ્રેરણા આપે, અને કાયરને શૂરવીર બનાવી મુકે એવું વીરરસભર્યું ગાન અને પોતાના પ્રેમપાત્ર સૂજાજીના યશોગાન સાંભળતાં સાંભળતાં જ વીરબાળાનો આત્મા તેના દેહપિંજરમાંથી ઉડી ગયો.

સૂજાજીનું શરીર પણ ઠેકઠેકાણે છેદાયું હતું. વીરબાળા તેમજ યુદ્ધમાં મરાયલા રજપૂત સ્વારોના અગ્નિસંસ્કારની વિધિ થઈ ગયા બાદ સૂજાજી પાટનગર—જોધપુરમાં આવ્યા, અને ઘા રૂઝાવવા માટે પાટાપીંડીના ઉપચારો શરૂ થયા. રૂપાંદે રાત દિવસ ભાવપૂર્વક તેની સેવા સુશ્રુષા કર્યા કરતી અને તેને સત્વર આરામ થઈ જાય તેમ પ્રભુ પાસે પ્રાર્થતી.

પરંતુ સૂજાજીના ઘા એટલા બધા ઉંડા અને જીવલેણ હતા કે કોઇ પણ ઉપાયે તે નજ રૂઝાયા. લગભગ એક મહિના સુધી ખાટલે પડયા પછી સંવત ૧૫૭૨ ના ભાદ્રપદ માસમાં તેણે આ અસાર સંસારનો ત્યાગ કર્યો.

અંતકાળ સમીપ આવ્યો તે વખતે પણ રજપૂત કુમારિકાઓ તેની આસપાસ ઉભી રહીને વીરગાન ગાતી હતી. સૂજાજીએ તે સાંભળતાંજ પ્રસન્નતાપૂર્વક પ્રાણ ત્યાગ કર્યો.

રૂપાંદે હસતે મોઢે તેની પાછળ સતી થઇને સ્વર્ગે સંચરી.

આજે પણ રાજસ્થાનના ભાટ ચારણો વીર સૂજાજી, વીરબાળા, રૂપાંદે અને એમના જેવા રાઠોડ વીરો અને વીરાંગનાઓની વીરતાનાં વખાણ કરે છે અને પાર્વતીતૃતીયાના મેળા વખતે લોકો તેમનું સ્મરણ કરી તેમના તરફ પોતાનો પૂજ્યભાવ પ્રદર્શિત કરે છે. ધન્ય છે એવા વીર પુણ્યાત્માઓને !







# પરાક્રમી પાંચુ

## ૧. હોડ.

"એલા ઈ પાંચુડીના ખેતર આગળ રખે ઢુંકતો !"

"કાં ? એના માથામાં કંઈ ગજ વાલ્યા છે ?"

"ઈ તો ભગવાન જાણે, પણ એણે જતરડો× એવો તો સાધેલો છે કે એકેજ ઘાએ સામો માણસ બેવડ વળી જાય. પરમ દી'નીજ વાત. ઓલો અરજણ ચોરીની દાનતથી એના ખેતરમાં પેઠો, ખેતરના શેઢા આગળ કામ કરતી પાંચુ ડોશીએ એને ચોરી કરતાં દીઠો, તરતજ એણે અચ્છેરીયો પાંચીકો ઉપાડયો, અને જતરડામાં મુકીને ચકરચકર ફેરવીને એવો તો તાકીને ફેંકયો કે બરાબર એના કાંડા ઉપરજ ઘા લાગ્યો.• એના મ્હોંમાંથી અરેરાટી નિકળી ગઇ અને હથિયાર હાથમાંથી હેઠું પડી ગયું. એ જીવ લઈને ભાગ્યો, પણ બિચારો ત્રણ દિવસથયા ખાટલે પડયો છે."

"કાં !"

"અરે બિચારાનું કાંડુંજ ખડી ગયું છે. એ તો પાંચુ ડોશીનો જતરડો ! બરાબર બંદુકની ગોળી જોઈ લ્યો ! ગોફણ તો ઘણાય ચલાવે છે પણ આ ડોશીની ગોફણથી તો તોબા ભગવાન ! એના

---

× ગોફણ • જુઓ પૃ. ૧૭૨–૧૭૩ ઉપરનાં સામસામાં ચિત્રો.



પાંચીકો જતરડામાં મુકીને ચકર ચકર ફેરવીને એવો તો તાકીને ફેંક્યો કે......[પૃ. ૧૭૧]

જતરડાની બીકે તો કોઈ એના ખેતર સામે મીટ માંડી શકતું નથી."

"હવે જોઇ જોઈ એ પાંચુડી! એ તો પગ પૂજે હીપા કાઠીના કે આવો સારો દી' દીઠો."

"તખુભા! તમે તો હીપા કાઠી સિવાય બીજા કોઇને ભાળતા-જ નથી. વાતવાતમાં તેનાજ વખાણ. પાંચુ ડોશી હોય નહિં અને આ પડતર જમીન ખેડાઇને આવી આબાદ બને નહિં. પગ તો પૂજવા જોઇએ ઉલટા હીપા કાઠીએ કે પાંચુના પ્રતાપે તેને આટલી બધી ઉપજ થાય છે."

"ઠીક છે એ તો બધું રમુભા! એ ડોશીએ હમણાં હમણાં બહુ ઉપાડો લીધો છે, પણ કોક દી' હીપાની નજરમાં આવશેને તો

એને ચાંચડની માફક ચપટીમાં ચોળી નાખશે!"

તખુભાની આ શેખાઈ રમુભા સાંખી ન શક્યો. પરિણામનો વિચાર કર્યા વિનાજ પોતાની મૂછ ઉપર હાથ ફેરવતાં એણે કહી દીધું, "ચાલ હું હોડ બકું છું. તારો હીપો કાઠી આ પાંચુ ડોશી વિના પોતાની જમીન આબાદ બનાવે તો મારી મૂછ મુંડાવી નાખું!"†

રમુભાની આ હોડે તખુભાના પેટમાં તેલ રેડાયું. એણે મનમાં જ નિશ્ચય કર્યો, "ગમે તેમ થાય, પણ રમુભાને હોડમાં હરાવું અને એ પાંચુ ડોશીનું પાણી ઉતારૂં તોજ મારૂં નામ તખુભા!

## ૨. ખેડ ખેતર ને પાણી.

એક વખત એવો હતો કે અનેક આંખો એના અનુપમ સૌંદર્યના દર્શન માટે તલસતી. એના માંસલ અવયવો, ઘાટીલી દેહલતા, ઘઉં વર્ણો છતાં ઉજળો વાન, અને ઘુંઘટ પાછળ નૃત્ય કરતી તેની મારકણી આંખો જોઈને અનેક યુવાનો મુગ્ધ બનતા અને એ યૌવનવાડીના રસમાળીની ઈર્ષા કરતાં મનમાં ને મનમાં બળી જતા.

અત્યારે એવો વખત છે કે એ સૌંદર્યકળી અણુધારી આફતથી કરમાઈ



બરાબર એના કાંડા ઉપરજ ઘા લાગ્યો [પૃ. ૧૭૧]

† જુઓ પૃ. ૧૭૪ ઉપરનું ચિત્ર

ગઈ છે. એના સૌંદર્યને બદલે હવે એની સહનશીલતા જોઈને લોકો મુગ્ધ બને છે અને તેના તરફ સહાનુભૂતિ ભરી નજરે નિહાળે છે.



'તો મારી મૂછ મુંડાવી નાખું!' [પૃ. ૧૭૩]

એક વખતની એ સૌંદર્યમૂર્તિ તે હાલની પાંચુ ડોશી. યૌવના હતી ત્યારે એ પોતાના પતિની સાથે સુખહિંડોળે હિંચતી, અત્યારે

એ ટાઢતડકો વેઠીને ઉઘાડા, વનવગડામાં એકલી અટુલી પોતાના ખેતરનું–એ ખેતરમાંના મોલનું રક્ષણ કરતી જીવનસંગ્રામ ખેડી રહી હતી.

પાંચ પાંચ પુત્રોની અણમૂલી પુંજી પાછળ મૂકીને પાંચુનો પતિ સ્વર્ગને પંથે પરવર્યો. પાંચુના સુખનો સૂર્ય અચાનક અસ્ત થયો.

પરંતુ એ અણમૂલી પુંજીને સંભાળવા માટે ધનરૂપી પુંજીની જરૂર હતી. પાંચુનો પતિ જીવ્યો ત્યાં સુધી નિર્વાહ જોગું કમાતો અને ધણીધણીયાણી સુખે રોટલો ખાતા. પરંતુ હવે પાંચુ એકલી પડી અને નિર્વાહ કેવી રીતે કરવો એ મોટો પ્રશ્ન થઈ પડયો. પાંચે પુત્રો નાના હતા. એ બધાને ઉછેરવાની ઉપાધિ સાથે ઉદરનિર્વાહની ચિંતાએ એ વિધવાને અકળાવી મુકી.

પરંતુ એ અકળામણ ક્ષણિક નિવડી. એની બુદ્ધિએ મુક્તિનો એક માર્ગ શોધી કાઢયો.

ભાલ પ્રદેશમાં તેણે વિશાળ પડતર જમીન જોઈ. આ જમીન ખેડાય તો પુષ્કળ પાક પેદા થાય એવી તેણે ખાત્રી કરી લીધી. એ પ્રદેશ ઉજ્જડ હોવાથી ત્યાં વસવાની કોઈ હિમ્મત કરતું નહોતું. પાંચુએ જોયું કે આ પ્રદેશમાં વસવાટ થાય તો ભૂમિનો દસકો ફરી જાય અને સાથે પોતાનું નસીબ પણ ખીલી જાય.

જમીનદારોએ તેની માગણી સ્વીકારી અને પોતપોતાની જમીન નજીવો બદલો લેવાના ઠરાવથી તેને ખેડવા આપી. પાંચુએ બીજા ખેડુતોને સમજાવ્યા, રેણાક કરવા માટે થોડાં છાપરાં બંધાવ્યાં, અને જ્યાં પડતર જમીન હતી ત્યાં નાનો શો નેસ થઈ પડયો. જંગલમાં મંગળ બનાવનાર પાંચુ ડોશી તરફના પૂજ્યભાવને લીધે લોકોએ એ નેસને ‘પાંચુ ડોશીનો નેસ’ એ નામ આપ્યું.

પાંચુએ પોતાની રહીસહી બધીયે પુંજી ખેતીમાં રોકી, બે બળદ

ખરીદીને નવા સાહસનું મંગળાચરણ કર્યું, ખેડ કરવા માટે સાથીઓ રાખ્યા, અને ખૂબ ખાતર નાખીને જમીનને ફળદ્રુપ બનાવી.

'**ખેડ ખાતર અને પાણી ધનને લાવે તાણી**' એ કહેવતનો લાભ લેવાનું **પાંચુ** ન ચૂકી. જાતી દેખરેખ અને ખંતભરી મહેનતથી **પાંચુ**એ પડતર જમીનને રસાળ બનાવી દીધી. લોકો કહેતા કે **પાંચુ**એ તો પોતાની જમીનને 'માથા વાઢીને વાવ્યાં હોય તો પણ ઉગી નિકળે'* એવી ફળદ્રુપ બનાવી દીધી છે!

**પાંચુ** એ નેસની રાણી સરખી થઈ પડી. ત્યાં વસીને આબાદ થયેલા ખેડુતો એ સૌ **પાંચુ**નોજ પ્રતાપ છે એમ માનીને તેનો પાડ માનવા લાગ્યા. સૌ કોઈ **પાંચુ**ને પુછીને પાણી પીતું. **પાંચુ** પણ બધા તરફ મમતાભર્યું વર્તન રાખતી.

જેમ જેમ પુત્રો મોટા થતા ગયા તેમ તેમ ખેતીનું કામ ઉપાડી લેવા લાગ્યા. '**દી' વાળે ઈ દીકરા**' એ કહેવત **પાંચુ**ના પુત્રોએ સાચી પાડી.

**પાંચુ**નો દિવસ ફર્યો. પતિના મૃત્યુથી નિરાધાર થઈ પડેલી **પાંચુ** હવે સાધનસંપન્ન બની.

ધીરે ધીરે તેણે પાંચે પુત્રોને પરણાવ્યા. **પાંચુ** સાસુ બની અને પાંચે વહુઓનાં ચેતનવંતા પગલાંથી **પાંચુ**નું ઘર ગાજી ઉઠયું.

આજ સુધી જે માણસો **પાંચુ**ને નિરાધાર વિધવા ગણીને તેના તરફ સહાનુભૂતિ ભરી નજરે જોતા હતા તેજ માણસો હવે જુવાનજોધ જેવા પાંચ પાંચ પુત્રોની માતા અને પદમણી જેવી પાંચ પાંચ પુત્રવધુઓની સાસુ બનેલી **પાંચુ** ડોશી તરફ ઈર્ષાભરી નજરે જોવા લાગ્યા.

પરંતુ **પાંચુ** ડોશીને કોઈની દરકાર નહોતી. ઈશ્વર ઉપર દૃઢ

---

* અતિ ફળદ્રુપ જમીનને માટે ખેડુતોમાં આ કહેવત વપરાય છે.

શ્રદ્ધાવાળી એ ડોશી નીતિ અને પ્રમાણિકતાનું બખ્તર સજીને જગતના પ્રપંચી અને અદેખા આદમીઓની સામે ટક્કર ઝીલી રહી હતી.

હવે એ યૌવના મટીને વૃદ્ધા થઈ હતી, યુવાવસ્થાના તનમનાટને બદલે તેનામાં વૃદ્ધાવસ્થાનું ગાંભીર્ય આવ્યું હતું, છતાં શરીરમાં તો એનું એ જોમ હતું, કાર્ય કરવાનો ઉત્સાહ એમને એમ ટકી રહ્યો હતો. પુત્રો ખેડના કામે જતા અને વહુઓ ઘરકામમાં જોડાઈ જતી ત્યારે આ વૃદ્ધા પોતાના હાથમાં ગોફણ લઇને ઘરની બહાર નિકળી પડતી અને પોતાના ખેતરોની આસપાસ આંટા મારીને ખેતરમાં ઉગેલા મોલનું પશુપંખીઓથી રક્ષણ કરતી.

ગોફણ એના હાથે એવી બેસી ગઇ હતી કે એની સણુસણાટી સાંભળતાંજ પંખીઓ ઉડી જતા, અને એ ગોફણમાંથી છુટેલા એકાદ કાંકરાનો પ્રહાર એક વખત ચાખનાર પશુ એ ખેતર તરફ આખી જીંદગીમાંય કદી બીજી વાર આવવાની હિમ્મત ન કરતું.

આજ કારણને લીધે મોલની કે ખેતરમાં પડેલા માલની ચોરી કરવાની ભાગ્યેજ કોઇ હિમ્મત કરતું, અને કરતું તો તેના અરજણના જેવા હાલ થતા.

કાળી ચીસ પાડતો અરજણ ખેતરમાંથી નાઠો અને ખાટલે પડયો. ગોફણના ઘાથી ખડી ગયેલું એનું કાંડું મહામુશીબતે ઠેકાણે આવ્યું, પરંતુ કાયમને માટે ત્યાં કળતર થવા લાગી, અને પાંચુની ગોફણના પ્રતાપની સાક્ષી પૂરવા લાગી.

ઘેર ઘેર આ વાત ચર્ચાવા લાગી, અને હીપા કાઠીના ખુશામતખોર હજુરિયા–તખુભાના કાન સુધી પહોંચી. પશુપંખીને તો ઠીક પણ આદમીને આવી રીતે હેરાન કરનાર પાંચુડોશી તરફ તેને તીરસ્કાર ઉપજ્યો. ભોગજોગે રમુભાએ બળતામાં ઘી હોમ્યું, અને ઇર્ષાનો અગ્નિ એકદમ સળગી ઉઠયો. એ ઇર્ષાગ્નિમાં પાંચુડોશીની પ્રતિષ્ઠાને બાળીને ભષ્મ કરી નાંખવા તખુભા તત્પર બન્યો.

## ૩. રણચંડી.

મેઘરાજા કોપે ત્યારે જગતને બે રીતે સંતાપે—કાંતો અનાવૃષ્ટિથી અને કાંતો અતિવૃષ્ટિથી. બંનેની અસર દુઃખદાયક. એક સુકો દુષ્કાળ પાડે તો બીજી લીલો દુષ્કાળ દેખાડે. બંનેમાં માનવ પ્રાણીઓનો મરો!

એક વખત 'પાંચુનો નેસ' અનાવૃષ્ટિના વિકાળ જડબામાં સપડાયો. લોકો હવે શું કરશું એ વિચારથી નિરાશ બની ગયા, પરંતુ પાંચુ એમ હિમ્મત હારી જાય તેવી નહોતી. રાતદિવસ મહેનત કરીને તેણે કાચા કુવા ખોદાવ્યા અને કુવેતર પાકની કામચલાઉ સગવડ ઉભી કરી. ઢોરઢાંખરને નીણુ પુળાની ટાંચ * ન પડે તે માટે તેણે પુરતા પ્રમાણમાં ચાસટીયો× પણ વાવી દીધો.

ખાતરથી તર થયેલી જમીન એટલે પાણીનું પુરતું સાધન મળતાં ચાસટીયો માથોડું માથોડું ઉંચો થયો. દૂરથી જોનારને એકાદ શેરડીનું ખેતર લાગે!

પવનની લ્હેરથી ચાસટીયો હિલોળે ચડે ત્યારે તેમાંથી અજબ ધ્વનિ નિકળે. એકાદ સુંદર સંગીતનું શ્રવણ કરતી હોય એટલા રસ પૂર્વક પાંચુ ડોશી એ ધ્વનિ સાંભળી રહેતી અને લીલાછમ ચાસટીયા તરફ ધારી ધારીને જોઈને આંખોને ઠારતી.

નેસને ફરતા ગામડાઓમાં સામાન્ય રીતે અનાજનો સંગ્રહ તો હતો, પરંતુ ઘાસચારાની તંગી પડવાની બ્હીક સૌને લાગતી. માલધારી રબારીઓ અને ભરવાડો સારા વખતમાં તો પોતાના ઢોરોને ગૌચરમાં તેમજ વનવગડામાં ઉગેલી લીલોત્રીમાં ચરાવતા અને સુખેથી ગુજારો કરતા. પરંતુ અનાવૃષ્ટિના પરિણામે આ વરસે ધરતી સાવ કોરી ધાકોડ રહી ગઈ હતી અને ચરાવવાનું કંઈ સાધન ન્હોતું. માલ+ હાંકીને પરહદમાં જવા સિવાય બીજો ઉપાય ન્હોતો.

---

* તાણ, ખોટ. × સુંઢીઓ. + ગાય, ભેંસ, બકરાં વિગેરે પશુઓ—જાનવર.

એવામાં તેમણે સાંભળ્યું કે પાંચુ ડોશીએ ચાસટીયો ખૂબ વાવ્યો છે. તેમની દાનત ફરી. આ મફતીયો માલ ઉડાવવાનું તેમને મન થયું.

પરંતુ પાંચુના પરાક્રમો તેમના કાને પડયા હતા. આ જમદૂત જેવી ડોશીના હાથમાં સપડાયા તો મુઆ પડયાજ સમજવા એવો ધ્વનિ સૌના અંતરમાંથી નિકળતો, અને તેમના પગ પાછા પડતા.

'ગરજવાનને અક્કલ ન હોય' તેમ અંતે તેમણે સાહસ ખેડવાનો નિર્ધાર કર્યો. પાંચ દસ જણાએ ભેગા મળીને એ દિશાએ જવું અને નેસથી થોડે છેટે પોતાના માલ સાથે પડાવ નાંખીને રાતને વચતે પાંચુ ડોશીના ચાસટીયામાં ઢોરઢાંખરને ચરવા છુટા મુકી દઈ તેમનું રક્ષણ કરવા માટે બધાયે સાથે સાથે ફરવું એવી સંતલસ કરવામાં આવી.

તેઓ આવ્યા. દુષ્કાળના વખતમાં જ્યાં સુકા ચારોલાના પણ સાંસા હોય ત્યાં લીલોછમ સ્વાદિષ્ટ ચાસટીયો મળે એટલે પછી પુછવુંજ શું ? દૂધપાક જોઈને દુકાળીઓ જેમ અધીરો થઈ જાય તેમ ગાયો અને ભેંસો અધીરી બની અને ઉભા પાકમાં પડીને ચાસટીયાને પગતળે છુંદતી કચરતી પોતાનો એ સ્વાદિષ્ટ ખોરાક અકાંતરીયાની માફક ખાવા લાગી.

થોડોજ સમય જો આવી રીતે વીત્યો હોત તો ચાસટીયાનું અડધું ખેતર સફાચટ બની જાત. પરંતુ પશુઓનો પગરવ સાંભળતાંજ હાકોટો દેતો એક આદમી લાંબી ડાંગ લઈને ખેતરના છેડેથી એ તરફ દોડતો આવ્યો અને ચાસટીયાનો સંહાર કરતી ગાયોને પાછી વાળવા લાગ્યો.

ભરવાડોનું માથું ફર્યું. તેઓ પોતાની કડીયાળી ડાંગ ઉગામીને તેની સામે થયા.

પરંતુ એ આદમી એમ ગાંજ્યો જાય તેવો ન્હોતો. એના હાથમાં પણ કડીયાળી ડાંગ હતી. તલવારના પટા ખેલતો હોય તેમ પોતાની ડાંગને ચોમેર ઘુમાવતો તે ભરવાડોની ડાંગોના પ્રહારો ઝીલવા લાગ્યો.

'કટાક ! કટાક ! કટાક !' ડાંગોના અવાજથી ગાયો ચમકી અને દોડાદોડ કરવા લાગી.

ભરવાડો ગભરાયા, પરંતુ આ આદમી છુટો રહે ત્યાં સુધી પોતાનું ધાર્યું થઈ શકશે નહિં એ માન્યતાથી તેઓ એને ભીંસવાનો પ્રયાસ કરવા લાગ્યા.

પરંતુ એ આદમી તો એમના માથાનો મળ્યો. પોતાની આસપાસ ફરી વળેલા કુંડાળાને યુક્તિપૂર્વક ભેદીને તે બહાર નિકળી ગયો, અને જતાં જતાં એક ભરવાડના લમણામાં ડાંગની કુંડલીનો પ્રહાર કરતો ગયો.

છંછેડાયલો સિંહ જેમ પોતાના શિકાર ઉપર ત્રાપ મારે તેમ એ ભરવાડ પેલા આદમીની પાછળ ધસ્યો. પેલો આદમી એક કોર ખસી ગયો, ધસી આવતા શત્રુને તેણે ત્વરાથી હડસેલો માર્યો, અને તેને ભોં ભેગો કર્યો.

જોતજોતામાં તો એ આદમી જમીનદોસ્ત થયેલા શત્રુની છાતી ઉપર ચઢી બેઠો અને પોતાની ભેટમાં ખોસેલો જમૈયો કાઢીને તેણે શત્રુની છાતી સામે ધર્યો.

બીજા બધા ભરવાડો એ આદમીને પુરો કરી નાખવા માટે આગળ ધસવાની તૈયારીમાં હતા તેવામાં તેના હાથમાં ઝગમગતો જમૈયો જોઈને તેમના રામ રમી ગયા. રખેને પોતે એ જમૈયાના ભોગ બને એ ભયથી બધા ઉભી પુંછડીયે ત્યાંથી ભાગી ગયા. પોતાના ભેરનું શું થશે તેનો વિચાર કરવાનું પણ કોઈને સુઝયું નહિં. કેવા સ્વાર્થી !

ભોં ભેગા થયેલા ભરવાડની છાતી ભીંસાતી હતી. જમૈયો જોતાંજ તેની આંખો ફાટી. મોતને ને પોતાને બે ડગલાનું છેટું લાગ્યું. જીવન! એ મનુષ્યમાત્રને માટે કેવી મોંઘેરી વસ્તુ છે! એ ભરવાડે પણ મોતમાંથી ઉગરવા માટે ખૂબ ફાંફાં માર્યાં. પોતાની તમામ શક્તિ એકત્ર કરીને તે શત્રુના સકંજામાંથી છુટવાની ગડમથલ કરવા લાગ્યો.

એ ગડમથલમાં પેલા આદમીના માથા ઉપરની પાઘડી છુટી ગઈ અને માથું ઉઘાડું થઈ ગયું. એ માથા ઉપરનો કાળા નાગ સમો ચોટલો છુટો થઈને વેરાઈ ગયો! ભરવાડ આશ્ચર્યચકિત થયો. આ તે આદમી કે ઓરત?

નાસી જતા ભરવાડો વળી વળીને પાછું જોતા જતા હતા. તેમણે આ વિચિત્ર દ્રશ્ય જોયું અને તેમના આશ્ચર્યની અવધિ થઈ. મહિષાસુરનો વધ કરનારી દેવી ચંડિકા સમી આ વિકાળ સ્ત્રી મરણિયા બનેલા કો રણશૂરા રજપૂતની માફક શત્રુનો સંહાર કરવા તત્પર બની હતી!

ભયભિત બનેલા એ ભરવાડો મૂઠી વાળીને દોડવા માંડયા.

## ૪. જમદૂત શી ડોશી!

અને ભોં ભેગો થયેલો—જીવનસંગ્રામ ખેલતો પેલો ભરવાડ? માથા ઉપર વિખરાયલો ચોટલો જોતાંજ તેના મુખમાંથી ઉદ્ગાર નિકળી પડયો, "કોણ **પાંચુ** ડોશી?"

"હા **પાંચુ**! મુઆ માબઈ!* બાપનો માલ હતો કે ઢોરને આમ ઉભા મોલમાં છુટા ચરવા મુકી દીધા? અને વળી ચોરી પર સરજોરી કરતાં મને દબાવતા આવ્યા? મારા જેવા બૈરા સાથે બાથ ભીડવાની હામ પણ તારામાં કયાં છે? **તું તો આ જમૈયાના એકજ ઘાનો ગરાગ છે!**"×

---

* નમાલો-નિર્માલ્ય. × જુઓ પૃ. ૧૮૨ ઉપરનું ચિત્ર.

ભરવાડે પોતાની છેલ્લી ઘડીઓ ગણાતી જોઈ. ધણી વિનાના ઢોર સમી રઝળતી પોતાની ગાયો, ઘરે વાટ જોઈને બેઠેલી પોતાની નવજોબન નારી, નિર્દોષ વાત્સલ્યભર્યાં પોતાના વ્હાલસોયા બાલુડાં: આ સર્વ તેની કલ્પનાસૃષ્ટિમાં એક પછી એક આવવા લાગ્યા અને તેના મનને વિહ્વળ બનાવવા લાગ્યા. આમ કમોતે મરવું તેને ન ગમ્યું.

બંને હાથ જોડીને પગે લાગતાં ગળગળે સાદે તેણે વિનંતિ કરી,



'... હું તો આ જમૈયાના એકજ ઘાનો ગરાગ છું!' [પૃ. ૧૮૧]

"પાંચુ મા! માવડી! મને માફ કરો. મેં જખ મારી. હવે આ તરફ નજર કરૂં તો ખોડીયાર માતા મને ભરખે!"

"ઠીક છે, આજે તને જીવતો જવા દઉં છું. પણ એમને એમ તો નહિંજ. મારો મોટો* તને વળાવવા આવશે.

એકાએક કંઈ વિચાર આવ્યો હોય તેમ પાંચુડોશી એ ભરવાડની છાતી ઉપરથી ઉભી થઈ ગઈ અને તેની પાઘડી ખેંચી કાઢી. એ પાઘડીથીજ ભરવાડના હાથ બાંધીને તેને ચતુર્ભુજ બનાવ્યો.

"ચાલ! મોં સુજણું થાય ત્યાં સુધી પેલી ખાટલી ઉપર પડયો રહે!"

જમદૂત શી આ ડોશીની આજ્ઞા ઉથાપવાનું સાહસ એ ભરવાડથી થઈ ન શક્યું. તે મુંગો મુંગો આગળ ચાલ્યો અને ખેતરના મધ્ય ભાગે પડેલી એક સાથીની તુટીફુટી ખાટલી ઉપર બેસી ગયો.

"વચમાં નહિં, આ ખૂણે—પાયા આગળ બેસ!"

ભરવાડે તેમ કર્યું.

મ્હોંમાં જમૈયાનો હાથો પકડીને પાંચુએ એ ભરવાડના બંને પગ ખાટલાના પાયા સાથે બાંધ્યા.

પીઠ પાછળ બંને હાથ બાંધેલા, આગળ પાયા સાથે બંને પગ બાંધેલા, એટલે એ ભરવાડ કોઈ રીતે ચસી શકે તેવું ન્હોતું. તેને એ સ્થિતિમાં મુકીને પાંચુ પડખેના ખેતરમાં ગઈ અને દૂર એક સાથી તાપણી તાપતો બેઠો હતો તેને તેણે બોલાવ્યો.

"દાના! ઘરે જા! મોટાને કહેજે કે અહીં એક પરોણા× આવ્યા છે, માટે ઉભે પગે અહીં આવી જાય."

સાથી વિચારમાં પડી ગયો. અત્યારે—આવા વખતે પરોણા અને તે પણ ખેતરમાં?

* મોટો દીકરો. × મ્હેમાન.

પરંતુ પાંચુને પ્રશ્ન કરવાની તેનામાં તાકાત નહોતી. પાંચુ બોલે એટલે મુંગે મોઢે તેનો અમલ થવોજ જોઇએ. ઘેર જઇને તે પાંચુના મોટા પુત્રને તેડી આવ્યો.

"મોટા! આ આપણા પરોણાને સાજા નરવા એના ઘર ભેગા કરી આવ, બાપલા! બિચારા પરોણાગત ચાખીને ધરાઈ ગયા છે!"

મોટા પુત્રે ખાટલા સાથે બાંધેલા ભરવાડ તરફ જોયું. પલક માત્રમાં તે વસ્તુસ્થિતિ સમજી ગયો. તેણે પોતાની કમરે લટકતા મ્યાનમાંથી તલવાર કાઢી.

ભરવાડની કાયા કંપી ઉઠી.



'આ તલવાર કોઇની શરમ રાખે તેવી નથી. [પૃ. ૧૮૫]

"બ્હીતા નહિં, બાપ! મારો મોટો તમને હીમખીમ તમારા ગામ પહોંચાડી દેશે—પણ જો જો, એક અક્ષર પણ ઉચ્ચાર્યા વિના મુંગા મુંગા આગળ થજો, નહિં તો આ તલવાર કોઈની શરમ રાખે તેવી નથી." *પાંચુ ડોશીએ ચેતવણી આપી.



ચતુર્ભુંજ બનેલો એ ભરવાડ શરમનો માર્યો માથું નીચું રાખીને બેઠો છે. [પૃ. ]

ભરવાડના પગ છુટા કરીને તેને ચતુર્ભુજ દશામાંજ પોતાની આગળ કરીને પાંચુના પુત્રે એ ખેતરનો ત્યાગ કર્યો.

× × × ×

પ્રાતઃકાળે એ ભરવાડના સગાવ્હાલાએ જોયું કે ચતુર્ભુજ બનેલો એ ભરવાડ ગામની ભાગોળ આગળની આમલી નીચે શરમનો માર્યો માથું નીચું ઢાળીને બેઠો છે!×

## ૫. પાંચ પાંચ પદમણી!

"'ખોદે ઉંદર અને ભોગવે ભોરીંગ' એના જેવું આ તો થાય છે, બાપુ!"

* જુઓ પૃ. ૧૮૪ ઉપરનું ચિત્ર × જુઓ ચિત્ર

"શું છે વળી! મા...ળા તખુભાને તો રોજને રોજ નવો મુદ્દો સુજે છે."

"એમ ન કહો બાપુ! તખુભા વગર વિચાર્યું વેણ કદી ન ઓચરે!"

"ત્યારે કહો એ બોલે છે ઈ વાતનો મેળ ક્યાં મળ્યો?" હુક્કાની નળી મ્હોમાં મુકતાં મુકતાં બાપુ બોલ્યા અને મૂછે તાવ દેતાં દેતાં પોતાના આતુર નયનો તખુભા તરફ ઢાળ્યાં.

'પાંચુના નેસ'નો મૂળ માલિક જમીનદાર હીપો કાઠી ડાયરો ભરીને બેઠો હતો. ડાયરામાં અલકમલકની વાતો થતી હતી. સૌને કસુંબાનો કેફ ચડયો હતો અને આખો ડાયરો ગામગપાટાને હિલોળે ચડયો હતો. લાગ જોઈને તખુભાએ વાત છેડી અને પરનિંદામાં પ્રવીણ બીજા હજુરિયાઓ એ વાતને ચોળીને ચીકણી કરવામાં પાછા ન પડયા.

"મેળ તો બરાબર બેસે છે. આ જુઓને-જમીન તમારી-એ ભોંય તમારા બાપદાદાએ માથા એક કોર મુકીને મેળવેલી. માલિક તમે અને ભોગવટો કરે પેલી પાંચુડી. જાણે પોતાના બાપનીજ જમીન ન હોય એમ એતો ફાટી ફરે છે અને તમારૂં નામ દઈએ તો પણ ન ગણકારતાં મનનું ધાર્યું કરે છે!" લધુભા તખુભાની વ્હારે ધાયો. એ પણ ઘણા દહાડા થયાં પાંચુડોશી ઉપર મનમાં બળી રહ્યો હતો.

"બસ એજ ને? મા...ળા ગાંડા નહિં તો! એણે મહેનત કરીને જમીનને ખેડાણુ બનાવી એટલે એનો લાભ તો એ લ્યેજને! કોરી ટાકરડી જેવી જમીનને લીલીછમ બનાવી દેવી એ કંઇ બચ્ચાંના ખેલ નથી. તે દી' તો જમીનમાંથી એક પાઈ પણ ન્હોતી નિપજતી, આજે ઘઉં બાજરીના ગાડાં ભરાઈ ભરાઇને હાલ્યા આવે છે અને

તમે બધા રાતા પીળા થઈને ફરો છો એ બધા એ પાંચુનાજ પ્રતાપ હો!" હીપા કાઠીએ સાચી વાત સંભળાવી દીધી.

આખો ડાયરો ક્ષણભર ઠંડોગાર થઇ ગયો. ખુદ હીપો એ ડોશીના વખાણ કરે પછી બોલવાનુંજ શું રહ્યું ?

પરંતુ ડાયરો લીધી વાત છોડે તેવો નહોતો. હીપા કાઠીના સ્વભાવનો બધાને પૂરેપૂરો પરિચય હતો. કુમળા ઝાડની માફક એને જેમ વાળીયે તેમ વળશે એવી સૌની ખાત્રી હતી. અદેખા અનુપસંગે વાતને બીજી દિશામાં વાળી.

"આપની વાત સોળેસોળ આના સાચી છે બાપુ! પણ દરેક બાબત જેમ શોભતી હોય તેમ શોભે. આપ ગમે તેમ તોય ગામધણી, અને એતો સાધારણ ખેડવાયા! ખરી રીતે જ્યાં તમારી આણ વર્તાવી જોઇએ ત્યાં એ રાંડીરાંડ કડેધડે* થાય એમાં આપની શી શોભા ?

તખુભાએ બરાબર દાવ જોઇને સોગઠી મારી, "અરે બાપુ તો સાવ ભોળા છે. એમને ક્યાં ખબર છે કે એ ગામડાને બધાય 'પાંચુડોશીના નેસ' તરીકે ઓળખે છે! કાલે ઉઠીને એ ડોશીની દાનત ફરે તો બાપુ હાથ ઘસતા રહી જાય."

કાઠી વિચારમાં પડયો. એને લાગ્યું કે તખુભાની વાત વિચારવા જેવી છે!

"અને બાપુ, બીજી વાત જાણો છો ? ખેતરનું રખોપું તો બધાય કરતા હશે, પણ આ પાંચુડીના રખોપાથી તો તોબા બાપ! પેલો અરજણીયો બિચારો હજી ખાટલે પડયો પડયો બોકાહાં× પાડયા કરે છે!" અમુભાએ વાતનો રંગ જમાવ્યો.

"અરે ત્યારે તમને હજી ખરી ખબરજ ક્યાં છે ? એ ડોશી તો

* નું ચલણ થાય. × બૂમો–વેદનાની ચીસો.

જમ જેવી છે. ભગવાને પાંચ પુરૂષ ભાંગીને એક અબળા ઘડી હોય એવી એ જબરી છે. કહે છે કે રાતે પુરૂષનો વેષ સજીને એ પોતાના ખેતરોનું રખવાળું કરે છે." અનુપસંગે નવીન વાત સંભળાવી.

"એમ ? શું કહે છે ? મા...ળા ડીંગ* તો નથી હાંકતો ને ?" હીપો ચમક્યો. આ વાત એને ગળે ન ઉતરી.

"તમારી પાસે તે જુઠું બોલાય બાપુ ! તો તો આ જીભજ કપાઈ જાયને !"

"ઈ વાત તો દીવા જેવી ઉઘાડી છે. બાપુ ! કાલેજ પેલા રૂડીયા રબારી અને એના ભેરૂબંધો સાથે ધીંગાણું થયું હતું. કહે છે કે રૂડીયો તો એ જોગમાયા જેવી પાંચુ ડોશીના પરાક્રમથી હેબકાઈ ગયો અને એના પગમાં પડયો. ધીંગાણામાં એના માથે બાંધેલી પાઘડી પડી ગઇ અને એનો ચોટલો છુટી ગયો ત્યારેજ એને ખબર પડી કે આ કોઇ બહાદૂર આદમી નથી પણ પરાક્રમી પાંચુ ડોશી છે !" તખુભાએ પોતાનો કક્કો ખરો કરવા પ્રયાસ કર્યો અને એની શી અસર થાય છે તે જોઈ રહ્યો.

"એમ ? એલા ત્યારે તો ઇ પાંચુને પુરૂષવેષમાં જોવી પડશે." હીપા કાઠીને કુતુહલ થયું.

તખુભાએ જોયું કે હીપા કાઠીની વલણ અંતે બદલાઇ ખરી. તેણે છેલ્લો પાસો ફેંક્યો.

"અરે બાપુ, ઈ પાંચુડીને તો જોઈ મુકી છે કે'દી'ની. જોવા જેવી તો એની વહુવારૂ છે. ચાલે તો જાણે કંકુનાં પગલાં પડે ! પાંચ પાંચ વહુઓની સાસુ બની ત્યારથી એ ડોશીનો આંખો આડે આવી ગઈ છે.× અને વહુઓ પણ કેવી ? નરી જાણે પદમણી ! આપણા

* ગપ. × આંખો આડે જવી = અભિમાન આવવું, મીજાજ થવો.

રૂપદાન ગઢવી સાવળીંગા અને સબજપરીની વાત કરતા હતા ને-બરાબર એવીજ રૂપાળી!"

હીપાનું હૈયું હિલોળે ચડયું. અંતરમાં એ પદમણીઓના સૌંદર્ય દર્શનની અભિલાષા જાગી. છતાં જાણે કંઇ દરકાર ન હોય તેમ તે બોલ્યો, "મા...ળા તખુભાને દરેક વાતમાં મોણુ નાખવાની બહુ આદત પડી છે. ખેડવાયાના ઘરમાં તે વળી પદમણી હોતી હશે?"

"બાપુ, તમે એક વખત નજરે જુઓ તો ખરા! પછી જે કહેવાનું હોય તે કહેજો. હું ખોટો ઠરૂં તો આપનો જોડો ને મારૂં માથું, પછી છે કંઈ?" તખુભાએ બરાબર ચાવી ચડાવી.

"ઠીક છે ત્યારે, જોશું વળી એ પદમણીયું કેવીક છે તે!"

હીપા કાઠીએ અંતરની વાત કહી દીધી અને આખો ડાયરો રંગમાં આવી ગયો.

## ૬. જોગમાયા!

"ભાભીજી! રોજને રોજ હાથમાં પોટલી લઇને બાઇજી* ક્યાં જતા હશે?"

"ખબર નથી? સાંજ પડે એટલે એમનો દિવસ ઉગે છે. વાળુ કરીને રોજ તે સીમમાં જાય છે અને આપણા ખેતરનું રખોપું કરે છે."

"એમ? શું કહો છો? આ તો નવાઈની વાત! બાઇજીને રખોપું શા માટે કરવું પડે? આપણે ત્યાં સાથીઓ તો ઘણાય છે."

"બાઇજી કહે છે કે સાથી તે સાથીજ. એ તો ચીંધ્યું કામ કરે. જરા આકરૂં કામ બતાવીએ તો વેઠ કાઢે. એને મનનો ઉકળાટો ક્યાંથી આવે? એટલા માટેજ બાઇજી જાતે રખોપું કરે છે. એમની

* સાસુ.

જાતમહેનતને લીધે તો આજે આ રિદ્ધિ સિદ્ધિ છે. તમે તો હજી અજાણ્યા છો. બાકી મારા દિયરજી જ્યારે છેક નાના હતા ત્યારેજ સસરાજી ગુજરી ગયા હતા અને એ વખતે એવી ગરીબ સ્થિતિ હતી કે દાંતને અને અન્નને વેર થવાનો વારો આવે. એતો બાઈજી જબરા કે એમણે ખેતીનું કામ ઉપાડી લીધું અને પાંચ પૈસા ભેગા કરીને દીકરાને પરણાવ્યા. અત્યારે ઘરમાં છાકમછોળ ઉડે છે તે બધા બાઈજીના પ્રતાપ. એ તો એવા જમામરદ× છે કે રાતે પુરૂષનો વેષ પહેરીને ખેતરમાં ચોકી કરે છે!"

નાની વહુ ચમકી. કદી ન સાંભળેલી વાત માનવામાં કેમ આવે?

"તમે પણ ઠીક મારી ઠેકડી કરવા માંડી છે! અગાઉ રજપૂતાણીઓ પુરૂષવેષ સજીને લડાઇ કરવા જતી એવી વાતો તો મેં ઘણી સાંભળી છે, પરંતુ પુરૂષવેષ સજીને સીમનું રખવાળું કરનારી સ્ત્રીની વાત તો આજેજ તમારા મોઢે સાંભળું છું."

"વાત નવાઈ જેવી તો છે, પણ એ સાવ સાચી છે. ચાલો અત્યારેજ તમારી ખાત્રી કરાવું."

દેરાણી–જેઠાણીએ કોઈ ન જુએ તેમ પાંચુ ડોશીના ઓરડામાં પ્રવેશ કર્યો.

ઓરડાના એક ખુણે ઉંચી ખીટી ઉપર ટીંગાતી એક પોટલી જેઠાણીએ ઉતારી. છોડીને જુએ તો તેમાં પુરૂષને પહેરવાનાં કપડાં–ચોરણો, બંડી, ભેટ બાંધવાની પછેડી અને ફેંટો!

કુતુહલપૂર્વક નાની વહુએ એ વસ્ત્રો ઉપાડયાં. ખરરર કરતી અંદરથી કંઈ વસ્તુ ખરી પડી અને ખણણણ અવાજ થયો.

"અરે આતો જમૈયો!" * નાનીનું કુતુહલ વધતું ગયું.

---

× જવાંમર્દ. * જુઓ પૃ. ૧૯૧ ચિત્ર.

મ્યાનમાંથી જમૈયો કાઢીને તેના તરફ ધારી ધારીને જોતાં તેણે કહ્યું, "કેવો પાણીદાર છે ને! દેવી ચંડિકાની જીભની માફક લબકારા મારતો હોય એવો આ જમૈયો જેના અંગમાં પેસે તેને એકજ ઘાએ શમશરણ કરી નાખે! પણ આ શું? આ ચામડાના જોતર જેવું



"અરે આ તો જમૈયો!" [પૃ ૧૯૦]

આ શું છે ?" પોટકીમાંની બીજી વસ્તુ તરફ નજર જતાં નાની વહુએ પ્રશ્ન કર્યો.

"એ તો આપણા બાઈજીને હાથે ચડી ગયેલું હથિયાર. ગોફણ તો ખેતરે ખેતરે રખોપા વાપરતા હશે, પરંતુ બાઈજી ગોફણ સમ-ણીને કોઈના તરફ એકાદ ઠીકરૂં, કાંકરો કે પાંચીકો ફંગોળે એટલે માની લેવું કે એ માણસને ત્યાંને ત્યાંજ તમ્મર આવી જાય. એકાદ તીરના ઘા કરતાં પણ એ ગોફણનો ઘા વસમો લાગે, અને જીવન-ભર એ ગોફણ યાદ રહી જાય. સાંભળ્યું નહિં તે દિવસે પેલી રથી ખવાસણ કહેતી હતી તે ?"

"શું ?" જમૈયા અને ગોફણ તરફ ધારી ધારીને જોતી નાની વહુને વાતમાં રસ પડયો.

"કે પેલા અરજણીયાના કાંડામાં હજી પણ કળતર થયા કરે છે !"

"હા, હા, રથી કહેતી હતી કે એ ચોરટાને આપણા બાઈજીએ બરાબર શિક્ષા કરી છે; હવે એ જીવતાં લગી ખો * ભૂલી જશે." નાનીએ ઉમળકાપૂર્વક કહ્યું.

એકાએક કંઈ સ્મરણ થઈ આવ્યું હોય તેમ નાનીએ પ્રશ્ન કર્યો, "મારા જેઠજી આજે કેમ હજી જાગ્યા નથી ? બહુ ઉજાગરો થયો હતો કે શું ?"

જેઠાણીએ જોયું કે નાનીની આંખમાં મસ્તીનું ઘેન છે. આખા ઘરમાં સૌ કોઈ નાનીને બટકબોલી ગણતાં, છતાં એની જીભમાં એવી મીઠાશ હતી કે બધા એને વળગતા જતા અને કોઈને કોઈ બ્હાને એના મુખે મીઠી–મશ્કરીભરી વાણી સાંભળવાની તક શોધતા.

જેઠાણીએ જોયું કે નાની અત્યારે રંગે ચડી છે. બે ઘડી તેને આનંદને હિલોળે ચડાવવાના ઉદ્દેશથી તેણે કટાક્ષમાં ઉત્તર આપ્યો,

* ખોડ.

"દેવી ! એ તો તમારા જેવા જુવાનિયાનું કામ. તમે આજકાલના પરણેલા–તમારે મનમાં સંઘરી રાખેલી અનેક વાતો કરવાની હોય, અંતરના અનેક ઉમળકા ખાલી કરવાના હોય, મૃગજળ સમા સંસાર-સુખના અનેક સ્વપ્નાં સેવવાનાં હોય, એકબીજાના કોડ પુરવાના સાચાંજુઠાં વચનો આપવાનાં હોય. અમારે એમાંનું કશુંય નહિં."

નાની વહુનું નામ તો હતું દેવકુંવર, પરંતુ સૌ કોઈ એને દેવીના ટુંકા અને લાડીલા નામથી બોલાવતા. બીજી બધીય વહુઓ અરસ-પરસ માનમર્યાદા સાચવતી, પરંતુ દેવી મીઠડાબોલી હોવાની સાથે તેનો સ્વભાવ અતિ આનંદી અને ટિખળી હોવાથી એ ગમે તેટલી છુટ લે તો પણ કોઈને માઠું ન લાગતું, અને આમન્યાનો ભંગ કર્યાનો દોષ કોઈના મનમાં વસતો નહિં.

"એમ ? ત્યારે તો હવે તમે સંસારથી પરવારી ગયા. બાઈજીને આજે કહી દઉં કે તમારા મોટા વહુજીને વિરાગ ઉપજ્યો છે માટે એમને મંજીરા લાવી આપો એટલે મીરાંબાઈ બની જાય અને..."

એનું વાક્ય પુરૂં થાય તે પહેલાં બાકીની ત્રણે વહુઓ ત્યાં આવી લાગી, અને દેવી તરફ હસિત વદને જોવા લાગી.

એક જણીએ હસતાં હસતાંજ પ્રશ્ન કર્યો, "અલી દેવી ! અમારા દિયરજીને આમ આડો ચાંદલો શા માટે કર્યો ?"

'ચાંદલો અને તે પણ આડો !' દેવી મનમાં મુંઝાવા લાગી. આ નાની જેઠાણી શું બોલે છે !

"બ્હેન સાચું કે નહિં ? અને દિયરજીને અમે પૂછ્યું ત્યારે તેમણે તો ઉતાવળમાં ચાંદલો ભુંસી નાખ્યો અને અમને ઉત્તર આપ્યા વિનાજ પલાયન થઈ ગયા."

"હા, એટલા માટેજ અમે બધા ખુલાસો પુછવા તમારી પાસે આવ્યા છીએ."

દેવી સમજી ગઈ–પોતાના પ્રિયતમને પ્રેમામૃતનું પાન કરાવતાં પોતાના કપાળના ચાંદલાનું નિશાન પતિદેવના ભાલ પ્રદેશ ઉપર થઈ ગયું હશે !

ડાવકા મ્હોંએ તેણે ઉત્તર આપ્યો, "તમારા દિયરજી રોજ કહેતા હતા કે 'મારી ભાભીઓ મારા ભાઈઓને ચાંદલો કરે છે અને તું કેમ નથી કરતી ?' મને તો એવી આવડત નહિં, અને એમનો સ્વભાવ હઠીલો, તેથી મેં ગભરામણુમાં જેવો આવડયો તેવો ચાંદલો કરી દીધો એટલે તે આડોજ થાય ને ?"

કેવો સુંદર જવાબ ! ત્રણે જણીઓ એક બીજા તરફ ટગર ટગર જોવા લાગી. દેવીને બનાવવા આવી પરંતુ પોતેજ બની ગઈ એમ એ દરેકના મનમાં થયું. દેવીના બુદ્ધિચાપલ્યે સૌને મ્હાત કર્યાં. એની હાજરજવાબી ઉપર સૌ મુગ્ધ બન્યા.

"આ મોટા ભાભીજી અહીં બેઠા છે એટલે તને શું કહીએ ? બાકી જો ભગવાને અમને ભાયડા ઘડયા હોત ને તો તારા જેવી વહુ આપે એમ વિનવી વિનવીને પ્રભુ પાસે માગી લેત."

"પણ તો પછી તમારા દિયરજીનું શું થાત ?" મસ્તીભરી આંખો નચાવતાં નાનીએ પ્રશ્ન કર્યો.

"તો અમારા દિયરજી તારૂં આમ હરણ કરી જાત !" એક વહુએ દેવીને પોતાની બાથમાં ભરાવીને ઉભી કરતાં યોગ્ય ઉત્તર આપ્યો, અને તેના ગોરા ગુલાબી ગાલ ઉપર અંગુલીપ્રહાર કરતાં કહ્યું, "જાણે બાઈસાહેબ અમારા દિયરજી વિના કેમ ગાંડા ન બની જતા હોય !"

"એ તો આપના પોતાના અંતરનેજ પૂછી જુઓને ! જેવું હૈયે તેવું હોઠે !" નાનીએ રોકડું પરખાવ્યું.

ત્યાં આવનારી ત્રણે વહુઓ નાની વહુ ઉપર વ્હાલભરી નજરે

જોઈ રહી હતી તેવામાં તેમની નજર પોટલીમાંથી વેરણછેરણ થઇને પડેલી વસ્તુઓ તરફ ગઈ. "ભાભીજી! આ પોટલી કોણે વીંખી? બાઇજી રોષે નહિં ભરાય?"

"એ તો આ નાનીને કુતુહલ થયું હતું એટલે..."

મોટી જેઠાણી પોતાનું વાક્ય પુરૂં કરે તે પહેલાંજ નાનીએ નવી વાત આગળ ધરી.

"એ તો બધું ઠીક, પણ મારા જેઠજી આજે કેમ અત્યાર સુધી ઉઠયા નથી એ કુતુહલનું નિવારણ તો કરો!"

"ઓહહોહો, આ વહુરાણી તો જાણે હઠીલા હનમાન જેવાં! લીધી લપ છોડેજ નહિં! લ્યો ત્યારે સાંભળો. રાતમાં આપણા ખેતરરમાં ધિંગાણું થયું'તું. આપણા બાઇજીએ એક ભરવાડને પછાડીને તેને મુશ્કેટાટ બાંધી લીધો અને તમારા જેઠને બોલાવીને એ ભરવાડને એ ને એ સ્થિતિમાં એના ગામ ભેળો કરાવી દીધો. છેક પરોડીએ તમારા જેઠ ઘેર આવ્યા, એટલે ઉજાગરાને લીધે તેમની આંખ મળી ગઈ છે." જેઠાણીએ ખુલાસો કર્યો.

"વાહ! આ તો નવાઈની વાત! બાઇજી તો ખરેખર જોગમાયાનો અવતાર લાગે છે!" બધી વહુઓના મુખમાંથી સાસુની પ્રશંસાના ઉદ્ગારો નિકળવા લાગ્યા.

એજ વખતે રધી ખવાસણ અંદર આવી અને 'મોટાભાઈ' જાગ્યાના ખબર આપ્યા. મોટી વહુ સફાળી બેઠી થઈ અને પોતાના પતિદેવને દાતણપાણી આપવા દોડી ગઈ.

જમૈયો ગોફણ અને વસ્ત્રાદી પોટકીમાં ગોઠવી દઈને પોટકી હતી ત્યાંજ બરાબર મુકીને બીજી બધી વહુઓ 'જોગમાયા'ના વખાણ કરતી ત્યાંથી છુટી પડીને પોતપોતાને કામે વળગી ગઈ.

## ૭. નજર ઠરી !

"પાંચુ આઇ ! તમે તો ભારે પરોણાચાકરી કરવા માંડી. હું તો રોજનો મ્હેમાન !"

"હીપાભાઇ ! તમારા પગલાં અમારે ત્યાં ક્યાંથી ? વરસમાં માંડ એકાદ વખત આવો છો..."

"તમારા દીકરાની મીઠી નજર હશે તો વળી વારેઘડીયે આવતા રહેશું" મ્હેમાને પોતાના અંતરની વાંત જણાવી અને ઉત્તર સાંભળવા તે આતુર બન્યો.

"એ શું બોલ્યા હીપાભાઈ! મારા દીકરાની મીઠી નજર ? એ તો તમારા ભાંડરૂ* જેવા. હજી તો કાલે ઉઠીને ઉભા થયા છે. વહેવાર વિવેકમાં એ શું સમજે ? આ ઘર તમારૂંજ ગણવું, અમારે તો રૂડો પ્રતાપ તમારો." પાંચુ ડોશીએ વિવેક કર્યો અને મ્હેમાનને હોંસપૂર્વક પીરસવા લાગી.

ઓંસરીમાં પાટલા ઢાળીને આગળ બાજઠો બીછાવવામાં આવી હતી. પાટલાના પડખે રંગીન ઢીંચણિયાં અને શીતળ જળથી ભરેલા લોટા મુકી દીધા હતા. બાજઠ ઉપર મોટા થાળ અને કાંસાની પહોળી તાંસળીઓ ઝગમગતી હતી. જુવાન રજપૂતાણીની કળામય આંગળીઓએ ખાપ× ટાંકી ટાંકીને હીરથી ભરેલા ચાકળા ચંદરવા—તોરણ અને ટોડલીયા—ઓંસરીના શણગાર રૂપ બનીને ભીં ઉપર કરેલા લીંપણના ઓળીપામાં અને ભીંત ઉપર દીધેલી ખડીમાં+ પુરેલા રંગબેરંગી ચીતરામણની શોભામાં અભિવૃદ્ધિ કરી રહ્યા હતા.

હીપો કાઠી ગામધણી હતો, સમૃદ્ધ હતો, છતાં તેના ઘરમાં

---

* ભાંડુ—ભાઈ.

× કાચના ગોળ ચાંડલા. + ચુના જેવી સફેદ માટી.



— એની આંખો એ મુખચંદ્ર ઉપર ઠરી —

વીરાંગનાની વાતો] પૃ. ૧૯૭. [પરાક્રમી પાંચુ

આવી સ્વચ્છતા ન્હોતી, આવો કળામય શણગાર ન્હોતો, આવી અનુપમ વ્યવસ્થા ન્હોતી. તેને આ રંક રજપૂત કુટુંબની ઇર્ષા આવી.

પાંચુ ડોશીના પાંચે પુત્રોને ખેતરમાં આજે જરૂરનું કામ હતું, છતાં વિવેકને ખાતર મોટો ઘરે રોકાઈને મ્હેમાનની સાથે જમવા બેઠો હતો. હીપા કાઠીને આખી ઓસરીમાં આતુર નજર ફેરવતાં જોઈ તેને મનમાં હસવું આવ્યું.

પાંચુ ડોશીએ ખોબા ભરીને થાળમાં ચુરમું પીરસ્યું અને તેમાં બે ત્રણ ધોબા દળેલી સાકર નાંખી. ઘીની ઝારી લેવા તે રસોડાના બારણા તરફ વળી. સાથે સાથે હીપાની નજર પણ એ તરફ વળી.

જળાશયમાંથી નિકળતા કમળદંડ પેઠે રસોડાના બારણામાંથી કોમળ હાથ બહાર નિકળ્યો અને એક નવયૌવના નજરે પડી. ચંપક કળી સમી કરાંગુલીઓથી પકડેલી ઝારી આપવા જતાં એ કોમળાંગીનું જમીન તરફ નીચું ઢાળેલું મસ્તક ઉંચું થયું. વાદળામાં છુપાયલો ચંદ્ર બહાર નિકળતો હોય તેમ ભાતીગર ઓઢણામાં છુપાયલું એનું મનોહર મુખડું ઝબકી ઉઠયું. હીપા કાઠીએ આ જોયું. **એની આંખો એ મુખચંદ્ર ઉપર ઠરી,**× પરંતુ વીજળી ઝબકે અને અદ્રશ્ય થઈ જાય તેટલી ત્વરાથી એ રૂપરાશી રસોડાની ભીંત પાછળ છુપાઈ ગયો.

પાંચુડોશી ઝારી લઈને આવી અને મ્હેમાનના થાળમાં જાડી ધારે ઘી રેડવા માંડયું.

નિરોગી રૂષ્ટપુષ્ટ ભેંસો, કપાસીયાનો પુષ્ટીકારક ખોરાક અને માયાભરી માવજત હોય પછી એના દૂધમાં અને એ દૂધમાંથી બનતા તાજા ઘીના સ્વાદ અને સુગંધમાં શી કમીના હોય ?

હીપા કાઠીના થાળમાં ઘીનું મોટું ખાબડું ભરાતું ગયું, પરંતુ તેને એનું ભાન ન્હોતું. તેના મગજમાં તો પેલો મુખચંદ્ર રમતો

× જુઓ બેરંગી ચિત્ર.

હતો ! પાંચુડોશી વિચારમાં પડી કે આખી ઝારી પૂરી થવા આવી છતાં હીપોકાઠી આજે આડા હાથ કાં કરતો નથી ?

એજ ક્ષણે હીપા કાઠીને છીંક આવી અને તેનું લક્ષ થાળીમાં ભરાયેલા ઘીના ખાબડા તરફ ગયું. મનમાંજ તે લજવાઈ ગયો, પરંતુ પોતાની મનોવૃત્તિ કોઈ કળી ન જાય તેમ બંને હાથ આડા ધરતાં બોલ્યો, "હં હં હં, આ શું કરવા ધાર્યું છે ? આજે એકજ ટંકે બધા દી'નું સાટું વાળવું છે કે શું ?"

"કેમ બાપ, આટલેથીજ થાકી ગયા ? તમે તો ઘી દુધના ખાતલ§! તમને તે વળી ઘી ઉપર અભાવ હોય ? મારો મોટો તો આટલું ઘી ઉભો ઉભો પી જાય!"

હીપા કાઠીએ કંઈ ઉત્તર ન વાળ્યો—કંઈ ઉત્તર જીભ ઉપર ન આવ્યો. પણ એના અંતરમાં ઇર્ષાગ્નિ પ્રગટી નિકળ્યો. 'મારો મોટો તો આટલું ઘી ઉભો ઉભો પી જાય!' એ શબ્દો તેના મગજમાં ગુંજી રહ્યા. 'પાંચુને ત્યાં ઘીદુધની આટલી બધી છાકમછોળ ! અને આ રિદ્ધિસિદ્ધિ મારી જમીનના પ્રતાપેજ ના ? તખુભા ક્હેતો હતો તે વાત સાવ સાચી !'

શેરડીનું ખેતર જોઈને દાનત બગાડનાર પેલા રાજાના જેવી દશા અત્યારે હીપા કાઠીની થઈ. ×

---

§ ખાનારા.

× સ્વ૦ રાજકવિ કલાપીએ 'ગ્રામ્ય માતા' નામના એક સુંદર કાવ્યમાં એક નૃપતિની આવીજ મનોદશા આલેખી છેઃ—એક રાજા ખૂબ તરસ્યો થાય છે, તે શેરડીના ખેતર આગળ આવી ડોશી પાસે પાણી માંગે છે. ડોશી છરીથી શેરડીને કાપ મુકીને તેના રસથી પ્યાલું ભરી આપે છે. રાજાની નજર ફરે છે. આવી સરસ શેરડી ! અને તેનો લાભ બધો આ લોકોને ! તે બીજું પ્યાલું માંગે છે, પરંતુ 'દાનત તેવી બરકત' એ ન્યાયે શેરડી રસ-

પોતાના મનની વાત કોઈ કળી ન જાય એટલા માટે સ્વસ્થ-તાનો ડોળ કરતાં હીપા કાઠીએ ભોજનને ઇન્સાફ આપવા માંડયો.

ભોજન કરતાં કરતાં હીપા કાઠીના મનમાં બે વસ્તુ ઘોળાયા કરતી હતી. એક તો પાંચુની રિદ્ધિસિદ્ધિ અને બીજી–પદમણી સમી નાની વહુનો સૌંદર્યપૂર્ણ મુખચંદ્ર !

## ૮. ચકચૂર !

જમીપરવારીને હીપો કાઠી બહાર ડેલીએ આવ્યો અને ડેલીમાં નાખેલા ઢોલિયા ઉપર આડે પડખે થઈને હોકો ગગડાવવા લાગ્યો.

પાંચુનો 'મોટો' સુડીસોપારી, એલાયચી, લવીંગ વિગેરે મુખ-

---

હીન બની જાય છે. ડોશી ઉપરા ઉપર શેરડીને કાપ મુકે છે પણ એક ટીપુંય રસ નિકળતો નથી. ડોશી મુંઝાય છે:—

"શું કોપ્યો છે પ્રભુ મુજ પરે ?" આંખમાં આંસુ લાવી,
બોલી માતા વળી ફરી છુરી લોંકતી શેલડીમાં.
"રસહીન ધરા થઈ છે, દયાહીન થયો નૃપ
નહીં તો ના બને આવું," બોલી માતા ફરી રહી.

રાજા અપરાધ કબુલ કરે છે:—

"એ હુંજ છું નૃપ, મને કર માફ બાઈ!
એ હુંજ છું નૃપ, મને કર માફ ઈશ !"
"પીતો તો રસમિષ્ટ હું પ્રભુ અરે ત્યારેજ ધાર્યું હતું.
"આ લોકો સહુ દ્રવ્યવાન નકી છે એવી ધરા છે અહીં,
"છે ત્હોયે મુજ ભાગ કૈં નહિં સમો, તે હું વધારૂં હવે
"શા માટે બહુ દ્રવ્ય આ ધનિકની પાસેથી લેવું નહિં ?"

રાજાને ખરો પશ્ચાત્તાપ થાય છે અને ફરી શેરડી રસકસવાળી થઈ તેમાંથી રસની ધારા છુટે છે.

આ જમાનામાં પોતાનો ગુન્હો કબુલ કરનારા કે પશ્ચાત્તાપ કરી ભૂલ સુધારનારા આવા રાજવીઓ હોય તો ?

વાસનો ખલતો લઈ આવ્યો અને પાણીદાર ધારવાળી જામનગરી સુડીથી સોપારીનો બારીક ચુરો કરીને મ્હેમાનને આપતાં વાતે વળગ્યો.

"હમણાં તો ખળાં ભરાતાં હોવાથી ઉભે પગે હશો ?" હીપા કાઠીએ મ્હોમાં સોપારીનો ફુચો મારતાં પૂછ્યું.

"અરે વાત ન પૂછો, બાપુ ! આખો દિ'ને રાત ઉભા પગે રહેવું પડે છે. આતો તમ જેવા મ્હેમાન અમારે આંગણે પધાર્યા એટલે છુટકો નહિં, બાકી હમણાં તો પાંચે ભાઇયુંના કરમે સીમમાંજ ખાવાનું અને સીમમાંજ સુવાનું લખેલું છે !"

"તો હવે સાંજે ઘરે ધક્કો ન ખાશો. આપણે તો આજે રાતે વાળુની બંધી છે."

"કાં ? એમ કાં ? ખાવાનું નથી ફાવતું ?" મોટાએ જીજ્ઞાસા-પૂર્વક પૂછ્યું.

"કેમ ન ફાવે ? અમૃતના ઓડકાર આવે એવું રૂપાળું ભોજન પીરસાય ત્યાં ખાવાનું ન ફાવે એવી વાત તે હોય ? પણ આજે એટલું બધું ખાધું છે કે જાણે બે દિ' સુધી કસ પુરે." હીપા કાઠીએ પેટ ઉપર હાથ ફેરવતાં અમીના ઓડકાર ખાતાં ખરૂં કારણ દર્શાવ્યું.

"તોય જે બે કોળિયા ભાવે તે ખાજો. વાળુ વિના તે ચાલે ?" મોટાએ આગ્રહપૂર્વક વિવેક કર્યો.

"ના, ના, વીરૂભા ! મારા ગળાના સમ, હું ખોટું નથી કહેતો, મને જરાય રૂચી નહીં થાય. ભૂખ વગર ખવરાવીને મને માંદો પાડવો છે ? અત્યારથીજ રસોડે કહેવરાવી દેજો કે રાતે હું વાળુ કરવાનો નથી."

"તો આપની મરજી ! બાકી શરમમાં ન રહેશો. આ ઘર તમારૂંજ છે."

વીરૂભા–પાંચુના મોટાએ વિવેક કર્યો અને તેની રજા લેતાં કહ્યું, "ત્યારે આપ નિરાંતે આડે પડખે થાઓ. મારે ખળામાં કામ છે તે

ગયા વિના ચાલે તેમ નથી. તમે જાણોજ છો ને–ધણી વગરનાં ઢોર સૂનાં!"

"હા, હા, ખુશીથી જાઓ. મારી બાબતમાં જરાય તાણ ન રાખતા, હું તો ઘરનો જણ કહેવાઉં!" હીપાએ હોકો ગગડાવતાં મંદ હાસ્ય કર્યું અને વીરૂભાને રજા આપી

હીપો કાઠી સાંજે જમનાર નથી એવી રસોડે ખબર આપીને વીરૂભા ખભે ખંપાળી નાંખીને અને વેજાની પછેડી બગલમાં મારીને ગામની બહાર પોતાના ખળાં તરફ ચાલ્યો.

ઢોલિયામાં પડયા પડયા પણ હીપા કાઠીને પેલા મુખચંદ્રનાજ વિચારો આવવા લાગ્યા. રોજ ખાઇને તરતજ ભરઉંઘમાં ઢળી જવાની ટેવવાળા હીપાની આજે આંખજ ન મળી. વારે ઘડીયે તેણે પડખાં બદલ્યાં, પરંતુ શાંતિ ન વળી. એ રૂપસુંદરીના સૌંદર્યનું પાન કરવાની તાલાવેલી તેને લાગી અને શી રીતે એ ઇચ્છા પાર પાડવી તેના વિચારમાં તે ઉતરી પડયો.

મનમાં ને મનમાં તેણે અનેક ઘોડા દોડાવ્યા, પરંતુ એકે માર્ગ ન સુઝયો. પોતાના સાચા સલાહકાર તખુભા વિના બીજું કોઈ યુક્તિ નહિં બતાવે એમ લાગતાં અંતે કંટાળીને તે ઉઠયો, કોગળા કરીને મ્હોં ધોયું, અને કપડાંની ટાપટીપ કરીને તે સીમમાં આંટો મારવાના મિષે ડેલીની બહાર નિકળી પડયો.

તખુભા જેવા ખુશામતિયા અને સ્વાર્થસાધુ સેવકે હીપાકાઠીને અમલ ઉપરાંત મદિરાનો ઉપાસક પણ બનાવી દીધો હતો. ડાયરામાં બેઠાંબેઠાં અફીણના અમલની ટેવ દિવસે દિવસે વધતી ગઈ હતી, તેની સાથે સાથે છુપી રીતે દારૂનું સેવન પણ એકાંતમાં ચાલુ થયું હતું, અને સાંજ પડયે તખુભા અને તેના મળતિયાનું નાનું સરખું મંડળ ખાનગીમાં હીપાકાઠીને ત્યાં એકઠું થતું અને શરાબની પ્યાલીઓ ખૂબ ખખડતી.

ઘરને આંગણે તો આ બધું પોસાતું, પરંતુ ગામતરે જવાનું થાય ત્યારે મુંઝવણુ ઉભી થતી અને તખુભા બધી વ્યવસ્થા રાખવાનું પોતાને માથે ઓઢી લેતો.

'પાંચુ ડોશીના નેસ'માં ખાવા પીવાનું દુઃખ ન્હોતું, પરંતુ આ વસ્તુ મળવી દુર્લભ હતી. પાંચુ ડોશી ધારે તો ઘીના ઘોણીયા ભરીભરીને આપે, પરંતુ દારૂના શીશાનું નામનિશાન ત્યાં ન મળે! એ વસ્તુનું નામ પણુ એની પાસે ન લેવાય.

એટલા માટેજ તખુભાએ તે માટે અગાઉથી પેરવી કરી રાખી હતી. તખુભા, લધુભા, અનુપસંગ અને અમુભાની ચંડાળ ચોકડી આજે પણુ હીપા કાઠીની સાથેજ હતી, પરંતુ પાંચુને ત્યાં પગ મુકાય તેમ ન હોવાથી તેમણે બીજીજ ગોઠવણુ કરી લીધી હતી. તખુભાનો એક મિત્ર આ નેસડામાં રહેતો હતો, તેને એક ખેતર હતું અને એ ખેતરમાંજ તેણે બેઠી બાંધણીનું એક નાનું શું ઘર બાંધ્યું હતું. આ ઘરમાં આ ચોકડીએ અડ્ડો જમાવ્યો, અને હીપો કાઠી એકલોજ પાંચુ ડોશીનું માનભર્યું સ્વાગત ચાખવા તેનો મ્હેમાન બન્યો.

અગાઉથી કરેલી ગોઠવણુ મુજબ હીપો કાઠી સીમમાં ફરવાના મિષે ફરતો ફરતો ત્યાં આવી લાગ્યો. તખુભાએ તેનું સ્વાગત કરવા ધાંધલ મચાવ્યું.

"આ...વો, બેસને હવે નિરાંતે! આ કયું તારા દાદાનું ઘર હતું કે મોટી મહેમાનગત કરવા મંડી પડયો!" હીપો કાઠી મ્હોં મલકાવતાં ગાદી કે ગોદડાની વાટ જોયા વિનાજ ઉઘાડા ખાટલા ઉપર બેસી ગયો.

પાંચુડોશીના આતિથ્ય સત્કારનો અનુભવ કહેતાં કહેતાં હીપાએ એની રિદ્ધિ સિદ્ધિનાં ખૂબ વખાણુ કરવા માંડયા.

"બાપુ! એ તો બધું ઠીક, પણ પેલી વાતનું શું ? કંઈ આંખો ઠારી કે નહિં ?" અધીરા તખુભાએ વચમાંજ પ્રશ્ન કર્યો.

"અહોહોહો, મા...ળો અધીરીયો કયાંકનો ! પુરી વાતે કરવા દેતો નથી. એ...આંખ્યું ઠારીયું, બાપલા, બરાબર ઠારીયું, પણ..."

"પણ શું બાપુ ! વળી એ 'પણ' કયાં વચમાં લાવ્યા ?" અદેખો અનુપસંગ ઉત્સુક બન્યો.

"મા......ળા, એટલુંય સમજતો નથી ? આંખ્યું ઠારી એમાં શું ?"

"બરાબર, બાપુ બરાબર કહે છે ! છેટે ઉભા ઉભા રૂપ જોયા કરીએ એમાં શો શુકરવાર વળે ? એ તો જ્યારે......" અમુભાએ ચાળો કર્યો અને બાપુ તરફ જોઈને આંખના અણસારાથી પોતાના મનની વાત સમજાવી દીધી.

"જીવતો રહે, મારો બાપો ! અમુભા તો ખરેખર અમુભાજ છે ! મા...ળો વાતમાં કેવો સમજી ગયો !" હીપા કાઠીએ અમુભાની પીઠ થાબડી અને તેને શાબાશી આપી.

એટલામાં તો તેની વ્હાલી વસ્તુ મદિરા આવી લાગી. દારૂના શીશા જોતાંજ હીપાની આંખો ચમકી અને મ્હોંમાં પાણી આવ્યું. તેનો હાથ દારૂની પ્યાલી તરફ ગયો.

તખુભા ઉપરા ઉપર પ્યાલી આપતોજ ગયો અને હીપો કાઠી તેને પોતાના મ્હોંમાં ઠલવતોજ ગયો.

સુરાપાનથી હીપો ખૂબ ખીલ્યો, "મા...ળી એવી રૂપાળી... એવી રૂપાળી...જાણે ઈંદર રાજાની અપસરાજ જોઇ લ્યો ! એલા તખુભા ! તું કહેતો 'તોઈ સાવ સાચું હો ! નરી પદમણીજ જોઈ લ્યો !"

"કીધા કુંભાર ગધેડે ન ચડે ઈ વાત સાવ સાચી. અમે કહેતા 'તા ત્યારે તમે ન્હોતા માનતા, હવે નજરે જોયું એટલે કેમ

કબુલ કર્યું ?" તખુભાએ પોતાનો કક્કો ખરો કરી લીધો. હીપો કાઠી દારૂની ધુનમાં હોય ત્યારે આ ચંડાળ ચોકડી બોલવામાં પુરતી છુટ લેતી હતી.

"ખરૂં છે, ખરૂં છે, કીધા કુંભાર ગધેડે ન ચડે એ સોળે સોળ આના ખરૂં છે!" હીપાને ભાન નહોતું કે પોતે પોતાનેજ ગધેડો ઠરાવે છે!

દારૂ પીતાં પીતાં હીપા કાઠીએ અનાયાસે એની નજરે ચડી ગયેલા મુખચંદ્રનીજ વાતો કર્યા કરી, એવી રૂપસુંદરીના પ્રેમામૃતનું પાન કરવાની પોતાની ઈચ્છા પણ પ્રદર્શિત કરી, અને પોતાનું ચાલે તો પાંચુની પાંચે વહુઓને–પાંચે પદમણીઓને પોતાના રાણીવાસમાં બેસાડી દેવાની દાનત પણ જાહેર કરી દીધી. ચંડાળ ચોકડીના સરદાર તખુભાએ જાણ્યું કે પોતે લીધેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનો–પાંચુ ડોશીની પ્રતિષ્ટાને હલકી પાડવાનો આ શુભ પ્રસંગ સાંપડયો છે!

દારૂનો આખો શીશોજ હીપાને મોઢે માંડતાં તખુભાએ કહ્યું, "અન્નદાતા! આપની ઈચ્છા હશે તો જરૂર તેમ થશે. મારા મિત્રને મળીને એ પદમણીઓને અહીંથી ઉપાડી જવાનો પ્રપંચ રચીશ અને આપની મનોકામના પૂર્ણ કરીશ."

"જરૂર...જરૂર, દોસ્ત, તો તો રંગ રહી જાય, પાંચ પાંચ પદમણીયું! હા હા હા હા! તો તો પછી ઇંદર રાજામાં ને મારામાં શો ફેર?" દારૂમાં ચકચૂર બનેલા હીપા કાઠીની નજરે ઈંદ્રસભા તરવા લાગી. જાણે પોતે ઈંદ્રરાજા હોય અને તખુભા વિગેરે દરબારીઓ વચ્ચે પાંચ પાંચ પદમણીઓ નૃત્ય અને ગાનતાન કરી રહી હોય તેવી કલ્પનાસૃષ્ટિમાં તે વિહરવા લાગ્યો.

એ ચંડાળ ચોકડી પણ 'કળિયુગના અમૃત'નો લોભ અટકાવી ન શકી. 'શેરડી પાછળ એરડી' એ ન્યાયે હીપા કાઠીના હીસાબે

અને જોખમે તેમણે એ લાલ પ્રવાહીને પોતાના ઉદરમાં પધરાવી, અને બધાય ભાનભૂલા બની ગયા.

"હાલો, બાપુ, આપણે પાંચે જણા હલ્લો લઇ જઈયે અને એ પાંચે પદમણીયુંને ઉપાડી લાવીને એકેક વહેંચી લઇએ." અમુભાએ અધ બેભાન સ્થિતિમાં લવારો કર્યો.

"એલા તો તો રંગ જામે!" લધુભાના મ્હોંમાં પાણી આવ્યું.

તખુભાએ રોજની ટેવ મુજબજ દારૂ પીધો હોવાથી તે હજી ભાનમાં હતો. અનુપસંગના માથામાં ટપલો મારતાં તેણે ઠપકો આપ્યો, "બેસ બેસ દોઢ ડાહ્યા! તને ઈ વાતમાં ખબર નો પડે! બાપુની નજરમાં આવી ઈ બાઈડીયું આપણને ન ખપે!"

"રંગ છે તખુભાને! કેવું ઠાવકું બોલ્યો!" હીપા કાઠીએ તખુભાની પીઠ થાબડી.

એ શાબાશી તખુભાને ભારે પડી ગઈ. દારૂના તાનમાં પડેલો હીપાનો હાથ તખુભાને લોખંડી પંજાના પ્રહાર સમો લાગ્યો. પણ શું કરે? ખુશામતથી પેટ ભરનાર તખુભા તેને શું કહી શકે? તેને તો એકજ લગની લાગી હતી—કોઇ પણ રીતે પાંચુની કીર્તિને કલંકિત બનાવવી—હીપા કાઠીને હાથે તેનું અપમાન કરાવવું.

હીપા કાઠીનો હાથ પકડીને તે તેને બહાર લઈ આવ્યો, આગળ પાછળ નજર કરી અને એટલામાં બીજું કોઈ નથી એવી ખાત્રી કરીને હીપા કાઠીના કાનમાં કહ્યું, "સાંભળ્યું છે કે પાંચુના બધાય પુત્રો રાતદિવસ સીમમાં રહે છે."

"એ તો મનેય ખબર છે. મેં વાળુની ના કહી દીધી છે એટલે ઓલ્યો વીરૂભા પણ ઘરે આવવાનો નથી." હીપાએ વધુ ખુલાસો કર્યો.

ત્યારે તો આજેજ થાવા દયોને?" તખુભાએ આંખનો ઇશારો મારતાં સલાહ આપી.

હીપા કાઠીએ પણ સામો ઈશારો કર્યો. બન્નેએ એકબીજાના કાનમાં કંઈ કંઈ વાતો કરી અને છૂટા પડ્યા.

એકાએક કંઈ સ્મરણ થઈ આવ્યું હોય તેમ મકાનમાં જતા તખુભાનો હાથ પકડીને હીપાએ કહ્યું, "એલા, એકાદ શીશો તો લઈ આવ, એના વિના બરાબર રંગ નહિ જામે!"

પોતાના હાથમાંજ રાખી મુકેલા પ્યાલાને અંગરખાના ગજવામાં મુકીને–તખુભાએ આપેલા શીશાને કસબી કોરના ખેસમાં વીંટાળીને તેને બગલમાં મારતો હીપો ત્યાંથી વિદાય થયો.

મદિરાના વધુ પડતા સેવનથી હીપો કાઠી આજે નિશામાં ચકચૂર બન્યો હતો!

## ૯. ભગલો!

નિશામાં ચકચૂર બનેલો હીપો પોતાની જાતને સંભાળતો–પોતે ચકચૂર છે એવું બીજા કળી ન જાય તેની કાળજી રાખતો જેમ તેમ પાંચુના ઘર આગળ આવી લાગ્યો, અને ડેલીમાં આવીને ઢોલિયા ઉપર પડયો.

પોતાની મનોકામના કેવી રીતે સિદ્ધ કરવી તેના વિચારમાં તે અનેક સંકલ્પવિકલ્પ કરવા લાગ્યો. તે વિચારવા લાગ્યો, 'ઘરની લુંડીને–પેલી રઘી ખવાસણને ફોડી હોય તો કામ ઝટ પાર પડે!' વળી શંકા થઇ, 'પરંતુ કદાચ એ રાં...પહેલેથીજ વાત ફોડી દે તો? તો તો મનની મનમાંજ રહી જાય!' શરાબની લ્હેરે ચડેલું તેનું મગજ બીજા ઉપાયો શોધવામાં રોકાઈ ગયું.

તરતજ હજામ બહારથી દોડતો આવ્યો અને હીપાના પગ ચાંપવા મંડી પડયો. "બાપુ, ગનો* માફ કરજો. મારા મનમાં કે

* ગુન્હો.

તમે દીવાટાણે આવશો એટલે જરા ઘરે આંટો મારવા ગયો 'તો. લ્યો અબઘડી હોકો ભરી આવું."

ખુણામાં પડેલો હુક્કો ઉપાડીને જતા ભગલા તરફ જોઇને હીપો હસવા લાગ્યો.

"મા...ળો ધાંયજો! કેવો પટુડો છે ને! ગરજે ગધેડાને બાપ કહે એવોજ છે!" હીપો મનમાં મલકાયો. મદિરા દેવી ધીરે ધીરે પોતાનો પ્રતાપ બતાવવા લાગી.



હજામે હુક્કો આપ્યો.........[ પૃ ૨૦૮ ]

**હજામે હુક્કો આપ્યો.*** હીપાએ હસ્તે મોઢે તેનો સ્વીકાર કર્યો.

હુક્કો ગગડાવતાં હીપો વાતે ચડ્યો, "રાત! તમારૂં નામ?"

"ભગલો."

"મા...ળાનું નામ પણ કેવું રૂડું છે!" હીપા કાઠીએ તેને છાપરે ચડાવવા માંડ્યો, "એલા તું પણ જબરો ભાગ્યશાળી!"

"કેમ બાપુ?" ભગલો કંઇ ન સમજ્યો.

"આ જોને! આવું રૂપાળું ઘર અને આવા રૂપાળા માણસો વચ્ચે રહેવાનું..."

"ઇ વાત તો સાચી બાપલા! પણ ઈ બધી મારે તો મા જણી બોનું+ હો બાપુ!" ભગલાએ પોતાની પવિત્રતા પુરવાર કરવા પ્રયત્ન કર્યો.

"મા...ળો ગાંડો ને! હું કયાં કહું છું કે તારી કુડી નજર છે. આખું ગામ જેના! રૂપના વખાણ કરે એવાને ઘરે ચાકરી મળે એ કંઇ..."

"એકલા રૂપને શું બાળે? રૂપાળાં તો કાના કુંભારને ત્યાંના ગધેડાં પણ હોય. પણ રૂપની સાથે ગુણ હોવા જોઈએ બાપુ! અને આ બધા માનવી જુઓ તો જાણે ગુણના સાગર!" ભગલાએ પોતાનો જ્ઞાનભંડાર ખુલ્લો મુકી દીધો.

હીપા કાઠીએ હુક્કો એક કોર મુક્યો.

"કેમ બાપુ, ગડાકુ બરાબર નથી આવતી? લાવો ફરીથી ભરી આવું" કહેતોકને ભગલો હુક્કો ઉપાડવા લાગ્યો.

"રહેવા દો! રહેવા દો! રાત! એ હુક્કામાં કંઈ ન વળે. જુઓ, હું તમને એના કરતાં વધુ ગુણકારી ચીજ આપું." હીપા કાઠીએ ખેસમાં વીંટાળેલો શીશો કાઢ્યો, અને પ્યાલી ભરીને ભગલાના હાથમાં મુકી.

---

* જુઓ ચિત્ર. + બહેનો.

ગામગામનું પાણી પીનારો ભગલો સમજી ગયો. નેસડામાંથી ગમે તેની જાન પરગામ જાય ત્યારે ચાકરી કરવા માટે ભગલા રાતની સ્વારી તો સાથે હોયજ. આવે વખતે ભગલો છાંટોપાણી પામતો એટલે એને મદિરાનો સ્વાદ લાગ્યો હતો. આજે ઘણા દિવસે એ અણમોલી ચીજ નજરે પડતાંજ એના મ્હોંમાં પાણી આવ્યું અને આડું અવળું જોઇને કોઈની નજર નથી એવી ખાત્રી કરીને તે પ્યાલી ગટગટાવી ગયો.

"બહુજ ઉંચી જાતનો! બાપુ! તમ સરખાં મોટા માણસ આવે તો નજરે ભાળીયે, બાકી આ નેસડામાં તો દવા માટે જોઇતું હોય તોય એક ટીપુંયે ન મળે!"

"એમ? લે ત્યારે દોસ્ત, આજે તો ધરાઈ ધરાઇને પી લે! કાલની વાત કાલે!" હીપાએ બીજી પ્યાલી આપી.

"બાપુ! બહુ રહેવા દ્યો! આજે તો તમે આપશો, પણ કાલે એના વિના ટાંટિયા તુટશે એનું શું?" ભગલાએ ભવિષ્યની ચિંતા રજુ કરી.

"લે, લઈ જા આ શીશો!" હીપો નિશામાં વધુ ચકચુર થતો જતો હતો.

ભગલાએ હા ના કરવાનો વિવેક ન કર્યો. તરતજ તેણે શીશો લઈ લીધો અને એક કોર ખુણામાં જાળવીને મુકી દીધો.

"હેં ભગલા રાત! મા...ળો, ભગવાન પણ કેવો ગાંડો કે બધુંય રૂપ અહીંજ ઠલવી નાખ્યું? અલ્યા પાંચુની પાંચે વહુઓ એક સરખી રૂપાળી?" હીપાને એકજ ધૂન લાગી હતી.

"રૂપાળી તો પાંચે વહુઓ છે, પણ બધીયે કંઈ સરખી હોય, બાપુ? આપણી પાંચે આંગળીયો કાંઈ સરખી છે? એ તો કોઈનું નાક નમણું તો કોઈના નેણ નમણાં! બાકી સૌથી નાની વહુ કંઈ છે ના! અહાહાહા, બ્રહ્માએ નવરાશના વખતે ઘડી લાગે છે! નરી

કાચની પુતળીજ જોઇ લ્યો ! બોલે તો જાણે ફુલ ખરે ! અને એનું નામ પણ કેવું રૂપાળું ! દેવકુંવર ! જાણે દેવલોકમાંથીજ આવેલી ! પેલો ખુણા ઉપરનો ઓરડો દેખાય છે ના ? એમાં જ્યારે દીવાટાણે એ માતાજીની આરતી ઉતારે છે ત્યારે એને જોઇ હોય તો જાણે સરગમાંથી* કોઈ દેવી ઉતરી આવી હોય એવીજ લાગે ! માતાજીના દીવા કરવાનું પાંચુમાએ એનેજ સોંપ્યું છે !"

"એમ ?" હીપા કાઠીએ ધારી ધારીને એ ઓરડો જોઈ લીધો અને મનમાંજ કંઈક નિશ્ચય કરી લીધો.

ભગલાને મન આવી વાતોની નવાઈ નહોતી. એની જીંદગી લોકોની ચાકરી કરવામાંજ ગઈ હતી, અને જાતજાતના માણસો એણે જોયા હતા. સામા માણસનો સ્વભાવ જોઈને લીંબુના પાણીની માફક તે તેની સાથે ભળી જતો અને તેની કૃપા સંપાદન કરીને બે પૈસા મેળવી લેતો.

ભગલાનું ધ્યાન અત્યારે ખુણામાં મુકેલા શીશામાં હતું. ડેલીમાં દીવો કરવા માટે કોડીયામાં તેલ પુરીને રૂની વાટ વણતો તે નમ્રતા-પૂર્વક બોલ્યો, "બાપુ ! રજા આપો તો દીવો ટપકાવીને બે ઘડી ઘરે જઈ આવું. આ શીશો અહીં કોઈની નજરે પડે એમાં સાર નહિં."

હીપો સમજ્યો. ભગલાને અહીંથી કેવી રીતે કાઢવો એનીજ એ મનમાં યુક્તિ ઘડતો હતો. એને તો 'ભાવતું હતું અને વૈદે બતાવ્યું' એના જેવું થયું.

"અરે જાને, બાપલા, બેઘડી શું કરવા ? જા, જા, નિરાંતે આવજે. નહિં આવે તો પણ ચાલશે."

દીવો પ્રકટાવીને જાળવીને શીશો બગલમાં મારીને ભગલો સામરામ કરીને ડેલીની બહાર નિકળી પડયો.

* સ્વર્ગ.

## ૧૦. દેવાંગના !

ભગલો ગયો અને હીપાનો જીવ હેઠો બેઠો. 'ગમે તેમ તો પણ એ ઘાંચજાની જાત ! એના પેટમાં વાત ન ટકે. સારૂં થયું કે એ બલા અહીંથી ટળી, નહિં તો ડોઢ ડહાપણ ડોળીને બધો તાલ બગાડી દેત. મા...જો કેવો ભોળીયો ભટાક ! બધી વાત બકી ગયો ! એના મનમાં એ શું સમજતો હશે ? જાણે આ હીપો નાનો ગીગલો હોય નહિં ! મુરખો એટલુંય ન સમજ્યો કે હું તો એની પાસેથી બધી વાત કઢાવતો હતો !'

મોટો ગઢ જીતી લીધો હોય એટલા હર્ષથી તે ઉછળ્યો, અને પોતાના ભાવિ કાર્યક્રમના હવાઈ કિલ્લા ગોઠવતો અધીરાઈથી આંટા મારવા લાગ્યો.

પરંતુ એના પગ એને દગો દેવા લાગ્યા. તે ઢોલિયા ઉપર બેસી ગયો.

મદિરામસ્ત એનું મગજ પુનઃ ચકડોળે ચડયું. 'ઘણુ ટાણે સાપ નિકળે એમ એ અક્કલના ઓથમીરને અત્યારેજ ઘરે જવાનું સુઝયું ! થોડી વાર ખમી ખાધું હોત તો એના બાપનું શું જાત ? આ મારે અહીં એકલા પડયા પડયા અકળાવું તો ન પડત ? દાઝ તો એવી ચડે છે કે જાણે હમણાંજ એક ધોલ મારી દઉં !'

અને ખરેખર ભગલો ઢોલિયા આગળ બેઠો હોય તેમ તે એને ધોલ મારવા ગયો, પરંતુ તેનો હાથ ઢોલિયાની ઈસ સાથે અફળાયો અને એના આંગળાં ચમચમી ઉઠયાં.

આ શું બની ગયું તેની તેને સમજ પડી નહિં. ડાચું ફાડીને તે કોડીયામાં બળતા દીવા તરફ જોઇ રહ્યો.

દીપકના દર્શનથી હીપાનો નિશો વધ્યો. તેના મગજમાં પુનઃ પેલી દેવી–હેવકુંવર રમી રહી. તેના દર્શન માટે તે તલપાપડ બન્યો.

ભગલાએ બતાવેલા ઓરડા તરફજ તેની નજર હતી. એવામાં એ ઓરડાનું બારણું ઉઘડયું, દીવાની ઝળહળ બળતી જ્યોતિનો પ્રકાશ જણાયો, અને એક યુવતી એ ઓરડામાંથી બહાર નિકળી.

એકાદ પદમણીને નિરખવાની હોંસમાં હીપાએ પોતાની નજર-ને તેજ કરી, પરંતુ પદમણીને બદલે આ તો બીજુંજ કોઈ નિકળ્યું.

**"હતતારીની! આ તો રથી ખવાસણ! શો એનો ઠમકો! એ તો મારી પાસેજ આવતી લાગે છે!"**×



રથી તો હીપા તરફ વક્રદષ્ટિ કરીને ડેલીની બહાર ચાલી ગઈ. [પૃ. ૨૧૩]

હીપાનું મ્હોં લાપસી ખાવા લાગ્યું. તેણે માની લીધું કે રથી પોતાની તરફ આવે છે!

હર્ષના આવેશમાં એ તાનમાં આવી ગયો, અને રથીને હસતે મોઢે સત્કારવા આતુર બન્યો.

× જુઓ સામસામાં ચિત્રો.

પરંતુ રવી તો હીપા તરફ વક્ર દૃષ્ટિ કરીને ડેલીની બહાર ચાલી ગઈ.*

હીપો અધીરો બન્યો. બીજું કંઈ નહિ તો પણ દેવી વિષે તેને પુછી લેવાનું મન થયું. પરંતુ 'રખેને એ રાં...ફજેતો કરે' એ ભયથી તેને મનની ઈચ્છાને દાબી દેવી પડી.



"આ તો રવી ખવાસણ! શો એનો ઠમકો! એ તો મારી પાસેજ આવતી લાગે છે!" [પૃ. ૨૧૨]

* જુઓ સામસામાં ચિત્રો.

મનમાંને મનમાં અકળાતાં તે ઉઠયો અને બહાર જતી રવી પાછળ નજર પહોંચી ત્યાં સુધી તાકી રહ્યો. એ 'ગોલી' હમણુંજ પાછી આવે એમ લાગતું નથી એમ તેણે ખાત્રીપૂર્વક માની લીધું.

ધીમેથી તેણે ખડકીનું બારણું બંધ કર્યું, અને આંગળીયો ભરાવ્યો.

તેણે નિશ્ચય કરી લીધો—ગમે તેમ થાય પણ આજ તો એ રૂપસુંદરી સાથે રંગે રમવું !

રખેને અવાજ થાય એવી સાવચેતી રાખતો—બીલાડીની માફક પગલાં મુકતો હીપો પોતાની નજરમાં રમી રહેલા ઓરડા તરફ ચાલ્યો.

દારૂના ઘેનમાં તેના પગ ફુગી જતા હતા, શરીર લથડીયા ખાતું હતું, મગજ ચકરચકર ફરતું હતું, છતાં પોતાના મનમંદિરમાં રમી રહેલી 'દેવી'ના દર્શનની તીવ્ર લાલસાથી તે જેમ તેમ કરીને ઓરડા તરફ ધસડાયો.

ઓરડાનું બારણું અડધું ઉઘાડું હતું. બન્ને કમાડ વચ્ચેની ખુલ્લી જગ્યામાંથી હીપાએ પોતાની કામાતુર નજર ફેંકી. અંદરનું દ્રષ્ય જોતાંજ તે મુગ્ધ બન્યો.

સોળ વર્ષની સુંદરી સોળે શણગાર સજીને દેવી જગદંબાની સેવામાં લીન બની હતી. ધુપદાનીમાંથી નિકળતી સુગંધ આખા ઓરડામાં સુવાસ ફેલાવી રહી હતી. પૂજનથાળમાં મુકેલી પિત્તળની ઝગમગતી દીવીમાં પ્રગટાવેલા દીવાથી **આરતી ઉતારીને એ સૌંદર્યમૂર્તિ માતાજીને પ્રસન્ન કરી રહી હતી.*** પૂર્ણ પ્રકાશીત દીપકની ઝળહળતી જ્યોત એ રૂપસુંદરીના સૌંદર્યને અનુપમ કાંતિ અર્પી રહી હતી !

હીપાને લાગ્યું કે આ કોઈ મૃત્યુલોકનું માનવી નહિ, પરંતુ યોગભ્રષ્ટ બનેલી કોઈ દેવાંગના કે ઈંદ્રની એકાદ અપ્સરા છે !

---

* જુઓ ચિત્ર.



આરતી ઉતારીને એ સૌંદર્યમૂર્તિ માતાજીને પ્રસન્ન કરી રહી હતી.

વીરાંગનાની વાતો ]        પૃ. ૨૧૪.        [ પરાક્રમી પાંચુ

# ૧૧. સૌંદર્યનો પૂજારી !

વિષયલોલુપ તેનો જીવ ધીરજ ધરી શક્યો નહિ. દારૂના નિશાએ તેને નફ્ફટ બનાવી મુક્યો. તેણે જાળવીને એક કમાડ અંદર હડસેલ્યું, ચોરની માફક લપાતાં છુપાતાં તે અંદર આવ્યો, અને આરતી ઉતારતી એ સુંદરીની પાછળ ઉભો રહીને તેના અંગે અંગનું નિરીક્ષણ કરવા લાગ્યો.

દીપકના ઉજ્વળ પ્રકાશમાં હીપાનો પડછાયો પડયો અને એ સુંદરીની નજર ખેંચાણી. પાછી ફરીને જુએ તો પોતાને ત્યાં આવેલો મહેમાન કામાસક્ત નજરે પોતાની તરફ જોઈ રહ્યો છે !

" મુકી દે, મુકી દે, તારા જેવી નવયૌવનાને આ સેવા અને પૂજા—આ યજ્ઞ અને આરતી ન શોભે ! અત્યારે તો તારે મારા જેવા રસિયા સાથે રંગ ખેલવાના હોય ! "

હીપો એ સુંદરીની સામે આવ્યો અને તેની કોમળ દેહલતાને સ્પર્શ કરવા માટે પોતાનો હાથ લંબાવ્યો.

એ સુંદરી પાછળ હઠી. હાથમાંની દીવીનો દીવો હોલવવાની તૈયારીમાં હતો—કેમ જાણે પાપીના પડછાયાથી અલિપ્ત રહેવા માગતો હોય !

" દેવી ! તું તો લજામણી કરતાંય વધુ લજ્જાવાળી લાગે છે ! લજામણી માણસનો સ્પર્શ થાય ત્યારેજ સંકોચાય છે—તું તો મને જોતાંજ ભડકીને દૂર ભાગે છે ! "

" બાપુ ! માતાજીનાં દર્શન કરવાં હોય તો કરીને અહીંથી ચાલ્યા જાઓ. કોઈ જોશે તો નાહક વ્હેમાશે. "

" હું તો તારા દર્શન કરવા માટે આવ્યો છું. દેવી ! હું પૂજારી બનીને આવ્યો છું—માતાજીનો નહિ, પણ તારા સૌંદર્યનો ! "

" બાપુ ! હું તો તમારી દીકરી કહેવાઉં. "

" એ ભગતડાવેડા જવા દે, દેવી ! આજે તો તારા પ્રેમામૃતનું

પાન કરાવ. તારા રસમાં મને તરબોળ કરી દે!"

હોલવાઈ જતા દીવાવાળી દીવી સાથે પૂજનથાળ હાથમાંજ પકડી રાખીને દેવી બહાર નિકળી જવા માટે બારણા તરફ વળી, પરંતુ તે બારણા સુધી પહોંચે તે પહેલાંજ હીપો કાઠી તેની આડે આવ્યો અને પગે પડીને વિનવવા લાગ્યો.

"નહિ જવા દઉં, નહિ જવા દઉં, તારા રૂપરાશીનો ઉપભોગ કર્યા વિના અહિંથી બહાર નહિજ નિકળવા દઉં!"

દેવી મુંઝાણી. આ કામાંધ પુરૂષ પોતાના અંગનો સ્પર્શ કરે તો તો ગજબ થઈ જાય! તેની સાથે માથાઝીક કર્યા વિના ઓરડાની બહાર નિકળવું અશક્ય હતું. પોતાના શિયળની રક્ષા કરવાનો બીજો ઉપાય ન સૂઝતાં તેણે બૂમ પાડી.

"બાઇજી! ભાભીજી! દોડો, દોડો! આ પાજી મારો માર્ગ રોકી રહ્યો છે!"

## ૧૨. છંછેડાયલી સિંહણ!

હૈયાફાટ ચીસથી આખું ઘર ગાજી ઉઠયું. દેવીની ચારે જેઠાણીઓ ત્યાં આવી અને શરમ છોડીને હીપાને ઓરડીની બહાર નિકળી જવા વિનવવા લાગી.

પરંતુ હીપાને અત્યારે દીન દુનિયાનું ભાન ન્હોતું. દારૂના કેફે એને વિચારશૂન્ય અને ભાનભૂલો બનાવી દીધો હતો. દેવીને છોડીને તે આ ચારે વહુઓ તરફ પોતાની મલીન નજર નાખીને ફાવે તેવા ચેનચાળા કરવા લાગ્યો.

પાંચુ ડોશીની પાંચે વહુઓ શું કરવું તેના વિચારમાં પડી હતી, તેવામાં દેવીની ચીસ સાંભળીને પાંચુ ડોશી પોતાનું કામ પડતું મેલીને ત્યાં દોડી આવી. જુએ તો હીપો કાઠી નફ્ટ થઈને પોતાની વહુઓ તરફ તાકી રહ્યો છે!

અનુભવવૃદ્ધ ડોશી વસ્તુસ્થિતિ સમજી ગઈ. હીપો કાઠી આજે પોતાના ઘરની લાજ લેવા તૈયાર થયો છે એ જોતાં જ તેનું લોહી ઉકળી આવ્યું.

"નમાલા જેવીઓ ! આમ ફાટે ડોળે જોઈ શું રહી છો ?" કહેતીકને તે ઓરડાના બારણામાં ઉભેલી ચારે વહુઓને એક કોર ખસેડી અંદર આવી અને નાની વહુનો માર્ગ રૂંધી રહેલા હીપાને પગની મજબુત પાટુ મારીને માર્ગમાંથી દૂર હડસેલ્યો.

આખી જીંદગીમાં હીપાએ આવું અપમાન સહન કર્યું નહોતું. તેનું ચાલત તો અત્યારે જ પોતાને પાટુ મારનારને તે યોગ્ય શિક્ષા આપત, પરંતુ અહીં પોતાની હકુમત નહોતી. આતો 'પાંચુ ડોશીનો નેસ' હતો ! અધુરામાં પુરૂં તે મદિરાને વશ બની ગયો હતો. શું બન્યું, કોણે પોતાને પાટુ મારી, તેનું પણ તેને પુરૂં ભાન નહોતું !

વસ્ત્રોને ખંખેરતો, બંને હાથથી પડખું પંપાળતો હીપો ઉઠયો અને દેવીને આલિંગન આપવાની ઇચ્છાથી બન્ને હાથ પહોળા કરીને તેને ભેટવા ગયો.

પાંચુએ આ જોયું. હીપાની નફટાઈ ઉપર તેને કારમો ક્રોધ ઉપજ્યો. છંછેડાયલી સિંહણુની માફક ફાળ ભરી તેણે હીપાનું બાવડું પકડી લીધું અને બાવડાને ખેંચીને હીપાને ધક્કો માર્યો.

'ધબાંગ' કરતો અવાજ થયો અને હીપાનું પ્રચંડ શરીર ઓરડાની ભીંત સાથે અફળાયું. મુંગા મારથી વ્યથિત થતો હીપો આ છંછેડાયલી સિંહણુ સામે જોઈ રહ્યો.

## ૧૩. કાંડું મરડયું.

શું કરવું તે તેને સુઝયું નહિં. આ વજ્રકાય ડોસી સામે ટક્કર ઝીલવાનું પોતાનું ગજું નથી એવી તેની ખાત્રી થઈ ગઈ. એકાએક તેને પોતાની તલવાર સાંભળી. મ્યાનમાંથી તલવાર કાઢીને પોતાને હંફાવનાર શત્રુ સામે તે ધસ્યો.

પાંચુ ડોશી સમજી ગઈ. પોતાનો મ્હેમાન દારૂના નિશામાં ચકચુર છે એ કળી જતાં આ ચાલાક ડોશીને વાર ન લાગી. હીપાની તલવાર કંઈ તોફાન મચાવે તે પહેલાં જ તેને મહાત કરવાની જરૂર તેણે જોઈ લીધી. હીપો તલવાર લઈને ઉછળ્યો તે જ ઘડીએ તેણે હીપાની નેમ ચુકવી અને તલવારવાળું તેનું કાંડુ જોરથી પકડી લીધું.

વજ્ર સમા લોખંડી પંજામાં પકડાયલા કાંડાને છોડાવવા હીપાએ ખુબ ફાંફાં માર્યા, પરંતુ મડાગાંઠની માફક વળગેલા પંજામાંથી છટકવું મુશ્કેલ જણાયું. પોતાનું કાંડુ પકડનારને તલવારની ધારથી ઘાયલ કરવાનો તેણે વિચાર કર્યો અને કાંડુ છોડાવવાનો પ્રયાસ કરતો હોય તેવો ઢોંગ કરી તલવારને ઉછાળવાનો પ્રયાસ કર્યો.



કાંડું એવું તો મરડયું કે હીપાના હાથમાંથી તલવાર છુટી ગઈ. અને......

અનુભવી પાંચુ તેની આ કરામત સમજી ગઈ. કુટીલ નીતિવાળા આ કાઠીની પ્રપંચજાળને તોડી નાંખવા માટે તેણે **તેનું કાંડું એવું તો મરડયું કે હીપાના હાથમાંથી તલવાર છુટી ગઈ×** અને 'ખડીંગ' અવાજ કરતી નીચે પડી.

સાસુનું આ અદ્દભુત પરાક્રમ જોઈને વહુઓ આશ્ચર્યચકિત બની

× જુઓ ચિત્ર.

ગઈ. તેમને પણ શૌર્ય છુટ્યું. તેઓ ડોશીની વ્હારે ધાઈ.

"જોયા શું કરો છો! આ દારૂડીયાને બે ચાર તમાચા ખેંચી કહાડો, એટલે અબઘડી એનો દારૂ ઉતરી જશે." પાંચુ ડોશીએ હીપાનું કાંડું પકડી રાખતાં જ આજ્ઞા કરી.

પછી તો પૂછવું જ શું? દેવીએ નીચે પડેલી તલવાર ઉપાડી લીધી, અને તેની જેઠાણીઓએ દારૂના ઘેનમાં મદોન્મત્ત હાથીની માફક ઝુલતા–પોતાનું કાંડું છોડાવવાનો પ્રયાસ કરતા હીપા કાઠીને તમાચા અને ગડદાપાટુનો સ્વાદ ચખાડીને તેનો દારૂનો નિશો ઉતારી નાંખ્યો.

## ૧૪ તલવાર કે દાતરડું?

મદિરાનો કેફ ઉતરતાં હીપાને પોતાની વસ્તુસ્થિતિનું ભાન આવ્યું.

પાંચ પાંચ પદમણીના સૌંદર્યદર્શન અને પ્રેમરસનો રસાસ્વાદ મળવાને બદલે અહીં તો લતાપ્રહાર અને અપમાન સહન કરવાનો પ્રસંગ આવ્યો, અને 'લેને ગઈ પૂત ઓર ખો આઇ ખસમ' જેવું થયું એ ધ્યાનમાં આવતાંજ તે ખીસિયાણો પડી ગયો. તેમાં પણ પાંચુ ડોશી જેવી એક સ્ત્રીના હાથે પોતે પરાભવ પામ્યો એ વિચારથી તો તેને મરવા જેવું થયું.

પરંતુ અત્યારે આનો કાંઈ ઉપાય નહોતો, ભલભલા પહેલવાનને પણ છક્કડ ખવરાવે તેવી પાંચુ સાથે બાથ ભીડવાનું પોતાનું સામર્થ્ય નહોતું. આટલો ઢેડફજેતો કરાવ્યા પછી અને આટલું અપમાન સહન કર્યા પછી એક ક્ષણ પણ આ ઘરમાં રહેવામાં સાર નહોતો. હાલ તરત તો અહીંથી છટકી જવું એમાંજ શોભા અને સલામતી હતાં!

ઉભી પુંછડીએ કુતરો નાસે તેમ તે લાગ જોઈને ત્યાંથી નાઠો, અને એ ઓરડો, ઈંદ્રની અપ્સરા સમી એ દેવી, પાંચુની પાંચ પાંચ પદમણી સમી વહુઓ, જમદૂત શી એ પાંચુ ડોશી, કે પોતાને અતિશય આદરસત્કાર આપનાર એ ઘર તરફ એક પણ નજર ફેંક્યા વિના જ તેણે ડેલી તરફ દોટ મુકી.

"કાઠી! આ તમારૂં દાતરડું લેતા જાવ!"× એમ કહીને પાંચુ ડોશીએ નાની વહુના હાથમાંની તલવાર લઇને ભાગી જતા હીપા કાઠી તરફ તેનો છુટો ઘા કર્યો.*



ભાગી જતા હીપા કાઠી તરફ તલવારનો છુટો ઘા કર્યો......[ પૃ. ૨૨૦ ]

× * જુઓ સામસામા ચિત્રો.

મુઠી વાળીને દોડતા હીપા કાઠીએ આ સાંભળ્યું. પોતાનું એક પણ ચિહ્‌ન અહીં રહી જાય તેમાં પોતાની આબરૂ નહિ એમ માનીને દોડતાં દોડતાં જ વાંકા વળીને તેણે પોતાની તલવાર ઉપાડી લીધી અને જતાં જતાં ક્રોધ ભરી નજર તાકીને બોલ્યો, "હવે તું પણ જોઈ લેજે આ ભાયડાના ભડાકા! કાલેજ કાઠીઓનું કટક લઇ આવીને આ નેસડાને પાયમાલ ન કરી નાંખું તો મારૂં નામ હીપો કાઠી નહિં!"



'કાઠી! આ તમારૂં દાતરડું લેતા જાવ!'........[પૃ ૨૨૦]

## ૧૫ કાઠીનું કટક !

હીપો મુઠી વાળીને નાઠો તે છેક તખુભા પાસે આવ્યો ત્યાં સુધી આડુંઅવળું જોવાના પણ તેનામાં હોસ ન્હોતા. પાંચુ અને તેની પાંચે પદમણીઓએ તેનો નિશો ઉતારી દીધો હતો, એટલે હવે તે ભાનમાં હતો. દેવીના પ્રેમરસનો ઉપભોગ કરવા જતાં પોતાના ઉપર શા શા સંસ્કારો વીત્યા એ વાત હવે પૂરેપૂરી તેના ધ્યાનમાં આવી ગઇ હતી. તેણે તખુભાને એક કોર બોલાવીને સત્ય હકીકત જણાવી.

તખુભા હસવા લાગ્યો. "બાપુ ! એમ તો એમ ! એ પદમણીઓની ચંપાકળી જેવી આંગળીઓના તમાચા પણ મીઠા મધ જેવા લાગે !"

અને ખરેખર, બીજા કોઈ પ્રસંગે હીપા કાઠીને પણ એમજ લાગ્યું હોત, પરંતુ પાંચુએ કરેલી ફજેતીથી એના અંતરમાં ઝાળ વ્યાપી હતી. તેણે તખુભાને તરછોડી નાંખ્યો.

"મા...ળા ગોલકીના ! લાંડી કરતાં શરમાતો નથી ? આ તો 'હાઠીયાને મન હસવું અને દેડકાનો પ્રાણ જાય' એવી વાત છે ! એ જમદૂત જેવી ડોશીના સપાટામાં તું આવ્યો હોત તો ઘણોય પાંસરો થઈ જાત !" હીપા કાઠીએ બળતરા ઠલવી.

તખુભાએ જોયું કે કાઠી અત્યારે ક્રોધથી ધુંવાપુંવા થયો છે. તેણે પોતાની હોડ પુરી કરવાનો–પાંચુને નમાવવાનો ખરેખરો અવસર આવેલો જોયો, અને બળતામાં ઘી હોમીને કાઠીના ક્રોધાગ્નિમાં પાંચુ ડોશીને–તેના કુટુંબપરિવારને બાળીને ભસ્મ કરી નાંખવાની તેણે તક સાધી.

"અરે, એ રાં...પાંચુડીના તે શા ભાર છે, બાપુ ! જોતજોતામાં એના ભુકા વેરી નાંખીયે. બધા કાઠીઓ એક વખત ઉલટી પડે તો એને જીવવું યે ભારે થઈ પડે."

"પણ બધા કાઠીઓ ભેળા શી રીતે થાય ? એમને તો બેઠા

હોય ત્યાંથી ઉભા કરવાય કઠણ છે." હીપાએ મુશ્કેલી રજુ કરી.

"એ કામ મારૂં. ફક્ત તમારે એક કામ કરવું પડશે."

"શું ?" હીપો આતુર બન્યો.

"આજે બનેલી ખરી બીના ઢાંકી દેવી અને બીજું જ તૂત ઉભું કરવું."

"બીજું તૂત વળી કેવું ?"

"એ બધું માર્ગમાં સમજાવીશ. હમણાં તો ચાલો અહીંથી વંજો માપી જઈએ. પળવાર પણ અહીં રોકાવામાં સાર નથી."

તખુભા હીપાને લઈને રસ્તે પડયો.

* * * *

"રંગ છે હીપા કાઠીને, રંગ બાપુને !"

અફીણના આખાય ગોટાને ખરલમાં ઘુંટીને રગડા જેવો ધાટો કસુંબો બનાવી બધાને અંજલી આપતો ગઢવી રંગ દેવા લાગ્યો.

આજે ડાયરો હેકડાઠઠ ભરાણો હતો. હીપાએ આસપાસના કાઠીઓને કસુંબાપાણી માટે નોતર્યા હતા. અફીણનો અમલ કર્યા પછી મ્હોં મીઠું કરવા માટે મીઠાઈના થાળ પણ તૈયાર રાખ્યા હતા.

"રંગ તો ઉતારી નાખ્યા, ગઢવી ! હવે રંગ લઈને શું કરવું છે ?" હીપાએ આખા ડાયરાના દેખતાં નિસાસો નાંખ્યો.

"બાપુ ! આજે આમ કેમ કચવાઓ છો ? આખા કાઠી ડાયરાના મોવડીનો રંગ ઉતારી નાંખે એવું નવતર કોણ પાકયું છે ?"

"નવતર નથી, બાપ ! એ તો જુના જોગી જેવી છે અને તે પણ હાથે પગે હળવી એક રાંડીરાંડ !"

હીપાએ પુનઃ નિરાશામાં ડોકું ધુણાવ્યું.

"બાપુ, પણ ખુલાસાથી વાત તો કરો. એમ મનમાં ને મનમાં અકળાયા કરો તે શા ખપનું ?"

"અરે પેલી રાં...પાંચુડી! હું ખળાં ઉઘરાવવા ગયો એટલે વાતવાતમાં કજીઓ કરી બેઠી અને પોતાના બાપનીજ જમીન હોય તેમ ઉલટી મને દબાવવા લાગી. કાઠી ભાઈઓની બીક બતાવી તો કહે કે જોયા જોયા તમારા કાઠી ભાઈઓ! એ બાયલા જેવા મને શું કરી શકવાના છે!" હીપાએ બનાવટી હકીકત જણાવી.

"હેં! એટલો બધો અહંકાર! ત્યારે તો એ રાં...ને બતાવી દઈએ કે કાઠી ભાઈઓ તો તારૂં માથું ભાંગી નાંખે એવા પડયા છે!"

અને ડાયરામાં હાજર રહેલા દરેક કાઠીએ હીપાને મદદ કરવાની પ્રતિજ્ઞા લીધી.

ડાયરાનો આનંદ ઉડી ગયો. કસુંબાનો રંગ બગડી ગયો. સૌના મગજમાં એકજ વાત રમી રહી—એ ઉધ્ધત પાંચુડીને પુરી કરી નાખવાની!

આ બધી યુક્તિ તખુભાની હતી. સુત્રધારની સૂચના મુજબ નટ પોતાની ભૂમિકા ભજવે તેમ તખુભાએ શિખવ્યા પ્રમાણે હીપાએ બરાબર વેષ ભજવ્યો અને તેનું ધાર્યું પરિણામ આવ્યું.

કાઠીનું કટક પાંચુના નેસ ઉપર ચઢી આવ્યું.

## ૧૬ શરણાગત.

"દેવોજી! બાપુ! આજ લાજ તમારે હાથ છે, હું તો તમારે શરણે છું." એક વૃદ્ધ સ્ત્રી દોડતી આવી અને ઘોડેસ્વાર થવા માટે પેંગડામાં પગ મુકવા જતા **દેવોજીના ચરણ આગળ ખોળો પાથરીને તેને વિનવવા લાગી.**×

"શું છે, બ્હેન! બાપુ! આ દેવોજી શરણાગત ધર્મનું પાલન કરવા સદાય તત્પર છે."

---

× જુઓ પૃ. ૨૨૫ ઉપરનું ચિત્ર.



દેવોજીના ચરણ આગળ ખોળો પાથરીને તેને વિનવવા લાગી. [પૃ. ૨૨૪]

"બાપુ! હળાહળ કળજુગ આવ્યો છે. ગરાસદારોએ નીતિને નેવે મુકી છે. ખેડવાયાની વહુદીકરીઓ ઉપર કુડીનજર કરતાં એમને જરાય લાજ કે શરમ આવતી નથી. જમીનદાર થયા એટલે જાણે એને ફાવે તેમ વર્તવાનો પરવાનો મળી ગયો!" વૃદ્ધ સ્ત્રીએ મનની વરાળ કાઢવા માંડી.

"હોય બા! પાંચે આંગળીઓ કાંઈ સરખી હોય છે?" સૌ કર્યા કરમ ભોગવશે. મારો બાપો સૂરજ મહારાજ બધાના પાપ પુન્યનો સાક્ષી છે" દેવાજીએ આકાશ તરફ જોયું અને સૂર્ય-નારાયણને નમસ્કાર કર્યા.

'પણ બાપુ! આ તો ચોરી ઉપર સિરજોરી જેવી વાત છે. ઓલા હીપા કાઠીનું નામ તો તમે સાંભળ્યું હશે. પરસેવાનાં ટીપાં પાડીને એની કોરી ટાકરડી જેવી જમીન ખેડીને રસાળ બનાવી દીધી ત્યારે એણે મેમાન થઇને મારી વહુવારૂ ઉપર કુડી નજર કરી. એ કાળો કામો કરવામાં એની કારી ન ફાવી, એટલે હવે કાઠીનું કટક લઈ આવીને અમારૂં નિકંદન કાઢવા તે તત્પર બન્યો છે." વૃદ્ધા-પાંચુ ડોશીએ ખુલાસો કર્યો.

દેવોજી આ બધું નિરાંતે સાંભળી રહ્યો હતો. તેણે ઠંડા જીવે પ્રશ્ન કર્યો, "કેવા છો?"

"કારડીઆ રજપૂત× છીએ, બાપુ!"

'રજપૂત થઈને મોતથી ડરો છો?'

આ પ્રશ્ન તીરની માફક પાંચુ ડોશીની છાતી સોંસરવો નિકળી ગયો. તે એકદમ ઉભી થઇ ગઇ. ક્રોધથી કંપતા સ્વરે તે બોલી, "બાપુ! કહો તો અત્યારે આ માથું વાઢી આપું. મોતનો મને ડર નથી. સૂરજ મહારાજની મહેરથી પ્રભુના આપ્યા મારે પાંચ જુવાનજોધ

× રજપૂતોમાં નીચે મુજબ જાતો છે:—**ગિરાસિયા**—ગિરાસવાળા, રાજના ભાયાત અગર નાનો મોટો ગિરાસ ધરાવનારા, પડદાનો રિવાજ પાળે, કન્યાવિક્રય નજ કરે: **જીકારા**—ગિરાસ નહિં, બાકી રીતરિવાજ ગિરાસદાર ગિરાસિયા જેવા, કન્યા ગિરાસિયાને આપે: **કારડીઆ**—જમીનદાર નહિં, ગિરાસ હોય તે. પણ પસાયતો-ચાકરીના બદલામાં, ખેતીનું કામ કરનારા, ઓઝલ નહિં, નાતરાની છુટ, રજપૂતોની બધી જાતો સાથે ભાણા વ્યવહાર ખરો, સ્ત્રીઓ ખેતીનું બધું કામ કરે અને તેમનો પહેરવેશ કણબીની સ્ત્રીઓ જેવો, જાતે શૂરવીર, ટેકીલી જાત, કહેવત છે કે '**કારડીઓ અને કોાણીનું હાડ જરાય ટોકર ન ખમે!**': **નાડોદા**—કારડીઆ જેવા રીતરિવાજ પણ હાડે રાંક.

દીકરા છે તે પચીસને પુરા પડે એવા છે. પણ હીપો તો આખા નેસને ભોં ભેગો કરવા માટે કાઠીઓની મોટી સેના લઇને આવવાનો છે. નેસના ગણ્યાગાંઠયા માણુસો એની સામે ક્યાં સુધી ટકી શકે ? અને લડતાં બધાય ખપી જાય, નેસની પાયમાલી થાય અને એ કાળમુખો ફાવી જાય તો તો પછી ' ધર્મે જય અને પાપે ક્ષય ' એ કહેવત ખોટી ઠરે અને પૃથ્વીમાંથી પુણ્ય પરવારી જાય." '

" એમ છે ?" દેવોજી વિચારમાં ઉતરી પડયો.

" હા બાપુ! આ તો 'કીડી ઉપર કટક' જેવો મામલો થયો છે. અને બીજી વાત કહું ? આ નેસની ધરતી એવી તો ફળદ્રુપ છે કે એમાંથી કાચું સોનું નીપજે! આપ અત્યારેજ સાબદા થાઓ તો આખો નેસ આપના કબજે કરાવી દઉં. ફક્ત છાતીવાળા માણુસોની સારી સંખ્યા સાથે હોય તો પછી કાઠીના એ કટકને જોતજોતામાં નસાડી મુકું એટલી મને હિંમત છે!" પાંચુએ ખુલાસો કરતાં કરતાં દેવોજીના તાળવે ગોળ ચોંટાડયો.

દેવોજીએ આકડે મધ ભાળ્યું. મળતો લાભ ગુમાવે એવો મૂર્ખ તે ન્હોતો. સ્વાર્થની સાથે પરમાર્થ સાધવા જેવી આ સોનેરી તક તે શા માટે જતી કરે ? શરણાગત ધર્મનું પરિપાલન થાય અને સાથે કાચા સોના જેવી ધરતીના ધણી થવાય એ તો સોના સાથે સુગંધ મળવા જેવું ગણાય. તેણે પળ માત્રમાં નિર્ણય કરી લીધો.

"ભલે, તમારા વિશ્વાસે હું મારા માણુસો લઇને નેસના રક્ષણ માટે આવું છું. હું મારૂં વચન પાળીશ. તમે તમારૂં વચન નભાવજો." દેવોજીએ પોતાનો નિશ્ચય જણાવી દીધો.

× × × ×

હીપો કાઠી અપમાનીત બનીને ધમકી આપીને ચાલ્યો ગયો તે હકીકત પાંચુએ બીજા દિવસે પોતાના પુત્રોને જણાવી. એકલો

હીપો કાઠી હોત તો તો આ પાંચ જુવાનજોધ ભાઇઓ તેને ચાંચ-ડની માફક ચપટીમાં ચોળી નાખત, પણ એ તો અહીંથી છટકી ગયો હતો અને કાઠીઓનું મોટું દળ લાવવાની ધમકી આપી ગયો હતો ! એટલે હવે તો એના હુમલા સામે ટક્કર ઝીલવાની તૈયારી કરવાની જરૂર હતી.

કાઠીઓનું મોટું ધાડું આવે તો નેસના માણસો તેને પુરા ન પડી શકે એ વિચારથી પાંચુ અને તેના પાંચે પુત્રો ચિંતાતુર બનીને ઉંડા વિચારમાં ઉતરી પડયા હતા તેવામાં તેમને વાવડ મળ્યા કે સિહોરથી દેવોજી ઉમરાળાનો વહિવટ કરવા માટે હમણાં જ ઉમરાળા આવ્યા છે અને તે નીતિપરાયણ અને ધર્મરક્ષક હોવાથી શરણાગતનું રક્ષણ કરવા સદા તત્પર રહેનારા છે.

પાંચુએ તરતજ મનમાં કંઇક વિચાર કરી લીધો અને તે ઉમરાળા જવા નિકળી. ઉમરાળાની સીમમાંજ તેને દેવાજીનો ભેટો થઈ ગયો અને તેને વિનવીને–મધલાળ લગાડીને પોતાની મદદે આવ-વાનું તેની પાસેથી વચન મેળવી લીધું.

× × × ×

## ૧૭. પરાક્રમનું પારખું !

પાંચુના પગમાં જોર આવ્યું. દેવોજીની સહાય મળતાં એનો ઉત્સાહ દ્વિગુણીત થયો. આખા નેસમાં એણે યુદ્ધની હાકલ કરી. જુવાનીયાઓ ખુશી ખુશી થઇ ગયા. લાંબા વખત થયા ખીંટીએ ટીંગાતી તલવારો કટાઈ જતી હતી તેને આજે કસોટીએ ચડાવવાનો–એના પાણીનું પારખું કરવાનો શુભ અવસર સાંપડેલો જોતાં સૌ આનંદમાં આવી ગયા અને મોટો ઉત્સવ ઉજવવાનો હોય તેવી તૈયારી કરવા લાગ્યા.

જોતજોતામાં બંદોબસ્ત થઇ ગયો. નેસડામાં જ્યાં જ્યાં પ્રવેશ કરી શકાય તેવાં છીંડાં હતાં ત્યાં ત્યાં તેને થોર અને કાંટાની વાડથી બંધ કરી દેવામાં આવ્યાં, અને નેસના ઝાંપાને બંધ કરી તેના આડે મોટા ગાડા ગોઠવીને ગાડાનો ગઢ બનાવ્યો હોય તેમ કીલ્લેબંદી કરી, જેથી ધાડું ચડી આવે તો પણ એકદમ નેસડામાં પ્રવેશ કરી શકે નહિં.

દીર્ઘદર્શી **પાંચુ** ડોશીએ એક ચાડિકો* રાત ને દિવસ—આઠે પહોર ઝાડની ટોંચે બેસી રહે એવી ગોઠવણ કરી હતી, અને નેસડાનો કોઇ પણ આદમી 'ગરથ ગાંઠે'ની માફક હથિયાર વિના બહાર ન નિકળે એવી સાવચેતી બધાને આપી રાખી હતી. દુશ્મન આવે ત્યારે દોડાદોડી કરવી ન પડે એવી વ્યવસ્થા રાખવામાં **પાંચુએ** જરાય મણા ન રાખી.

અને બાજપક્ષીની માફક ચોમેર તીક્ષ્ણ નજર નાંખતા ચાડિકાએ દૂરથી ધૂળના ગોટેગોટા આવતા જોયા. તેણે એ દિશામાં નજર ઠારી.

નદીમાં રેલ ચડી આવતી હોય તેમ તેણે સંખ્યાબંધ ઘોડેસ્વારોને પોતાના નેસ તરફ આવતા દીઠા, અને તેણે ઉપર બેઠાબેઠાજ પોતાના ઢોલ ઉપર દાંડી મારી.

બુંબીઓ ઢોલ વાગતાંજ આખું નેસડું ચમકી ઉઠયું. હાથમાં લીધેલું કામ પડતું મુકીને નાના મોટા તમામ પુરૂષો હથિયાર ધારણ કરીને ઘરની બહાર નિકળી પડયા. સ્ત્રીઓ પણ પોતપોતાના ઘરમાં રક્ષણ કરવા માટે તત્પર બની રહી.

**પાંચુના** પાંચે પુત્રો શસ્ત્રો સજીને સૌની મોખરે નિકળ્યા અને ઝાંપાની રક્ષા કરવા ઉભા રહ્યા. **પાંચુ** ડોશી ઉઘાડી તલવારે આમતેમ આંટા મારીને બધાને પાનો ચડાવવા લાગી.

---

* બાતમી આપનાર.

જોતજોતામાં કાઠીનું કટક નેસ ઉપર ચડી આવ્યું. હીપો કાઠી અને તેનો માનીતો હજુરીયો તખુભા મોખરે હતા.

"જુઓ, તમારી પદમણી સમી ધરવાળીઓની લાજ લુંટવા આવેલો હીપો કાઠી હાલ્યો આવે! મારૂં દૂધ પીને ઉછર્યા હો તો સામી છાતીયે એની સાથે લડજો" પાંચુએ પોતાના પુત્રોને પાનો ચડાવ્યો અને ગામલોકોને સાવધાન કરવા ચાલી ગઇ.

'મારો! મારો!' કરતા કાઠીઓ ઝાંપા આગળ આવી લાગ્યા. પાંચુના પાંચ પુત્રો અને નેસના પચાસેક જુવાનિયા ઝાંપો રોકીને ઉભા હતા. તેમની તલવારની અણીએ ધસમસ્યા આવતા કાઠીઓને ઝાંપા બહારજ અટકાવી દીધા.

"એલા ઈ કોણ છે ઝાંપાની આડે ઓડાની માફક ઉભા રહેનારા! મા...ળા મોતનાજ ગરાગ છે ના! એલા જોયા શું કરો છો? ટપોટપ ભોડાં† ઉડાવી દ્યો એટલે મારગ મોકળો થાય!" હીપાએ હુકમ કર્યો અને પોતાના જમણા હાથ સમા તખુભાની સાથે વાતે વળગ્યો.

પરંતુ પાંચુના પુત્રો અને બીજા પચાસ શૂરાઓ એમ કમોતે મરવા ન્હોતા આવ્યા. તેઓ આવ્યા હતા રણશૂરા રજપૂતની માફક લડીને મરવા કે મારવા! તેમણે પોતાના શસ્ત્રો ચલાવ્યા.

હીપો ક્યારે હાથમાં આવે અને તેને પૂરો કરી નાંખીએ એવી ધૂનમાં પાંચુના પાંચે પુત્રો મરણિયા બની રણરંગ ખેલવા લાગ્યા.

પરંતુ હીપો તો દૂરજ રહ્યો રહ્યો હુકમો છોડયા કરતો હતો!

કાઠીના માણસો ટપોટપ પડવા લાગ્યા, પરંતુ એક પડે ત્યાં પાંચ નવા ઉભા થાય એવડી મોટી સંખ્યા હોવાથી નેસના પચાસ પરાક્રમી પુરૂષો પરાજય પામવાની અણી ઉપર આવી પહોંચ્યા.

---

† માથાં.

તેમને લડતાજ રાખીને કેટલાક કાઠીઓ જયઘોષ કરતા ગાડાની કિલ્લેબંધી તોડવાનો પ્રયત્ન કરવા લાગ્યા અને વિજયની ધૂનમાં ને ધૂનમાં બધાએ નેસમાં પ્રવેશ કર્યો.

એજ વખતે રણભેરીનો અવાજ થયો અને દેવોજીના માણસો નેસમાં તીડની માફક ઉભરાઇ જતા કાઠીઓ ઉપર તુટી પડયા. 'મારો ! કાપો !' ના બૂમરાણુથી વાતાવરણ ગાજી ઉઠયું.

નેસડાના પચીસ પચાસ માણસોને મ્હાત કરવા એમાં શી મોટી વાત છે ? એમ માનીને કાઠીઓ હોંસભર્યા આવ્યા હતા, પરંતુ અહીં તો મામલો ફરી ગયેલો જણાયો. તેમના હાથ હેઠા પડ્યા.

હીપાએ આ જોયું અને એનો જીવ બળી ગયો. દેવાજીને જોતાંજ એના ટાંટિયા ઢીલા થઈ ગયા. મનમાંજ તે બબડયો, 'આ કાળમુખો રંગમાં ભંગ પાડવા અહીં કયાંથી ફાટી નિકળ્યો ?'

પોતાની બાજી ઉંધી વાળનાર એ શત્રુને યમસદનમાં પહોંચાડવાનો તેણે નિશ્ચય કર્યો. તખુભાને તેણે ઇશારો કર્યો અને પોતાની જોટાળી બંદુક તેના હાથમાં મુકી.

તખુભાએ ચકમકથી જામગરી સળગાવી અને દેવોજી તરફ નિશાન તાકીને બંદુકને જામગરી ચાંપવા પોતાનો હાથ લંબાવ્યો.

રણચંડીની માફક ખુલ્લી તલવાર સાથે ચોમેર ઘુમીને લોકોને શૌર્ય ચડાવતી પાંચુ ડોશીએ આ જોયું, હીપા તરફ પીઠ કરીને ઉભા રહેલા પોતાના માણસોને ઉત્તેજીત કરતા દેવોજી તરફ એની નજર ગઈ અને એના પેટમાં ફાળ પડી.

'શત્રુને પીઠ પાછળથી ઘા કરવો એ નામર્દનું કામ છે,' પાંચુ મનમાંજ બબડી, 'પણ હીપા જેવો કામાંધ બીજું શું કરી શકે ? દેવોજીને કંઇ થાય–મને શરણુ આપનાર એ વીરનરનો વાળ વાંકો થાય તો તો મારે જીભ કરડીને મરવું પડે !'

દોડીને દેવોજીને ચેતાવવા જેટલો કે તખુભાનેઅટકાવવા જેટલો વખત ન્હોતો. તેણે તરતજ પોતાની કમરે બાંધી લીધેલી પોતાની માનીતી ગોફણ કાઢી, ખોળામાં સાચવી રાખેલા પાંચીકાઓમાંથી એક વજનદાર પાંચીકો કાઢ્યો, અને ગોફણ સમણીને નિશાન તાકીને પાંચીકાને એવો તો ફંગોળ્યો કે સનનન કરતા તીરની માફક આવતોકને તે જામગરી ચાંપવા જતા તખુભાના કાંડા સાથે ભટકાણો.×

'ઓ બાપરે !' તખુભાના મ્હોંમાંથી ચીસ નિકળી ગઇ અને જામગરી તેના હાથમાંથી સરી પડી.*



'ઓ બાપરે !' તખુભાના મ્હોમાંથી ચીસ નિકળી ગઈ અને જામગરી તેના હાથમાંથી સરી પડી. [પૃ. ૨૩૨]

× * જુઓ સામસામા ચિત્રો.

હીપો ચમક્યો.

તખુભાને આ શું થયું?

પાછળ નજર કરે તો રણચંડી સમી પાંચુ આંખમાંથી ક્રોધના અંગારા ખેરવતી પોતાના તરફ ધસી આવે છે!

તેની કાયા કંપી ઉઠી. પોતાનો કાળ પોતાની પાસે આવતો હોય એમ તેને લાગ્યું. તખુભાનો હાથ પકડીને તેણે નાસવા માંડ્યું.



ગોફણ સમણીને પાંચીકાને એવા તો ફંગોળ્યો કે સનનન કરતા તીરની માફક......[પૃ. ૨૩૨]

"ઉભા રહો, ઉભા રહો, કાઠી! સાચો શૂરવીર શત્રુની પીઠ પાછળ ઘા ન કરે! તાકાત હોય તો આવી જાઓ સામી છાતીએ લડવા! ત્યારેજ પરાક્રમનું પારખું થાય!" પાંચુએ તેની પાછળ દોડતાં ત્રાડ મારી.

પરંતુ હીપાએ તો પાંચુના પરાક્રમનું પારખું તે દા'ડેજ કર્યું હતું. તખુભાને આજે પારખું થયું. બંને એ પારખાથી ધરાઈ ગયા. પાંચુના પંજામાંથી છટકવા માટે બંનેએ દોટ મૂકી!

કાઠીઓએ ન્હાસી જતા હીપાને જોયો. પોતાના મુખીનો પરાજય જોઈને તેમના ગુડા ભાંગી ગયા. મોવડી જ આમ પાછું જોયા

વિના ભાગી જાય પછી કોના માટે લડીને નાહક જીવ આપવો એ વિચારથી કાઠીનું કટક પણ વેરણછેરણ થઈને એની પાછળ નાઠું અને નેસ ઉપર ચડેલું વિપત્તિનું વાદળ વેરાઈ ગયું.

× × × ×

"કાં તખુભા! આમ હાંફળાફાંફળા કેમ બની ગયા છો?" રમુભાએ ન્હાસી જતા તખુભાનું કાંડું પકડયું.

"અરે જવા દેને ભાઈ! પેલી જમદૂત જેવી ડોશી આવી લાગશે તો અહીં વગડામાંજ મોત બગડશે!" તખુભાએ કાંડું છોડાવવાનો પ્રયત્ન કર્યો.

દોડતાં દોડતાં તખુભાને ધમણની માફક સ્વાસ ચડયો હતો. એનો જીવ ચપટીમાં હતો. આવે વખતે રમુભા એને અટકાવે તે કેમ પોસાય!

"તો પહેલાં કબુલ કરો કે હું હોડમાં જીત્યો!" રમુભાએ એને ચસકવા ન દીધો.

"હા, બાપલા, હા. તું જીત્યો અને હું સાડી સાત વાર હાર્યો. હવે કેડો મુકીશ, મારા બાપ! તારે મન રમત થાય છે અને મારો જીવ જાય છે!" તખુભા નમી પડયો અને ત્યાંથી ન્હાસી છુટવા અધીરો બન્યો.

"પણ તમારા હીપા કાઠી કેમ આમ મૂઠી વાળીને ભાગે છે?" રમુભાએ કટાક્ષ કર્યો.

"જખ મારવા!" તખુભા વધુ અકળાયો.

"જા, ભાઇ, જા, તારા જેવું કોણ થાય! પણ જોજે, હવેથી પાંસરો રહેજે, નહિં તો વળી પાંચુ જેવું કોઇ માથાનું મળશે તો..."

માંડ મુક્તિ મેળવી હોય એટલી અધીરાઇથી તખુભા પોતાનું કાંડું છુટતાંજ ત્યાંથી ન્હાસી છુટયો.

* * * *

દેવાજી પોતાનો જીવ બચાવનાર **પાંચુ**ના પરાક્રમથી દિંગ થઈ ગયો. તેની ખાત્રી થઈ કે **પાંચુ** અબળા નહિં પણ પ્રબળા છે !

"રંગ છે રજપૂતાણી !" દેવાજીએ **પાંચુ**ની પ્રશંસા કરી, "તારા જેવી વીરાંગનાઓને લીધેજ રજપૂતોની કીર્તિ ઉજવળ બનીને નવે ખંડમાં અમર બની રહી છે !"

× × × × ×

**પાંચુ**એ પોતાનું વચન પાળ્યું અને નેસ દેવાજીના કબજે સોંપ્યો. દેવાજીએ નેસના સ્થળે સારૂં ગામ વસાવ્યું અને 'પાંચુના નેસ' ને બદલે તેનું નામ **પચ્છેગામ*** પાડયું. દેવાજીની સાફ દાનતથી અને ગામલોકોના ઉત્સાહથી એ ગામ આબાદ બનવા પામ્યું.

**પાંચુ**ના પરાક્રમથી પ્રસન્ન થઈને દેવાજીએ તેને સારો ગરાસ બક્ષીસ કર્યો. જીવતાં સુધી તે પરાક્રમી **પાંચુ**ના અદ્દભૂત પરાક્રમોની પ્રશંસા કરતો અને સાચી વીરાંગના તરીકે તેનું સન્માન સાચવતો.

× + × × ×

દેવાજીના વંશના દેવાણીના નામથી ઓળખાતા **ભાવનગર**ના ભાયાત ગોહિલો **પચ્છેગામ**ના તાલુકદાર છે અને પરાક્રમી **પાંચુ** ડોશીના વંશના ડોડીયા શાખાના કારડીઆ રજપૂતો તે દિવસથી હજી સુધી ત્યાંની પસાયતી જમીન ભોગવે છે.

---

* પચ્છેગામ ધોળા જંકશનથી થોડા અંતરે વળા પાસે આવેલું છે.





# મલ્લી.

## ૧. અબળા કે પ્રબળા ?

“ રામ રામ! પટેલ!”

“રામ બાપુને! ક્યાંથી આવવું થયું ?”

“આવીએ છીએ તો આમ છેટેની વાટથી, પણ સાંભળ્યું છે કે લટુડાનો ડાયરો બહુ રંગીલો છે, એટલે મન થયું કે લાવ લટુડામાં કસુંબા પાણી કરતા જઇએ.”

બોલનારે જવાબની રાહ ન જોઈ, બોલતાં બોલતાંજ તેણે પોતાના ઊંટને ઝુકાર્યો અને મર્દાનગી ભરી ચપળતાથી ઊંટના કાઠામાંથી નીચે ઠેકડો માર્યો.

તેની પાછળ પાંચ છ ઘોડેસ્વાર અનુચરો આવ્યા.

મુખી તરતજ ચોરા ઉપર ચઢી ગયો. તેના અનુચરો આજ્ઞાની રાહ જોતાં ઊંટ આગળજ થંભી ગયા.

"જરા ધાંયજાને મોકલીને ડાયરો ભેગો કરોને! સૂરજ મહારાજ માથે આવે તે પહેલાં તો સામે ગામ પહોંચી જવું છે. વ્હેલા વ્હેલા કસુંબા પાણી કરીને પરવારીએ. જોજો કોઇ ગરાસિયો કે નાડોદો રહી ન જાય!"

એણે તરતજ હાથમાંના ખલતાની દોરી છોડીને ખલતો ઉંધો વાળ્યો. સાબુના ગોળા જેવડા અફીણના ત્રણ ચાર ગોટા ભોં ઉપર રડી પડયા.

એકાદ ગામધણી હુકમ કરતો હોય તેવો સત્તાવાહક સ્વર સાંભળીને ચોરે બેઠેલો પટેલ વિચારમાં પડી ગયો હતો, તેવામાં અફીણના ગોટા જોતાં તેના મ્હોમાં પાણી આવ્યું. આતે એવો કયો મોટો ચમરબંધી હશે કે આમ આટલો બધો ઉદાર થઈ જાય છે!

'આપણે શું? આપણે રોટલા સાથે કામ છે કે ટપટપ સાથે? આમ અનાયાસે રગડ કસુંબલા મળે છે તો પછી વિચાર શા માટે કરવો? લક્ષ્મી ચાંદલો કરવા આવે છે તો મોઢું ધોવા શા માટે જવું?' મનમાં ને મનમાં આવા વિચારો કરતો તે હોંષભર્યો ઉઠયો, પસલા ધાંયજાને મળ્યો અને ઘરેઘર ફરી વળીને બધા ગરાસિયા અને નાડોદાને ચોરે ભેળા કરવાની સૂચના આપી.

જોતજોતામાં લટુડાનો ચોરો માનવમેદનીથી ગાજી ઉઠયો.

ચોરાના આગળના ભાગમાં વિશાળ ઓટલો હતો, પડખે સુંદર શિવાલય હતું, અને વૃક્ષની વિસ્તૃત શાખાઓ ચોમેર ફેલાઇને ત્યાંની રમણીયતામાં વૃદ્ધી કરી રહી હતી. લોકો નવરાશનો વખત અહીં ગાળતા, ગામગપાટા હાંકતા, અલકમલકની વાતો કરતા અને એ વખતે ચોરો લોકોના આનંદનું ધામ બની જતો.

પરંતુ વાત એટલેથીજ અટકતી ન્હોતી. ચોવટીયા ચોવટ કરવા

ભેળા થવાના હોય તો તે ચોરા ઉપર, પટેલીયા કોઈને નાત બ્હાર મુકવાના હોય કે કોઈને પાઘડી બંધાવવાના હોય તો તે પણ ચોરા ઉપર, પંચને કંઈ ઠરાવ કરવો હોય તો તે પણ ચોરા ઉપર અને કોઈનું જાહેર સ્વાગત કરવું હોય તો તે પણ ચોરા ઉપર થતું.

આમ ચોરો એટલે ગામલોકોની મીલ્કત: બધાયની એના ઉપર માલિકી: ગામનું એ પ્રજામંદિર કે સેવાસદન: એનો ઉપયોગ ગામના અમીરથી માંડીને ફકીર સુધી કરી શકે.

પરદેશી મુસાફરોને તો ચોરો આશિર્વાદ સમાન થઈ પડતો. ગામડાની એ ધર્મશાળા. વટેમાર્ગુ કોઈની દયા યાચ્યા વિના, રજાચિઠ્ઠી મેળવ્યા વિના, રાતી પાઈ પણ આપ્યા વિના નિઃસંકોચ એનો ઉપયોગ કરી શકે. ગ્રામ્યજીવનની એ કેવી સુંદર રચના !

લોકો પોતપોતાના મોભા પ્રમાણે ચોરામાં ગોઠવાઇ ગયા. કસુંબો તૈયાર થવા લાગ્યો.

'આ ઉદાર દિલનો મ્હેમાન કોણ હશે ?' એવી ચણપણ ચણપણ વાતો થવા લાગી. લોકો કંઇ કંઈ કલ્પના કરવા લાગ્યા. આવડા બ્રાહ્મણીયા લાડવા જેવડા ત્રણ ચાર અફીણના ગોટા કાઢનાર કોઈ રેંજીપેંજી નહિં હોય એવો ધ્વનિ દરેકના અંતરમાંથી નિકળી રહ્યો હતો.

એક વૃદ્ધ ગરાસિયાએ સૌના મનની મુંઝવણનો અંત આણ્યો.

"ક્યાંથી આવો છો ભાઇ ? કેવા છો ?"

"અમે તો રખડતા રામ," મુસાફરે ખરો જવાબ ઉડાવ્યો, "કાલે હળવદ હતા, આજે અહીં આવ્યા."

"એમ ? ત્યારે તો કહો, કંઈ હળવદની નવાજુની ?" ગામ ગપાટાનો એક રસિયો વાલમ વચમાંજ બોલી ઉઠયો.

"રાજ રણુમલસિંહજી જેવા ધર્માવતાર રાજ સાહેબના રામ-રાજ્યમાં બીજી તે નવાજૂની શી હોય ? પણ એક વાત ગામમાં હાટે ને વાટે ચર્ચાય છે......"

"કઈ?" પાંચ દશ અધીરા જુવાનિયા સાંભળવા ઉત્સુક બન્યા.

"તમારૂં ગામ ત્યાં દાંતે ચવાય છે !" મુસાફર ટાઢો ડામ દેતો હોય એમ સ્વસ્થતાથી બોલતો ગયો.

"એટલે ? લટુડાએ હળવદનો એવો તે શો ગુનો કર્યો છે ?" જુવાનોની આંખ ફાટી.

"લટુડાએ નહિં તો લટુડાના રહેવાસીએ !" મુસાફરના મુખ ઉપર અજબ શાંતિ હતી.

"કોણ છે એ ગુન્હેગાર ? અમે તો કંઈ જાણુતા નથી."

"કોઈ નાડોદો છે!" ટાઢા ડામ જેવો ઉત્તર આવ્યો.

ડાયરામાં બેઠેલા નાડોદા સમસમી ઉઠયા. નાડોદાના નામને કલંક લગાડનાર એવો કુલાંગાર કોણ છે એ જાણવા સૌ અધીરા બન્યા.

"પણ એણે એવો તે શો અપરાધ કર્યો છે કે એને લીધે અમારૂં ગામ વગોવાય ?" જન્મભૂમિ તરફ મમતા ધરાવનાર એક જુવાનિયો ઉંચો નીચો થવા લાગ્યો.

"કહે છે કે એણે એની બાયડીનું પિયરનું ઘરાણું રોક્યું છે–સાતસો રૂપિયાની કિંમતના દાગીના એણે દબાવી રાખ્યા છે..."

"એમાં તે શી મોટી વાત છે ? એ મને સુતો મુકીને ચાલી ગઇ પછી હું પણ એના માથાનો થઉં :ને ?" ચોરાના ઓટલા ઉપર બેઠેલો એક આદમી બોલી ઉઠયો અને મનમાં મલકાતો પોતાની મુછે તાવ દેવા લાગ્યો.

બધાય એના સામે જોઈ રહ્યા. એની સ્ત્રી મહ્લી એનો ત્યાગ કરીને બીજાના ઘરમાં બેઠી હતી એ ગામલોકો જાણતા હતા, પરંતુ એના દાગીના અટક્યાની વાત બધાના જાણવામાં ન્હોતી. વિશેષ હકીકત જાણવા તેઓ ઉત્સુક બન્યા.

"પણ એ કહે છે કે એ દાગીના તો એના પિયરના છે— વ્યાજબી રીતે તો પિયરના દાગીના તમારે એને સોંપી દેવા જોઈએ." મુસાફર જાણે તેને યોગ્ય સલાહ આપવા માંગતો હોય તેવા ભાવથી બોલ્યો.

"હવે સોંપ્યા સોંપ્યા એને! એ રાંડ ભલેને વલખાં માર્યા કરે!" નાડોદાના મુખ ઉપર ગર્વની ભભક ચમકી ઉઠી.

"પણ એવા વિખવાદનું પરિણામ સારૂં નહિં."

"હવે સારૂં ને નરસું! એના જેવી બે બદામની બાયડી તે શું કરી નાખવાની છે?

ફરીથી મૂછને તાવ દેતાં તેણે અટ્ટહાસ્ય કર્યું.

"હળવદના લોકો તો કહે છે કે એ અબળા નથી પણ પ્રબળા છે. જ્યારે એનું માથું ફરશે ત્યારે એ તમને ભારે પડી જશે."

મુસાફર માત્ર સાંભળેલી વાત કહેતો હોય તેમ સ્વસ્થતાથી બોલ્યો.

"હવે જોઈ એ પ્રબળા! એના જેવી તો મારા પગના ખાસડાને તોલે! એ ચોટલાવાળી આ મૂછાળા મરદને તે શું જોઈને ડારો દેખાડતી હશે? અરે એના બાવડામાં બહુ જોર હોય તો ભલે એનાથી થાય તે કરી લે!"

"એમ? ઓહહો! તમારા જેવા માવડિયાને વળી આટલું બધું પાણી ક્યાંથી ચડી ગયું!" એ મુસાફરની શાંતિ ઉડી ગઈ. એના અંતરમાં દાવાનળ પ્રગટ્યો, આંખોમાંથી અંગારા ઝરવા લાગ્યા, મુખ ઉપર ગાંભીર્યને બદલે ક્રુરતાની કારમી છાયા છવાઇ ગઇ.



'આંખમાંથી કણું કાઢે તેમ હું મારા દાગીના તારી પાસેથી કઢાવી લઈશ!'

વીરાંગનાની વાતો]      પૃ. ૨૪૧      [મલ્લો

તેણે દાંત કચકચાવ્યા. ફુંફાડા મારતો સર્પ ફેણ ઉંચી કરે તેમ તેની કાયા ઉછળી–ઉભી થઈ ગઈ. તેનો હાથ લંબાયો, આવેશમાં ને આવેશમાં તેણે એ નાડોદાની દાઢી પકડી.

આખો ડાયરો ચકિત બન્યો. આ મુસાફર શું કરવા માંગે છે!

દાંત ભીંસીને તેણે પોતાના વજ્ર સમા હાથથી તેની ડાઢી પકડી, એને ખૂબ હચમચાવી, અને ક્રોધથી કંપતા સ્વરે પડકાર કર્યો:—

"માવડીયા! જો! તારાથી થાકીને બીજે જનારી મલ્લી તે હુંજ! મલ્લી અબળા છે કે પ્રબળા તેનું પારખું હવે કરી લેજે! મારા પિયરના દાગીના લીધા વિના તને છોડું તો મારૂં નામ મલ્લી નહિં. જોજે! આ ડાયરાના દેખતાં કહું છું કે **આંખમાંથી કણું કાઢે તેમ હું મારા દાગીના તારી પાસેથી કઢાવી લઇશ!**"×

પુનઃ તેણે ડાઢીને જોરથી હચમચાવી, નાડોદા તરફ તીરસ્કાર-ભરી એક નજર ફેંકી અને ઓટલા ઉપરથી તે કુદી.

એકજ ઠેકડો અને તે ઊંટ ઉપરના કાઠામાં જઈ પડી. ઊંટ ચમક્યું, ઉભું થઈ ગયું; મલ્લીએ એની રાશ પકડી, ઊંટને ઇશારો કર્યો, અઢારે અંગે વાંકું એ પ્રાણી ભોંબાડા પાડતું પવનવેગે ત્યાંથી ઉપડ્યું, અને જોતજોતામાં દૂર નિકળી ગયું.

મુસાફરના ઘોડેસ્વાર સેવકો પણ મારતે ઘોડે એની પાછળ ધસ્યા.

જાદુગરની મોરલીથી સ્થંભી ગયેલા સર્પની માફક આખો ડાયરો આ અણધાર્યા પ્રસંગથી સ્તબ્ધ બની ચિત્રવત્ત બેસી રહ્યો.

## ૨. એ કસુંબો!

"એલા, ભાઈ, આતો ગજબ થયો. બાયડીની જાત આવીને આપણા બધાના દેખતાં આ હીરા ડોડિયાની આબરૂ પાડી જાય

× જુઓ ચિત્ર.

એ તે કેમ ખમાય? એણે તો આપણા આખા ગામનું નાક કાપી નાખ્યું."

મૂર્છા ઉતરતાં માણસને ખરી વસ્તુસ્થિતિનું ભાન થાય તેમ સ્તબ્ધ બનેલા ડાયરામાં થોડી વારે ચેતન આવતાં સૌ સમજી ગયા કે આજે આખા ગામને ભેળું કરીને એક અબળા બધાયની આબરૂ ઉતારી ગઈ.

"તો ચાલો તેની પાછળ. એને હમણાંજ પકડી પાડીએ. એ એકલી આપણી સામે થોડીજ ટકી શકશે? ચાલ, હીરા, થા સાબદો!" એક યુવાનનું લોહી ઉછળી આવ્યું. તેણે હીરાને હાકલ કરી.

પરંતુ ભર ડાયરામાં પોતાને માનભંગ બનાવનાર એ 'બાયડી'ના બળનો હમણાંજ પરિચય થઈ ચૂકેલો હોવાથી હીરાએ એ સાહસ ખેડવાની હિમ્મત ન કરી.

"ફટ રે ભુંડા!" પેલો યુવાન ગણગણ્યો, અને હીરાને માટે અનેક સંકલ્પ વિકલ્પ કરવા લાગ્યો.

"ભાઈ, એ તો સંસારના રગડા ચાલ્યાજ કરે. હવે આ કસુંબા-પાણીનું..." અફીણના બંધાણીની નજર તૈયાર થયેલા અમલ પાણી-માંજ હતી. તેણે ડાયરાને કસુંબાનું સ્મરણ કરાવ્યું.

"અરે બળી ગયો એ કસુંબો! એ રગડા જેવો કસુંબો અત્યારે તો ઝેર જેવો થઈ પડ્યો છે. જે બાયડી આમ ઉઘાડે છોગ આપણું અપમાન કરી ગઈ તેના આપેલા અફીણના કસુંબાને હાથ પણ કેમ લગાડાય. અરે એ તે ગળે પણ કેમ ઉતરે?" એક વૃધ્ધે નિશ્વાસ નાંખતા બળાપો કર્યો.

પેલો બંધાણી ઝંખવાણો પડી ગયો.

થયું. કસુંબો એમ ને એમ રહી ગયો. રંગમાં ભંગ પડ્યો.

---

• જુઓ પૃ.

આખા ગામનું નાક કાપી જનાર એ મુસાફરને—હીરા ડોડીયાની પહેલી પરણેતરને મનમાં ને મનમાં અનેક પ્રકારની સરસ્વતી (!) સંભળાવતો ડાયરો ઢીલા પગે અને ભગ્ન હૃદયે વિખરાઇ ગયો.

## ૩. 'જબરી છે!'

વઢવાણ પાસે આવેલા દેદાદરા ગામના સરતાનસિંગ જાદવની એ દીકરી. એનું નામ મલ્લી. જાતે નાડોદા.*

પુત્રના લક્ષણ પારણામાંથી જણાય તેમ બાલ્યાવસ્થાથીજ એ રજપૂતની બેટી પોતાના દૃઢ મનોબળનો પરચો બતાવતી. સરખી વયની સખીઓમાં એ સર્વોપરી બની જતી, અને એકાદ સત્તાધીશ સમ્રાજ્ઞીની માફક આજ્ઞા કરતી. એના દૃઢ નિશ્ચય આગળ સૌ કોઇ નમી પડતા.

ધીરેધીરે આ પ્રભાવ અહંભાવમાં ફેરવાઈ ગયો. નિરંકુશ અભિમાને એના અંતરમાં ઘર કર્યું. 'મને ટુંકારો કહેનાર કોણ છે?' એ વિચાર વારંવાર તેના મગજમાં ઘોળાવા લાગ્યો અને તેનો સ્વભાવ વધુને વધુ ઉગ્ર બનતો ગયો.

* * * *

"અલી નંદુડી! મારા વીરડામાંથી પાણી ભરતાં તને લાજ ન આવી? આ મહેનત કરી કરીને મરી ગયા અમે, અને મફતીયો લાડવો ખાઈ જાઓ તમે! દુનિયા પણ કેવી નફ્ટ થઈ ગઇ છે ને!"

"એમાં એટલી બધી ઉતરી શાને જાય છે? તારા વીરડા ઉપર કંઈ છાપ થોડી મારી છે?" નંદુએ મ્હોં મચકોડયું અને પાણીથી ભરેલું બેડું માથે મુકવા માટે ગરણાની ઍંઢોણી બનાવવા લાગી.

"બીજાનો એટલે આપણા બાપનો માલ કેમ? વીરડો ગાળતાં

---

* જુઓ પૃ. ૨૨૬ નીચે આપેલી નોંધ.

બાઈસાહેબના હાથ ભાંગી જતા હશે ? રેતી ઉલેચતાં તો પરસેવો વળે છે સમજી !" ચંદુએ રોષ ઠલવ્યો.

"એલી ચંદુડી ! આજે તો કંઈ જીભને બહુ છુટી મુકી દીધી છે ! આ અમારા જેવા ઉપર રોફ બજાવે છે તો આ તારી સગલી મલ્લી આવે એને હવે અટકાવજે જોઉં ?"

નંદુએ આંગળી ચીંધી એ તરફ ચંદુએ નજર કરી. એની જીભ સીવાઇ ગઈ. એક અક્ષર પણ ઉચ્ચાર્યા વિના નીચી નજરે પીતળના છાલીયાની મદદથી એ પોતાના વીરડામાંથી રેતી ઉલેચવા મંડી.

કાંખમાં મોટી માટલી રાખીને જમણા હાથે ઘડો ડોલાવતી મરક મરક હસતી મલ્લી ત્યાં આવી લાગી.

"ઉભી રહે ચંદુ, પહેલાં મને એક બેડું ભરી લેવા દે ! મને બહુ ઉતાવળ છે."

આજ્ઞાસૂચક સ્વરે મલ્લીએ આ શબ્દો ઉચ્ચાર્યા અને જવાબની રાહ જોયા વિનાજ ચંદુએ ગાળેલા વીરડામાંથી તેણે પાણી ભરવા માંડયું.

ચંદુ સ્થંભી ગઈ. એક અક્ષર પણ એના મ્હોંમાંથી નિકળી ન શકયો. સત્તાધિશ સમ્રાજ્ઞિની આજ્ઞાને વશ થતી દાસીની માફક તેણે મુંગે મોઢે પોતે મહા મહેનતે વીરડામાં ગાળેલું પાણી મલ્લીના બેડામાં ભરાવા દીધું.

જરા પણ શ્રમ વિના તૈયાર પાણી મળવાથી **મનમાં મલકાતી મલ્લી બેડું માથે મુકીને ચંદુ તરફ જોઈ રહી.**×

તેનો ઉપકાર માનવાની કે આભારની લાગણી પ્રદર્શિત કરવાની તેને દરકાર ન્હોતી. બેડાંને બરાબર ગોઠવીને તે રોફબંધ ત્યાંથી ચાલી ગઈ.

---

× જુઓ ત્રિરંગી ચિત્ર.

"લે, લેતી જા લાડવો! કેવી પાંશરી થઈ ગઇ ને! તને તો મલ્લી જેવાજ મળવા જોઇએ!" નંદુએ કટાક્ષ કર્યો.

"જબરી છે! જેને ત્યાં જશે તેને તોબા પોકરાવશે!" ચંદુના અંતરમાંથી ઉદ્દગાર નિકળી પડયા.

"ભગવાન કરે ને ધણી એના માથાનો મળે, જેથી આ બાઈ સાહેબનો મદ ઉતરે!" નંદુએ પણ રોષ ઠલવ્યો અને ચંદુનું બેડું ભરવામાં મદદ કરવા લાગી.

⁂ ⁂ ⁂ ⁂

દેદાદરામાં પાણીની તાણ પડતી ત્યારે ગામને પાદર વહેતી નદી—ભોગાવામાં વીરડા ગાળીને લોકો પાણી ભરતા. રેતી ઉલેચીને વીરડા તૈયાર કરવામાં પડતા પરિશ્રમને લીધે દરેક સ્ત્રી પોતપોતાનો વીરડો રોકતી અને એજ વીરડાનો રોજ ઉપયોગ કરતી. મલ્લીને આવો પરિશ્રમ લેવાની દરકાર ન્હોતી. એ તો એની મરજીમાં આવે તે વીરડામાંથી પાણી ભરતી અને તેને ટોકવાની કે રોકવાની કોઈમાં હિમ્મત ન્હોતી.

## ૪ 'ભલું થયું ભાંગી જંજાળ!'

વઢવાણ રાજ્યના લટુડા ગામનો ડોડીયા શાખાનો રજપૂત હીરો* મલ્લીનો હાથ મેળવવા ભાગ્યશાળી થયો. મલ્લી દેદાદરા છોડીને લટુડા આવી.

હીરાના ઘરની માલિક બનનાર મલ્લી તેના મનની માલિક ન બની શકી. જ્યાં સ્વભાવ જુદાજુદા હોય ત્યાં મનનો મેળ ક્યાંથી મળે? હીરો શાંત પ્રકૃતિનો, ઓછી આવડતવાળો અને બેફિકર સ્વભાવવાળો હતો. નાનપણમાં એના ગોઠિયા એને 'જડસો' કહીને સંબોધતા. ભગવાને જન્મ આપ્યો તો હવે કોઈ પણ રીતે જીવન પુરૂં

* કોઇ એ નામ 'જસમત' કહે છે.

કરવું એવી માન્યતાવાળો હીરો સંસારમાં પડયા પછી પણ એજ પ્રકૃતિને જાળવી રહ્યો. ફાટફાટ થતા નવજોબનની, રૂપથી નિતરતા દેહની, ચંચળ પ્રકૃતિવાળી મલ્લીના તનમનાટની, અને જીવનનો લહાવો લુંટવાના એના રસિક મનોરથોની એ કદર કરી શક્યો નહિં. મલ્લીને લાગ્યું કે પોતાની મનોરથસૃષ્ટિના સ્વપ્ના અહીં સિદ્ધ થશે નહિ!

એકને જીંદગીની મોજ માણવાના અભિલાષ, બીજાને જ્યાં ત્યાં જીવતર પુરૂં કરવાની મંદ મનોવૃત્તિઃ એકના આશાભર્યા કોડ, બીજાનું કંઈ પણ ધ્યેય વિનાનું જડ જીવનઃ એકના અંતરમાં ઉભરાઈ જતી રસિકતા, બીજામાં નિઃસીમ નિરસતાઃ એકમાં યુવાવસ્થાનો તનમનાટ, બીજામાં પ્રમાદ ભરી શિથિલતા : આમ એક બીજાથી વિરૂદ્ધ પ્રકૃતિના દંપતિનું ગાડું સરળતાથી કેવી રીતે ગબડી શકે?

બંનેના મનમાં છુપો અસંતોષ ધુંધવાતો હતો, બંનેના મન એક બીજાથી ઉંચા રહેતા હતા, બંનેને એક બીજા વચ્ચે ઉંડુંને ઉંડું અંતર પડતું જતું જણાતું.

મલ્લીને આ સ્થિતિ અસહ્ય જણાઈ. મનમાં ધુંધવાતો અસંતોષ એક દિવસ બહાર નિકળી પડયો, "ભાયડા તો ઘણુાય જોયા, પણ તમારાથી તો તોબા!"

"તે જાને, સારો ભાયડો ગોતી લે ને! અહીં કયા ભૂત ભાઇની ના છે! તારા જેવી તો બારસેંને બાણું મળી રહેશે!."

મલ્લીનું સ્વાભિમાન ઘવાયું. તેણે મનમાંજ નિશ્ચય કરી લીધો કે આ ઘરમાં પડયા રહેવામાં સાર નથી.

પોતાની કોમની કેટલીક સ્ત્રીઓને એણે નાતરે જતી—બીજાનું ઘર માંડતી જોઈ હતી. પોતે આ પ્રમાદી પતિનો—હીરાનો ત્યાગ કરે એમાં કંઇ અજુકતું એને ન લાગ્યું. રસહિન કલુષિત જીવન ગાળવા

કરતાં બીજાના ઘરમાં બેસીને પોતાના જીવનનો વિકાસ સાધવો એ એકજ માર્ગ હવે તેના માટે રહ્યો હતો. તેણે મનમાં નિશ્ચય કરી લીધો.

પ્રાતઃકાળે તે વહેલી જાગી. તેણે નાગણ સમો પોતાનો ચોટલો બરાબર ઓળીને અંબોડો બાંધ્યો, કપાળમાં કુમકુમનો ચાંલ્લો કર્યો, સારામાં સારાં વસ્ત્રો પરિધાન કર્યાં, અને પાણીનું ખાલી બેડું લઈને ઘરની બહાર નિકળવાની તૈયારી કરી.

એકાએક તેને કંઇ યાદ આવ્યું. 'મારા પિયરના દાગીના અહીં શા માટે રાખી જઉં ?'

તરતજ તેણે એક ગોખલો ઉઘાડયો, તેમાંથી મોટી કુંચી કાઢી, અને પટારાને વાસેલું ખંભાતી તાળું તે ઉઘાડવા લાગી.

તાળાકુંચીના ખખડાટથી હીરો જાગી ઉઠયો. તેણે પટારા સામે નજર કરી. સોળે શણગાર સજીને તૈયાર થયેલી રૂપસુંદરી સમી મલ્લીને જોતાંજ તે વસ્તુસ્થિતિ સમજી ગયો. તેણે જોયું કે મલ્લી આજે પોતાનું ઘર સદાને માટે તજી જવા તત્પર બની છે!

એ વાતનો તો એને વાંધો ન્હોતો, પરંતુ એ પટારો ઉઘાડે! હાય હાય તો તો પછી પોતે ખાખી બાવા જેવોજ બની જાય ને! પટારામાં સંઘરેલા દાગીના અને રોકડ નાણું એ તો પોતાની જીવન-દોરી! એ જાય તો પછી પોતે ખાય શું?

પથારીમાંથી તે સફાળો બેઠો થયો. આખી જીંદગીમાં નહિં બતાવેલી સ્ફૂર્તિથી તે કુદ્યો, પટારાને વાસેલા મોટા ખંભાતી તાળાને બાઝયો, અને એ તાળાના પાંખિયાને મડાગાંઠની માફક મૂઠીમાં પકડી રાખ્યું.

જરા પણ મુંઝાયા વિના તાળામાંથી કુંચી કાઢી લઈને **કુંચીવાળો હાથ પટારા પર ટેકવીને મલ્લી સ્વસ્થતાથી હીરા તરફ જોઇ રહી.+**

"મુંઝાશોમાં, તમારા ઘરનું વાલનું વેળિયું પણ મારે અગરાજ× છે." મલ્લીએ સ્વસ્થતાથી ખુલાસો કર્યો.

"તેમાંજ તું આખો પટારો લુઇલિસડીને લઈ જવાની દાનત રાખતી હતી કેમ ? સારૂં થયું કે હું જાગી ગયો." હીરાએ કટાક્ષ કર્યો.

"તમારા દાગીના મારે શિવનિર્માલ્ય છે. હું તો મારા પિયરનાં ઘરેણાં કાઢું છું."

"તારા પિયરનો દાગીનો ? વાહરે વાહ!" હીરાએ ટોળ કરી, "અરે મારા ઘરમાં આવ્યો એટલે એ મારોજ દાગીનો ! તેની સાથે તારે શું લેવા દેવા ?"

"કેમ મારા માબાપે કન્યાદાન અને આણામાં આપેલો દાગીનો મારો નહિ ?"

"ના, ના, નહિંજ. એમાંથી એક ફોતરૂં પણ તને મળનાર નથી !" હીરાને આખી જીંદગીમાં આજેજ શૂર છુટયું.

"જોજો, આ ઠીક થતું નથી." મલ્લીની આંખો ફાટી.

"હવે ઠીક ને બીક ! તારાથી જે થાય તે કરી લેજે, જા ! મારા જીવતા તો એ દાગીનામાંથી એક કણી પણ તને નહિં આપું."

ધૂનમાં આવેલો હીરો હઠે ચડયો. 'જતાં જતાં પણ એ રાં... ને પોતાનું પાણી બતાવવાની' એના અંતરમાં ઊર્મિ ઉછળી આવી.

મલ્લીને ઘડીભર એવું થયું કે એને ધક્કો મારીને પટારો ઉઘાડી નાખું. પરંતુ રખેને હીરો બૂમરાણ કરી મુકે અને નાહક ફંફેરો થાય એ કલ્પના આવતાં તેણે પોતાનો વિચાર માંડી વાળ્યો.

---

+ જુઓ ચિત્ર. × અગ્રાહ્ય.



કુંચીવાળો હાથ પટારા પર ટેકવીને મલ્લી સ્વસ્થતાથી હીરા તરફ જોઇ રહી.

વીરાંગનાની વાતો ] પૃ. ૨૪૮. [ મલ્લી

"ઠીક છે, હું પણ ખરી કે મારા પિયરના દાગીના લીધેજ તમારો છુટકો કરૂં. યાદ રાખજો કે આ દાગીના તમને પચવાના નથી. ઘડીના છઠ્ઠા ભાગમાં તે ઓકાવી કાઢીશ!"

ક્રોધથી ધુંવાપું'વા થયેલી રણચંડી સમી મલ્લીએ હીરા ઉપર છેલ્લી ક્રોધ ભરી નજર ફેંકી, પાણિયારા આગળ આવીને ખાલી બેડું લીધું અને હેબકાઈ ગયેલા હીરાને એક શબ્દ પણ ઉચ્ચારવાનું ભાન આવે તે પહેલાં તે તેના ઘરનો ત્યાગ કરી ગઇ.

એ ગઇ ને હીરાનો શ્વાસ હેઠો બેઠો. 'રાં......! મને બાવો બનાવવો હતો કાં? તું તો શું પણ તારો પીર આવે તોય એ દાગીનામાંથી વાલનું વેળિયું પણ ન આપું!'

તેણે દાંત કચકચાવ્યા, પટારાનું તાળું ખેંચીને તે વાસેલુંજ છે એવી ખાત્રી કરી લીધી, અને ઘરના બારણા પાસે આવીને બહાર નજર ફેંકી.

પોતાના ઘરની લક્ષ્મી રીસાઇને ચાલી જતી હોય એમ તેને લાગ્યું. ગજગામિની મલ્લીના સુડોળ શરીરનો આછો પડછાયો તેની નજરે પડયો અને તેના અંતરમાંથી દીર્ઘ નિશ્વાસ નિકળી પડયો.

'ભલું થયું ભાંગી જંજાળ!' એણે મન મનાવી લીધું.

## ૫. હાથ ઝાલ્યો.

"કોણ મલ્લી? આ શું?"

"પુંજા પટેલ! એ તો એજ. તમારે આશરે આવી છું. તારો કે મારો. હવે તો તમારા વિના બીજા ભાઇબાપ જોવા છે!"

પુંજો ચમકયો. નાતમાં ચાલતા આવેલા રીવાજનો જાણકાર પુંજો વાત સમજી ગયો. એણે જોઇ લીધું કે મલ્લી બીજાનું ઘર માંડવા નિકળી પડી છે!

વઢવાણથી ઠેઠ હળવદ સુધી લગભગ ૨૦ ગાઉનો પંથ કરીને આવેલી મલ્લીના અંગેઅંગ ઉપર પ્રસ્વેદના બિંદુઓ બાઝી ગયા હતા. પુંજાને આ બિંદુઓ મોતી જેવા લાગ્યા. પરિશ્રમ અને તાપથી કરમાયલું મુખડું પણ તેને મોહક લાગ્યું. ઘડીભર એ આ રૂપસુંદરીના અંગે અંગને નિરખી રહ્યો.

'બરાબર એના જેવીજ! અજાણ્યો તો કદાચ ભૂલાવામાં પણ પડી જાય! એની બ્હેનને ઠેકાણે એ આવે તો એમાં કંઈ ખોટું નહિં.' પુંજો મનમાં વિચાર કરવા લાગ્યો.

એજ ક્ષણે પુંજાનો પિતા ખેંગાર પટેલ ત્યાં આવી લાગ્યો. "કોણ મલ્લી! અહીં કયાંથી?" મલ્લીને બેડા સાથે જોતાંજ ડોસો ચમક્યો.

"તમારા દીકરાનું ઘર માંડવા." મલ્લીએ મૂળ વાત જણાવી દીધી.

"ઉંડો વિચાર કરી જોજે, ભા! પાછળથી મન ફરી ન જાય. પછી મારે ઘરડે ઘડપણ ધોળામાં ધૂળ ઘાલવા જેવું ન થાય." વયોવૃદ્ધ પટેલે એને સમજાવવા માંડી.

"હું તો નિશ્ચય કરીનેજ આવી છું." મલ્લીએ દ્રઢતાપૂર્વક ઉત્તર આપ્યો.

"પુંજાની મરજી હોય તો મારો જરાય વાંધા નથી." ખેંગાર પટેલે સંમતિ આપી અને ઘરમાં ચાલ્યા ગયા.

પુંજાને એટલુંજ જોઇતું હતું. એણે મલ્લીને આશ્રય આપ્યો.

જોતજોતામાં ગામમાં વાત ફેલાણી કે પુંજાએ પોતાની સાળીને ઘરમાં બેસાડી છે.

× × × × ×

પુંજો પહેલીવાર જીજીમા નામની મલ્લીની બ્હેન સાથે પરણ્યો



ખેંગાર પટેલ પોતાની નાતનો પટેલિયો હતો. [પૃ. ૨૫૧.

હતો. જીજીમા સાથે એણે સુખી સંસાર અનુભવ્યો હતો. જીજીમા જતાં એનું સુખ સ્વપ્ન ઉડી ગયું. એને અનેક કન્યાઓના માગા આવવા માંડયા, પણ કોઈ નાની વયની બાળાનો ભવ બગાડવા કરતાં કોઈની સાથે ઘરઘરણું કરવું એ તેને વધારે યોગ્ય લાગ્યું. પોતાને મનમાનતી સ્ત્રી ન મળે ત્યાં સુધી એણે ફરીથી લગ્ન કરવાની સાફ ના પાડી દીધી,

એવામાં અનાયાસે આ સુયોગ સાંપડયો અને એણે મલ્લીનો હાથ ઝાલ્યો.

## ૬ આદર્શ પટેલ.

કહેવાય છે કે નાડોદા લોકો સંવત ૧૯૦૩માં હળવદ આવ્યા અને તેમણે ખેતીમાં સુધારો કર્યો, એટલુંજ નહિં, પરંતુ ખેતીના ઓજારોમાં પણ ફેરફાર કર્યો. તેમણે બે દાંતાવાળા દંતાળને બદલે ત્રણ દાંતાવાળા દંતાળ બનાવ્યા અને વાવણી માટે કરીયાને બદલે લાંબા રપટા કર્યાં.

**ખેંગાર પટેલ પોતાની નાતનો પટેલિયો હતો.**× પટેલ એટલે મુખી; નાતના આબાલવૃદ્ધ સૌ કોઈ એની આજ્ઞાને વશ થાય, એના મ્હોંમાંથી પડતો બોલ ઝીલી લેવા સૌ કોઈ સદા તત્પરજ હોય. જેવી રાજાની સત્તા ગામ ઉપર તેવી પટેલની સત્તા એની નાત ઉપર.

પરંતુ એ સત્તા એણે એમને એમ મેળવી ન્હોતી. એ સત્તાનો સદુપયોગ કરવા જેટલા સદ્દગુણો એનામાં હતા. એનામાં આવડત હતી, ઉદારતા હતી, ક્ષમાશિલતા હતી, અને વખત આવ્યે સ્નેહ કે સંબંધ ભૂલી જઇને ગુન્હેગારને યોગ્ય શિક્ષા કરવાની કડક દ્રઢતા પણ હતી. એને લીધે એની પટલાઈ દીપી નિકળી અને હળવદ પંથકમાં ખેંગાર પટેલ આદર્શ પટેલ થઇ પડયો.

---

× જુઓ ચિત્ર.

એની આદર્શ પટલાઇએ હળવદના એ વખતના રાજા રાજસાહેબ રણમલસિંહજીનું પણ લક્ષ ખેંચ્યું. તેણે ખેંગારને બોલાવ્યો અને ભર દરબારમાં તેનો યોગ્ય સત્કાર કરીને તેનું માન વધાર્યું.

પટેલ પ્રસંગોપાત કચેરીમાં આવતો, પરંતુ સ્વમાન સાચવવાની તે કાળજી રાખતો. ખુશામતખોરોની માફક દરેક વાતમાં 'હાજી હા' કરવાની નિર્બળતા બતાવવી એમાં તે નૈતિક અધઃપતન સમજતો. રાજસાહેબ સમક્ષ સત્ય હકીકત મુકતાં તે જરા પણ અચકાતો ન્હોતો. પોતાનું ગૌરવ સાચવવું પોતાના હાથમાં છે એમ તે અંતઃકરણ પૂર્વક માનતો અને તે પ્રમાણે વર્તીને પોતાની સંસ્કારિતાનો પરિચય કરાવતો.

એક વખત **ખેંગાર** પટેલને તાવી જોવાનો રાજસાહેબે વિચાર કર્યો. પોતાના દરબારીઓ સાથે રાજમહેલની અગાશી ઉપર જઇને તે ચોમેર જોવા લાગ્યા.

ચોમેર નજર ફેરવીને એકાએક તે બોલી ઉઠયા, " અરે, **જુઓ, જુઓ ! આ કેસવાળો ડુંગર અહીંથી કેવો રળિયામણો લાગે છે ! "** +

" બહુજ મજાનો ! "

" સુંદર ! "

" અદ્‌ભૂત ! "

" જાણે નાનકડો હિમાળો ! "*

ખુશામતિયા એક પછી એક હા માં હા ભેળવવા લાગ્યા અને રાજસાહેબનું અનુકરણ કરીને જે દિશામાં એ જોતા હતા તે દિશામાં પોતાની નજર ખેંચીને આંખ ઉપર હાથનું છજું બનાવીને જોવા લાગ્યા.

" કેમ ? ખેંગાર પટેલ, તમે કેમ કંઇ બોલતા નથી ? "

---

+ જુઓ ચિત્ર * હિમાલય..



"જુઓ, જુઓ. આ કેસવાળો ડુંગર અહીંથી કેવો રળિયામણો લાગે છે!"

વીરાંગનાની વાતો ]     પ. ૨૫૨.     [ મલ્લી

"શું બોલું રાજસાહેબ?"

"આ ડુંગર તમને કેવો લાગે છે?"

"કયો ડુંગર?" પટેલ શાંત–સ્વસ્થ હતો!

"અરે આ કેસવાળો!" રાજસાહેબે અકળામણ બતાવી.

પટેલનું મ્હોં મલકયું, "રાજસાહેબ! આપ પણ બધાને ઠીક બનાવી રહ્યા છો!"

"એમાં બનાવવા જેવું શું છે?"

"ટીકરની બોલી કોર છ ગાઉ દૂર અને અહીંથી બાર ગાઉ દૂર આવેલો કેસવાળો ડુંગર તે વળી અહીંથી નજરે પડતો હશે?"

"મને તો દેખાય છે." રાજસાહેબે હઠપૂર્વક કહ્યું.

"હશે." પટેલના મુખ ઉપર એવી ને એવી નિશ્ચલતા હતી.

"અને આ બધા દરબારીઓને પણ દેખાય છે!" રાજસાહેબે બધા દરબારીઓ તરફ આંગળી ચીંધી.

"હા જી! અમને તો બરાબર દેખાય છે!" હજુરિયાએ 'હા જી હા' કરવા માંડી.

કોઈ અડગ યોધ્ધો પડકાર કરતો હોય તેમ પટેલના મુખમાંથી વાક્બાણ છુટવા લાગ્યા, "કાં તો મારી આંખોનું તેજ ઓસરી ગયું હોય, કે કાં તો આ બધાની આંખોમાં કોઈ અવધૂતે અલૌકિક અંજન આંજ્યું હોય! તેઓ માત્ર આપનેજ નહિ, પરંતુ પોતાના અંતઃકરણને પણ છેતરે છે. આપને રાજી રાખવા ખાતર તેઓ 'બાવો બોલ્યો અને બોદલી નાચી' તેમ હામાં હા મેળવે છે, પરંતુ એમ કરવાથી તેઓ પોતાના અંતરાત્માને દગો દે છે અને પ્રભુના ગુન્હેગાર બને છે એનું તેઓને ભાન નથી."

અવાજમાં જેટલી સ્પષ્ટતા તેટલીજ નિડરતા હતી.

રાજસાહેબ ખડખડાટ હસી પડયા.

"એમને પણ પેટ છે ને!"

ખેંગાર પટેલ આ વચનોનો અર્થ સમજી ગયો. એણે જોયું કે રાજ સાહેબ દરબારીઓ ઉપર કાતિલ મર્મપ્રહાર કરી રહ્યા છે!

તેણે એ તકનો લાભ લીધો. લાંબા વખત થયાં હૈયામાં પુરી રાખેલાં— રાજસાહેબને અને તેના દરબારીઓને સંભળાવવાનાં વેણુ તેના મુખમાંથી તાતાં તીરની માફક છુટવા લાગ્યાં, "બરાબર છે! એ પાપી પેટને ખાતર માણસો પોતાના આત્માને પણ ઠગે છે, ખોટી ખુશામત કરી અનર્થને ઉત્તેજન આપે છે. દરબારીઓનો ધર્મ છે કે પ્રજાના દુઃખો દરબારમાં રજુ કરવા, રાજાને સાચા માર્ગે દોરવવા, તેની સમજફેર થતી હોય તો સત્ય વસ્તુનું તેને ભાન કરાવવું, અને રાજા પ્રજા વચ્ચે પિતા પુત્ર સમો સંબંધ જળવાય અને અરસપરસ પ્રેમની વૃદ્ધિ થાય એવી સલાહ આપવી. સાચા દરબારીએ સત્યનો કદિ પણ ત્યાગ ન કરવો જોઇએ. રાજા રીઝે કે ખીજે તેની પરવા ન રાખતાં જે સત્ય હોય તે તડને ફડ કહી દેવું જોઇએ."

દરબારીઓ દિગ્મૂઢ બની સાંભળી રહ્યા. એક નાડોદો પોતાની હાજરીમાં પોતાનું આવી રીતે અપમાન કરે—રાજસાહેબની નજરમાં પોતાને હલકા પાડે એ તેમનાથી સહન ન થયું.

એક હજુરિયાએ એ નાડોદાની જીભ બંધ કરવાનો પ્રયાસ કર્યો. બધા દરબારીઓનો પક્ષ ખેંચતો હોય તેમ તે બોલ્યો, "અરે ગમે તેમ તોય નાડોદા ભાઇને! પટલાઈ મળી તેમાં શું થયું? ખેડુભાઇની બુદ્ધિ તે કેવી હોય? જેવો એનો ખોરાક જાડો તેવીજ તેની બુદ્ધિ જાડી! હા હા હા!"

એ ખડખડ હસી પડયો.

એની મશ્કરી ખેંગાર પટેલને ખડ્ગના ઘા જેવી વસમી લાગી. તેનું સ્વાભિમાની અંતર ઘવાયું. બળતા હૃદયમાંથી પુનઃ વાક્બાણુ છુટવા લાગ્યા.

" બરાબર છે, અમે ખેડુભાઈ અને તમે હજુરિયા. અમે–ખેડુતો અંગ મહેનતથી કમાનારાઃ તમે–દરબારીઓ ખુશામત કરીને–હાજીહા ભણીને હરામનો પૈસો રળનારા. અમે ખેડુતો ટાઢતડકો વેઠીને–રાત-દિવસ મહેનત કરીને–પરસેવો ઉતારીને ધાન પેદા કરી ખરી કમાઈનો પૈસો ખાનારાઃ તમે રાજસેવકો અમારા પરસેવાના પૈસે તાગડધિન્ના કરી અમેજ પકવેલા ધાનથી તાજામાજા થઈ ઉજળા મોંએ ફરનારા. અમે ખેડુતો ધૂળમાંથી ધાન પેદા કરનારાઃ તમે અમલદારો ધરતીનો રસકસ ચુસી જવાની વૃત્તિ ધરાવનારા. અમે ખેડુતો જાડી બુદ્ધિના ખરા. જેવો અમારો રોટલો જાડો તેવા અમારા કપડા પણ જાડા, અને તમારી માન્યતા મુજબ અમારી બુદ્ધિ પણ જાડી, પરંતુ સારા-સારનો વિચાર કરવાની શક્તિ જેટલી અમારામાં છે એટલી તમારામાં નથી એતો સિદ્ધ વાત છે. અમલદારીના કેફમાં સારાસારનો વિચાર કરવાની તમને પરવા નથી, સામાન્ય વિવેક રાખવાની પણ તમારામાં સભ્યતા નથી, દુઃખીને દિલાસો દેવા જેટલી તમારામાં દયાવૃત્તિ નથી, અને એકજ શબ્દમાં કહું તો સત્તાના મદમાં ચકચુર બનેલા અને ખુશામતના વાજાં બની ગયેલાં તમારા રાજસેવકોમાં માણસાઈ નથી. અમે ખરી મહેનતનો જે બટકું રોટલો મળે તેનાથી સંતોષ માનીએ છીએઃ તમે મફતીઆ માલમલીદા ઉડાવીને મોજ માણો છો. અમે જાડાં કપડાં પહેરીને અમારા અંગને–આબરૂને ઢાંકીએ છીએ : તમે મુલાયમ વસ્ત્રોનો ઠઠેરો કરીને મિથ્યાભિમાનમાં તણાઓ છો. અમે જાડી બુદ્ધિવાળા હોવા છતાં નીતિ અને ધર્મને સેવીએ છીએઃ તમે બુદ્ધિશાળી ગણાતાં છતાં અધમ સ્વાર્થને ખાતર તમારા આત્મગૌરવને અળગું કરો છો અને તમારા અંતરઆત્માને ઠગો છો. છતી આંખે આંધળા બનવા જેટલી નિર્બળતા બતાવનારને અને અંધારી રાતને ધોળા દિવસ તરીકે ઓળખાવનારને શેની ઉપમા આપવી એજ હું સમજી શકતો નથી–આથી વધારે ખુશામત કઈ હોઈ શકે તે મારા

લક્ષમાં આવતું નથી !"

ખેંગાર પટેલના શબ્દે શબ્દથી દરબારીઓ ક્રોધથી ધુંવાપુંવા થઈ રહ્યા હતા. આ બટકબોલા નાડોદાને એકાદ ધોલ મારી દેવાનું બધાને મન થઇ આવ્યું, પરંતુ રાજસાહેબ ત્યાં હાજર હતા ! તેની રૂબરૂમાં પોતાના હાથની ચળ ઉતારવાનું સાહસ કરવાની કોઇની હિમ્મત ન ચાલી.

દરબારીઓએ જોયું કે રાજસાહેબ ઘડીમાં ખેંગાર પટેલ તરફ અને ઘડીમાં સર્વ રાજસેવકો તરફ જોઇને મરક મરક હસી રહ્યાં છે !

રાજા આ શું કરી રહ્યો છે તેની તેમને સમજણ પડી નહિ. છતાં 'એ જાડી બુદ્ધિવાળા નાડોદા'ના વચનોમાં તેને ખૂબ રસ પડતો હોય એમ તેની મુખચર્યા ઉપરથી સ્પષ્ટ જણાઈ આવતું હતું. બીજો કોઈ હોત તો તેને એકાદ લપડાક લગાવી દેવાત, પરંતુ આતો રાજા–પોતાનો અન્નદાતા ! એની કૃપા ઉપર તો જીવવાનું ! રાજસાહેબને એક અક્ષર પણ કેમ કહી શકાય ? ખુશામત દેવીએ એ કડવો ઘુંટડો ગળી જવાની તેઓને ફરજ પાડી.

રાજસાહેબને પોરસ ચડયો હોય તેમ તેની છાતી ફુલાણી, કેડીઆની કસો તુટું તુટું થઈ રહી, મુખ ઉપર પ્રસન્નતા પ્રસરી રહી. હરખભેર તેનાં પગ એ નાડોદા તરફ વધ્યા.

બે ડગલાં આગળ જઇને **રાજસાહેબે ખેંગાર પટેલની પીઠ થાબડી.***

વજ્ર સમા એ રાજસાહેબના રાઠોડી પંજાના પ્રહારથી કોઈ નબળા પોચાનો વાંસો ચમચમી ઉઠેત, પરંતુ આતો ખેંગાર પટેલ ! ખુલ્લી શુદ્ધ હવા, બાખડી ભેંસોના શેડકઢાં દૂધ અને કસદાર ઘીથી

---

* જુઓ પૃ. ૨૫૭ ઉપરનું ચિત્ર.



રાજસાહેબે ખેંગાર પટેલની પીઠ થાબડી. [ પૃ. ૨૫૬ ]

**વીરાંગનાની વાતો :** **મઢળી :**

રીઢી થયેલી અને મહેનતથી કસાયલી કાયાને તો એ પંજો પુષ્પ-પ્રહાર સમો લાગ્યો. પોતાના ધણીને આમ શાબાશી આપતો જોઈને તેનું હૈયું ગજગજ ઉછળ્યું.

“શાબાશ, ખેંગાર પટેલ! પટલાઈના નામને તમે ખરેખર દીપાવ્યું છે! તમારી સત્યપરાયણતામાં મને પૂર્ણ શ્રદ્ધા હતી, પરંતુ આ મારા દરબારીઓને તમારા નિડર અને સાચાબોલા સ્વભાવનો પરિચય કરાવવા માટેજ મેં આ યુક્તિ વાપરી હતી. તમારા વચનો યથાર્થ છે. રાજસેવકો પોતાના નજીવા સ્વાર્થને ખાતર અસત્ય અને અનિતિનો આશ્રય લઈને પોતાની ફરજથી ચલીત થાય છે, ખુશામતના રમકડાં બનીને પોતાના અંતરાત્માને પણ વેચી નાખે છે, અને પ્રજાજનોને સત્તાની શેહમાં દબાવીને રાજ્ય અને પ્રજાના અરસપરસના સ્નેહભર્યા સંબંધમાં અંતરાય નાખે છે. એવા ખુશામતિયા સ્વાર્થપટુ સેવકોને લીધે રાજા પણ વગોવાય છે અને પ્રજામાં અસંતોષ ફેલાય છે. સાચી કે ખોટી રીતે મને રાજી રાખવાની મનોવૃત્તિવાળા સેવકો કરતાં તમારા જેવા સત્યવક્તા મને વધુ પસંદ છે. આ ખુશામતિયા હજુરિયાઓને આજે તમે સત્યનો પાઠ ઠીક શીખવ્યો છે!”

પોતાના રાજસાહેબ તરફથી ‘આદર્શ પટેલ’ નું બિરદ પામતાં ખેંગાર પટેલનો અંતરાત્મા અત્યંત સંતોષ પામ્યો.

## ૭ રાજ રણમલસિંહજી

માર્કંડ ઋષિના વંશના મકવાણા રજપૂતોના એક કુળદીપક વીર હરપાળદેવે× પાટણનરેશ–રાજા કરણની રાણીને હેરાન કરનાર બાબરા ભૂતને પોતાની અદ્‌ભુત શક્તિથી વશ કર્યો અને બદલામાં

× જુઓ ‘વીરની વાતો-ભાગ ૧ લા’ માંની ‘ઝાલા રાણાની શક્તિ’ નામની વાર્તા.

૨૩૦૦ ગામ બક્ષિસ મેળવ્યા, અને ઈ. સ. ૧૦૯૦ માં **પાટડીમાં** રાજ્યધાની સ્થાપી. તેના પરાક્રમથી પ્રસન્ન થઇને **શક્તિદેવીએ** તેને પતિ તરીકે સ્વીકાર્યો. એક વખત પાટડીના દરબારગઢમાં ગાંડો હાથી છુટયો તે વખતે **શક્તિએ** ગોખમાંથી હાથ લંબાવીને કુંવરોને ઝાલી લીધા ત્યારથી તેઓ અને તેમના વંશજો **ઝાલા** કહેવાયા.

લગભગ ૩૦૦ વરસો સુધી ઝાલા રાજાઓની રાજ્યધાની **પાટડીમાં** રહી, ત્યાર પછી **સતરસાલજીએ** ગાદી **માંડળમાં** ફેરવી, પરંતુ તેના પુત્ર **જેતસિંહે** અમદાવાદના મુગલ પાદશાહ **અહમદશાહ** સાથે થયેલા વેરને લીધે માંડળનો ત્યાગ કરીને **ધ્રાંગધ્રાથી** દસ માઇલ દૂર આવેલી કુંકાવટી નગરીમાં રાજ્યધાની સ્થાપી. તેમના પ્રપૌત્ર **વાઘોજીએ** સુલ્તાનની સર્વોપરી સત્તાનો ઇન્કાર કર્યો, સોરઠનો સુબો **ખલીફખાન** સૈન્ય સાથે ચડી આવ્યો, વાઘોજી વીરનરની માફક લડયો, તેની રાણીઓ કુવામાં પડીને સતી થઇ અને એ પ્રસંગ 'કુવાનો કેર' નામે ઇતિહાસમાં અમર બન્યો.*

**વાઘોજીના** કુંવર **રાજોધરજીએ** જંગલમાં એક સસલાને પોતાના ઘોડાની સામે થતો જોઇને એ વીર ભૂમિ છે એમ માનીને ત્યાં ઈ. સ. ૧૪૮૮ (સંવત ૧૫૪૪ ના મહા વદી ૧૩) માં હળવદ ગામ વસાવ્યું. તેનાથી ત્રીજી પેઢીએ ઈ. સ. ૧૫૬૪ માં **રાજ રાયસિંહજી** હળવદની ગાદીએ આવ્યા જેમણે પોતાના અતુલ પરાક્રમથી 'દિલ્લીના દરબારમાં રજપૂતનો હાથ'× બતાવીને યશ ડંકો વગાડી પોતાનું નામ અમર કર્યું છે.

ઈ. સ. ૧૭૮૧માં **જસવંતસિંહજીએ ધ્રાંગધ્રામાં** રાજ્યગાદી

* જુઓ 'વીરની વાતો–ભાગ ૧ લા' માંની 'કુવાનો કેર' નામની વાર્તા.

× જુઓ 'વીરની વાતો-ભાગ ૧ લા' માં 'રાજ રાયસિંહજી' કિંવા 'દિલ્લીના દરબારમાં રજપૂતનો હાથ' નામની વાર્તા.

સ્થાપી. તેના પછી ત્રીજી પેઢીએ ઈ. સ. ૧૮૪૩માં **રણમલસિંહજી** ગાદીએ બેઠા.

દયા નીતિ અને ધર્મપરાયણતા માટે પંકાયલા અને આજે પણ પ્રજાજનો જેના અનેક પરચાની વાતો કરીને એના આત્માને વંદન કરે છે એવા ધર્માત્મા રાજ **અમરસિંહજીના** ન્યાય નીતિના સદ્‌ગુણો તેમના પુત્ર રાજ રણમલસિંહજીમાં પણ ઉતર્યા હતા. પ્રજાપાલન એજ પોતાનું પરમ કર્તવ્ય માનનાર આ રાજવી પ્રજાજનોના સુખ-દુઃખ જાણવા ઉત્સુક રહેતા, અને પ્રજાના ઉત્કર્ષ માટે સદૈવ પ્રયત્ન કરતા.

રણમલસિંહજીએ **ધ્રાંગધ્રાનો** કિલ્લો સુધરાવ્યો અને હળવદનો મહેલ નવેસરથી બંધાવ્યો.

પ્રજાને પાણીનું સુખ કરી આપવા માટે **ધ્રાંગધ્રામાં** તેણે રણમલસર નામે તળાવ બંધાવ્યું અને **સીતાપુરના ચંદ્રસર** તળાવની મરામત કરાવી.

**સીતાપુર** અને ઉમરડામાં તેણે નવા કિલ્લા બંધાવ્યા, અને ઈ. સ. ૧૮૪૬ માં પોતાના નામ ઉપરથી રણમલપુર નામે ગામ વસાવ્યું.

શિકારનો એને ભારે શોખ હતો અને પોતાની યુવાવસ્થામાં અનેક સિંહોનો તેણે શિકાર કર્યો હતો.

એ રાજવી જબરા વિદ્યાવિલાસી હતા. સંસ્કૃત, ફારસી, ઉર્દુ, વ્રજ અને ગુજરાતી ભાષાઓનો તેણે સારો અભ્યાસ કર્યો હતો, એટલુંજ નહિં, પણ તે કવિતા પણ રચી શકતા.

વિદ્યાવિલાસી અને પ્રજાવત્સલ આ રાજા અભિમાનને અળગું કરીને પ્રજામાં છુટથી ભળતા, તેમના સુખદુઃખની વાતો જાણી લેતા, અનુભવીઓ પાસેથી જ્ઞાનભંડાર મેળવતા અને વિદ્વાનો સાથે વાણી વિનોદ કરીને મનરંજન કરતા.

આટલા માટેજ ગાદી **ધ્રાંગધ્રામાં** હોવા છતાં તે વખતો વખત

હળવદ આવતા અને તળાવને કાંઠે આંવેલા રમણિય મહાલયમાં નિવાસ કરીને પ્રજાજનોની સ્થિતિનું નિરિક્ષણ નિરાંતે કરવાની તક સાધતા.

તેના પાટવી કુંવર માનસિંહજી પણ હળવદના મહેલના અતિથિ બનતા અને પિતા પાસેથી રાજ્યધર્મનું શિક્ષણ લેતા.

રણમલસિંહજી મહાજનના અગ્રેસરોને, જ્ઞાતિના પટેલોને તેમજ રાજસેવકોને એકત્ર કરીને રાજા પ્રજાના ધર્મ વિષે ચર્ચા કરતા, તેમ કરતી વખતે કોનામાં કેટલું પાણી છે તે જોઈ લેતા, અને ગુણદોષનું પારખું કરી લેતા. દોષ માટે દંડ દેતા તે જરા પણ ન્હોતા અચકાતા. તેવીજ રીતે કોઈના ગુણનો સ્વીકાર કરતાં પણ તે જરાય ન્હોતા સંકોચાતા. કોઈ પણ વ્યક્તિએ કરેલી જનસેવાની તે હમેશાં કદર કરતા, અને લાયકને લાયક માન આપવામાં પોતાનું ભૂષણ સમજતા. તેથીજ ખેંગાર પટેલને હળવદના દરબારમાં યોગ્ય સન્માન મળતું. એનો નીડર સ્વભાવ અને સત્યપરાયણતા જોઇને રણમલસિંહજી એના તરફ આકર્ષાયા હતા, અને ખોટી ખુશામત કરવાની ટેવવાળા હજુરિયાઓની સાન ઠેકાણે લાવવા માટે ખેંગાર પટેલ કડવાં છતાં સાચાં વેણ કહેવાની જરૂર હિમ્મત કરશે એવી પોતાની ખાત્રી હોવાથી તેણે ‘ કેસવાળો ડુંગર ’ જોવાનો તાગડો રચ્યો હતો. પોતે ધાર્યા પ્રમાણે ખેંગાર પટેલે ખુશામતખોરોને તડને ફડ સંભળાવી દીધું એ જોઈને સત્યપરાયણ તેનો અંતરાત્મા પ્રસન્ન થયો, અને ખેંગાર પટેલ માટેની તેની માનવૃત્તિમાં વધારો થયો.

## ૮ દ્રઢ નિશ્ચય

દૂધ સાકરના મીઠા મેળની પેઠે મલ્લી અને પુંજાનો મેળ મળ્યો. એકમાં યુવાવસ્થાનો તનમનાટ અને સંસારને સુખમય બનાવવાનો અજબ ઉત્સાહ હતો, બીજામાં એ ઉત્સાહને પોષવાનું સામર્થ્ય હતું. મલ્લીના મનના મનોરથો પુરા પાડવાની તેનામાં તાકાત હતી, અને

મનમાન્યું સુખ આપવાની બધી સગવડો તેના ભર્યાભાદર્યા ઘરમાં હાજર હતી. એમના સંસારનો રથ સલાહ અને સંપના ચિલા ઉપર સડસડાટ ચાલ્યો જતો હતો.

પુંજો પોતાને આવી પત્ની મેળવી આપવા માટે પ્રભુનો પાડ માનતો. મલ્લી પુંજા જેવો પ્રેમાળ પતિ મેળવવામાં પોતાનું સદ્‌-ભાગ્ય સમજતી. એંગાર પટેલ પોતાની વૃદ્ધાવસ્થામાં પોતાના ઘરને દીપાવે તેવી પુત્રવધુને જોઇને-એ દંપતિનો દિવ્ય સ્નેહ જોઈ ને હર્ષથી પુલકિત બનતો, અને મનમાં ને મનમાં એ બંનેને છુપા આશિર્વાદ આપતો.

પરંતુ વિધિને એ અનુપમ સુખની ઈર્ષા આવી. એમના સુખના સૂર્યને વિપદવાદળથી ઘેરી લઇને એણે પોતાની સત્તાનો પરચો બતાવ્યો.

હળવદ ગામને પાદર રાજેશ્વરની દેરીઓ આગળ શીળીસાતમ અને જન્માષ્ટમીના તહેવારોમાં જબરો મેળો ભરાતો, જાતજાતની રમતોના અખાડા જામતા, ઠામઠામની કારીગરીઓનું પ્રદર્શન ભરાતું, અને સ્ત્રીઓ અને પુરૂષો નાના મોટા બાળકોને સાથે લઈ ને ટોળા બંધ ત્યાં ઉતરી પડતા અને પરાક્રમ કરતાં પ્રાણ અર્પણ કરનારા પ્રાચીન વીર અને વીરાંગનાઓના પાળિયાને પૂજી-સતી માતાની દેરીઓને પ્રદક્ષિણા કરી-મેળાનો અવનવો આનંદ લુંટતાં-એ પવિત્ર ઉત્સવ ઉજવતાં આનંદકલ્લોલ કરતાં હતાં. સ્ત્રીઓને તો પોતાના અનેક આભૂષણો-વસ્ત્રાલંકારો પહેરીને પોતાની બ્હેનપણીઓમાં સ્પર્ધા કરવા માટે આ અણમૂલો પ્રસંગ પ્રાપ્ત થતો.

મલ્લી પણ એંગાર પટેલના પટારાને શોભાવતા ઘરેણાં પહેરીને મેળામાં આવી. આમાં ઘરના દાગીના કયા અને પિયરના કયા એવો સમોવડી સ્ત્રીઓએ સહજજ પ્રશ્ન કર્યો, અને વિસારે પડેલી વાત મલ્લીના સ્મરણપટ ઉપર ખડી થઈ ગઇ. એનો આનંદ ઉડી ગયો. મેળામાંથી હર્ષને બદલે ઉદાસિનતા લઈ ને તે પાછી ફરી.

પુંજાની ચકોર આંખોએ નિત્ય હાસ્ય ફરકાવતા મુખડા ઉપર શોકછાયા જોઈ, અને એ ચમકયો. આવા આનંદભર્યા પર્વને દિવસે મલ્લી આમ નિસ્તેજ અને ઉદાસ કાં ?

વાત વાતમાં એણે કારણ જાણી લીધું. એ હસ્યો. "ગાંડી રે ગાંડી! એમાં તે શી મોટી વાત છે ? આ આખું ભર્યુંભાદર્યું ઘર તારૂંજ છે ને !"

"એ બધું ખરૂં, પરંતુ મારી પાસે મારા પિયરનું તો વાલનું વેળિયું પણ નહિં ને ? એ કાળમુખાએ..."

"જવા દે મલ્લી ! એ ગઈ ગુજરી શા માટે યાદ કરે છે ? એ વાત ભૂલી જા !"

"એ તે શી રીતે ભૂલાય ? છાતીમાં ડામ મારતો હોય એવા એના કારમા શબ્દો હજી પણ મને યાદ આવે છે, અને મારૂં કાળજું કોરી નાખે છે. એની પાસેથી મારા પિયરના-વ્યાજબી રીતે મારી માલિકીના દાગીના ઝુંટવી ન લઉં ત્યાંસુધી મારા જીવને ચેન નહિં પડે."

"પણ એ તે કંઈ ઝાડ ઉપરના ફળ છે કે ખંખેરી લઈશ ?"

"હા, એવી રીતે—બરાબર એવીજ રીતે હું એ દાગીના ખંખેરી લઈશ !"

પુંજો મનમાં હસ્યો. એને લાગ્યું કે પોતાની પ્રિયતમા લાગણીને વશ થઈને ફાવે તેમ બબડે છે !

મલ્લીએ આ જોયું, અને સ્પષ્ટિકરણ કરતી હોય તેમ તે દૃઢ નિશ્ચયથી બોલી, "જુઓ, આ ઘરેણાંગાંઠા અત્યારેજ ઉતારી નાખું છું, અને પ્રતિજ્ઞા લઉં છું કે જ્યાંસુધી લટુડાવાળા પાસેથી મારા પિયરના દાગિના નહિં મેળવું ત્યાંસુધી માત્ર સૌભાગ્યના અલંકારો સિવાય બીજું એકે આભૂષણ હું ધારણ નહિ કરૂં."

**તેણે પોતાના કંઠને શોભાવનારાં અણમૂલાં આભૂષણો ઉતારવા માંડયાં.***

પુંજાનો જીવ કપાઈ જતો હતો. આવા સપરમા દિવસે એને આવું અળખામણું સ્મરણ ક્યાંથી થઇ આવ્યું? મલ્લીને કેમ સમજાવવી તે તેને સુઝયું નહિ. તેણે છેવટનો પાસો ફેંકી જોયો.

"આજે આવી ધૂન તને ક્યાંથી લાગી? એ માણસ દાગીના આપવાની સાફ નાજ પાડે છે પછી તારૂં શું ચાલવાનું? એ હઠેજ ચડયો છે ત્યાં તું કેવી રીતે ફાવવાની?"

મલ્લીની આંખો પુંજાની આંખો ઉપર ઠરી. જાણે પોતાના અંતરની વાત એના અંતરમાં ઉતારવા માગતી ન હોય!

"તમે નથી જાણતા? જે સીધી રીતે ન સમજે તેની સામે બહારવટું કરવું એ છેવટનો છતાં સફળ ઇલાજ છે."

પુંજો ચમક્યો. આ તે સ્ત્રી છે કે શક્તિ?

"પણ તારા જેવી અબળા તેની સામે બહારવટું કેવી રીતે ખેડી શકશે?"

"પ્રસંગ આવ્યે અબળા પણ પ્રબળા બની જાય છે. રજપૂતાણીને એ શિખવવાનું ન હોય. તમે એ વાતની ચિન્તા ન કરો. હું બહારવટું ખેડીને એની શુદ્ધબુદ્ધ ઠેકાણે લાવીશ. એણે પચાવી પાડેલા મારા પિયરના દાગીના એની પાસેથી ન ઓકાવી કાઢું તો મારૂં નામ મલ્લી નહિ!"

પુંજાએ જોયું કે આ વાતને વધુ લંબાવવામાં સાર નથી. તેણે એને બીજી વાતે ચડાવી. એ ધારતો હતો કે વખત જતાં મલ્લી શાન્ત પડશે અને એ વાતને ભુલી જશે.

પરંતુ તેની એ માન્યતા ખોટી પડી. મલ્લીએ એક વખત

---

* જુઓ ચિત્ર.



પોતાના કંઠને શોભાવનારાં અણમૂલાં આભૂષણો ઉતારવા માંડયાં.

નિશ્ચય કર્યો એટલે તેને અમલમાં મુકયા વિના નજ ચાલે. તેણે બહારવટું ખેડવાની તૈયારી કરી.

## ૯ બહારવટું

થોડા સાગરીદોને સાથે રાખીને તેણે પોતાના સાહસની શરૂઆત કરી.

પોતાની સાથે પાંચ છ માણસો રાખીને ઉંટ ઉપર પુરૂષવેશમાં તે લટુડા ગઈ, પરદેશીના સ્વરૂપમાં લટુડા ગામના ચોરે ઉતારો કર્યો, ગરાસિયા તથા નાડોદાને કસુંબો પાવા ભેગા કર્યા, આ વાર્તાની શરૂઆતમાં આપણે જોઇ ગયા તે પ્રમાણે ગામલોકોની હાજરીમાં હીરા ડોડીઆને 'આંખમાંથી કણું કાઢે તેમ હું મારા દાગીના તમારી પાસેથી કઢાવી લઇશ' એવો પડકાર આપ્યો, અને પોતાનું ધાર્યું કરવા ત્યાંથી સત્વર નિકળી પડી.

વીરમગામ પાસે આવેલા ભોજવા ગામમાં મલ્લીએ થાણું નાખ્યું, અને બહારવટું ખેડવા માંડયું. લટુડા વઢવાણ તાબાનું હોવાથી તેણે વઢવાણના રાજાનું લક્ષ ખેંચવા માટે તેના પ્રજાજનોને હેરાન કરવા માંડયા.

દરબારને કાને આ વાત પહોંચી. તેણે પાકો બંદોબસ્ત કરવા જમાદારને હુકમ કર્યો.

જમાદાર ઉંચો નીચો થયો, પોતાના સિપાઈઓને ધમકી આપી, અને કોઈ પણ ઉપાયે એ એ બદામની બાયડીને પકડી લાવવાનો હુકમ કર્યો.

ગરીબ બિચારા સિપાઇઓ! ચિઠ્ઠીના ચાકર બની રહેલા એ સિપાઈઓએ જમીન આસ્માન એક કરી નાખ્યું, પરંતુ એ બહારવટિયા સ્ત્રીને પકડવામાં ફળિભુત નજ થયા.

'આ તે કોઈ સ્ત્રી છે કે રાક્ષસી?' એમ બબડતા જમાદારે હાથ પગ પછાડયા, ધમપછાડા કર્યા, પરંતુ એથી શું વળે?

એણે રાતદિવસ વિચાર કર્યો અને કોઈ પણ રીતે એને ફસાવવાનો નિશ્ચય કરી લીધો.

## ૧૦ વિજયની ચાવી

છુપી રીતે બાતમી મેળવતાં અંતે એક મુદ્દો એના હાથમાં આવ્યો. એના સાંભળવામાં આવ્યું કે એ લુંટારૂ સ્ત્રીના કુટુંબીની જાન બોટાદ જવાની છે.

અને એ બાતમી મળતાં જમાદારનું હૈયું ગજ ગજ ઉછળ્યું. વિજયની ચાવી હાથ લાગી હોય તેમ તેણે મનમાંજ કંઇ નિશ્ચય કરી લીધો, અને હરખાતો હરખાતો તે વઢવાણનરેશ પાસે વધાઈ ખાવા નિકળ્યો.

"પણ એમાં તે શી મોટી વાત છે? દીકરો પરણાવવો હોય તો જાન તો જોડવીજ પડે ને? એ થોડીજ એના પોતાના ગગાની જાન હતી?"

"ન સમજ્યા, બાપુ? એના ગગાની નહિં તો એના કુટુંબીની તો ખરીજને?"

"પણ તેથી આપણને શો લાભ?"

"કેમ નહિં? એ જાન અહીં આવે એટલે તરતજ એને અટકમાં રાખવી; અને એ કાળમુખીને અહીં સોંપી દે અથવા તો હવેથી એ બહારવટું બંધ કરશે એવા જામીન આપે તોજ જાનને જવા દેવી."

વઢવાણનરેશ વિચારમાં પડયા. મનમાં ને મનમાં તેમણે જમાદારને ધન્યવાદ આપ્યો, 'મા...ળો લાગે છે તો અક્કલબાજ! કેવી સરસ યુક્તિ શોધી કાઢી!'

"કૃપાનિધાન! એમાં વિચાર કરવા જેવું કંઈ નથી. એતો આડે લાકડે આડો વેર. આપ જો મોકળા મનથી મને રજા આપો તો જાનના માણસોને મોઢે મરચાંના પાવડા ચઢાવી ત્રાહિ ત્રાહિ પોકરાવું અને એની પેલી સગલી બહારવટું કરવાની એ ભૂલી જાય એવું કરી દઉં!"

રાજાનું મોં મલક્યું, 'વાહ, કેવી સરસ યુક્તિ? એ તો એજ લાગની!'

"ભલે તમારી મરજીમાં આવે તેમ કરો, મારે તો કોઈ પણ રીતે આ બહારવટાનો અંત લાવવો છે." જમાદારને તેણે છુટ પરવાનગી આપી દીધી.

વિજયડંકો વગાડયો હોય—અત્યારેજ જાણે એ બહારવટું ખેડનાર સ્ત્રીને પાંસરી દોર કરી નાખી હોય એવી ભ્રમણાથી મનમાં મલકાતો જમાદાર વઢવાણનરેશને નમન કરીને ત્યાંથી ચાલ્યો ગયો.

## ૧૧ સંદેશો

'ભેંસ ભાગોળે અને છાશ છાગોળે' એ કહેવત અનુસાર જમાદાર તો અત્યારથીજ છડેચોક કહેવા લાગ્યો કે 'હવે એ કાળમુખી બરાબર મારા પંજામાં આવી ગઈ સમજો!'

વા વાતને લઈ જાય એ ન્યાયે આ વાત ધીરે ધીરે લોકોમાં પસરી અને છેક ખેંગાર પટેલના કાન સુધી પહોંચી જવા પામી.

સગાની સગવડ સાચવનારા આ ભલા અને ભોળા છતાં પરગજુ પટેલનો આત્મા કકળી ઉઠયો. મારે લીધે મારા ભાઇઓ દુઃખી થાય—એમના દીકરાની જાન અટકે એ કેમ સહેવાય? તેણે મલ્લીને સંદેશો મોકલ્યો.

* * *

મલ્લીભાભી! તમારા બહારવટાએ તો કાળો કેર વર્તાવ્યો! તમે તો પગ ઉપરજ કુહાડો મારવા જેવું કર્યું."

મલ્લી ચમકી. "કેમ શું થયું? દુઃખ હું ખમું છું અને તમે આમ આકળા અધીરા કાં થાવ છો?"

"નથી જાણતા ભાભી? વઢવાણનો જમાદાર છડેચોક કહે છે કે હળવદની જાન આવશે તો મરચાંના તોબરા ચઢાવીને જીવ લઈ લઇશ."

"તે હળવદે એનું શું બગાડયું છે.?"

"એ તો તમે જાણો અને તે જાણે. તમારે લીધે આ બધી મુસ્કેલી ઉભી થઈ છે. તમારૂં બહારવટું બંધ કરાવવા તેણે આ યુક્તિ શોધી કાઢી હોય એમ લાગે છે."

"એમ? ઠીક છે, ત્યારે તો હું પણ જોઈ લઇશ. મરચાંના તોબરા ચઢાવવા એ કંઈ બચ્ચાંના ખેલ નથી!"

ખેંગાર પટેલે મોકલેલો માણસ—તેનો એક દૂરનો ભત્રીજો મલ્લીની દ્રઢતા જોઈ દિગમુઢ બન્યો, છતાં પરિણામ વિષે તેને શંકા થઈ.

"પણ આ જાનનું શું? શું લીધા લગને લાધાને કુંવારો રાખવો અને નાત જાતમાં નાક કપાવવું?"

"બીલકુલ નહિં, લખમસીભાઇ! પટેલને કહેજો કે મારા વચનોમાં વિશ્વાસ હોય તો છડેચોક જાન લઇ આવે. હું ભોગાવાને પેલે પાર વઢવાણની સીમ આગળ ભેળી થઈ જઈશ. પછી હું છું અને તે છે. કહેજો કે રજપૂત બચ્ચા એવા એ બદામના ચાકરના બોલવાથી ડરીને કદી પણ પાછી પાની ન કરી શકે. અને એટલું પણ કહેજો કે મલ્લીના શરીરમાં પ્રાણ હશે ત્યાં સુધી તે જાનના એક પણ માણસનો વાળ વાંકો થવા નહિં દે. જે રજપૂતોના પૂર્વજોએ સ્વાભિમાન અને આત્મગૌરવ માટે પોતાના લીલુડાં માથાં

વધેરી આપીને પોતાની કીર્તિને અમર બનાવી છે એ શૂરવીરોનાં સંતાન માત્ર મ્હોઢાના ડારાથી ડરી જઇને ઘરમાં ભરાઈ રહેશે? કહેજો કે ભયને ખંખેરી નાખે, અને નિર્ભય બનીને જરા પણ સંકોચ કે શંકા રાખ્યા વિના ગાજતે વાજતે જાન જોડીને ચાલ્યા આવે!

ઉત્તેજક સંદેશો લઈને પટેલનો ભત્રીજો ત્યાંથી હુળવદ ગયો. મલ્લીએ એ વિષમ પ્રસંગ માટે તૈયારી કરવા માંડી.

## ૧૧ જાન જોડો!

**"લાધાભાઇ, સાબદા થઇ જાઓ, પીઠી ચોળાવો, માળા પહેરો, વાઘા સજો, અને વરરાજા બની જાઓ!"**× સંદેશો લાવનારા પેલા પીતરાઈએ વરરાજાને વધાઈ આપી.

"લખમસી! બિચારાની ઠઠ્ઠા મશ્કરી કાં કર! બળતાને વધુ બાળવામાં મઝા નહિ!" એક વૃદ્ધ પટેલે ફળિયામાં ખાટલા ઉપર હુક્કો ગગડાવતાં આ વેણ ઉચ્ચાર્યાં.

"ગણેશ કાકા! હું તે કદી મશ્કરી કરૂં? અને તે પણ કોઈની નહિં અને મારા પીતરાઈની? જુઓ, આ ખેંગાર પટેલ આવે, તેમને પુછી જુઓ એટલે આપની ખાત્રી થશે."

ગણેશ પટેલ હુક્કો પીતાં પીતાંજ ખાટલા ઉપરથી ઉભો થઇ ગયો.

"આવો, આવો, ખેંગાર પટેલ, આજ અત્યારના પહોરમાં આ તરફ?"

"તમારાજ સુધી ગણેશભાઈ! મલ્લીએ કહેવરાવ્યું છે કે તમે તમારે બેફિકર રહીને જાન જોડો."

"એમ? પણ એ કહેવરાવે એમાં શું વળ્યું? વઢવાણની કરડી નજર હોય ત્યાં સુધી જાનની સલામતી શી રીતે?"

---

* જુઓ પૃ. ૨૭૦ ઉપરનું ચિત્ર.



“લાધાભાઈ, સાબદા થઈ જાવ, પીઠી ચોળાવો, માળા પહેરો, વાઘા સજો અને વરરાજા બની જાઓ !”......[પૃ. ૨૬૯]

વીરાંગનાની વાતો : મલ્લી :

"મલ્લીની શક્તિમાં મને શ્રદ્ધા છે. મને તો સ્ત્રીના વેષમાં એ કોઈ જોગમાયા જણાય છે. નહિંતો પણ આપણે ક્યાં નથી ? આપણે નાડોદા તોય રજપૂતજ છીએ ને ? રજપૂત બચ્ચો એવા વાણિયાશાહી હિસાબ ગણવા ન બેસે. એ તો જેવા વાગશે તેવા દેવાશે. આપણેય ક્યાં ચુડીઓ પહેરીને બેઠા છીએ ?" એંગાર પટેલે એને ખરી રજપૂતીનું ભાન કરાવ્યું.

"તમે જાતે જાન સાથે આવો તો મારા ટાંટિયામાં જોર રહે." ગણેશે નવી વાત રજુ કરી.

"કબુલ છે, મારા ભાઈયુંની આબરૂ જાય એ મારીજ આબરૂ જવા બરાબર છે. હું એકલો નહિં, પરંતુ મારો દીકરો પુંજો પણ જાનની સાથે રહેશે; બોલો, પછી છે કંઈ ?"

"વાહ, એથી વધુ શું જોઈએ ? તો તો રંગ રહે !"

નિશ્ચય થઈ ચુકયો.

નાડોદા વાસની સ્ત્રીઓએ:—

'માંડવડે કંઈ ઢાળો ને બાજોઠી કે ફરતી મેલો ને કંકાવટી
તેડાવો કંઇ જાનાપરના જોશી કે આજ મારે લખવી છે કંકોતરી.'

ના મધુરા શુકનવંતા મંગળગીતોથી ગામ ગજાવી મુક્યું. જુવાનિયા જાનમાં જવા તલપાપડ થઇ રહ્યા.

## ૧૨ મલ્લીની મદદ

ઘુઘરીઆળા બળદ ધમધમ અવાજ કરતા જેટલા વેગથી વઢવાણ તરફનો માર્ગ કાપી રહ્યા હતા તેટલાજ વેગથી જાનૈયાઓની વિચાર માળા ફરી રહી હતી. શું થશે ! જાન સહીસલામત બોટી-આદ પહોંચશે કે કેમ ? વરરાજા પરણીને હેમક્ષેમ હળવદ પાછા આવશે કે કેમ ? એ શંકાએ દરેકના હૃદયમાં સ્થાન લીધું હતું. સામા

ન્ય રીતે જાનમાં જે ઉલ્લાસ ભર્યાં આનંદની છોળો ઉછળે તેનો આજે અભાવ હતો. કારણ કે અચાનક વિપદ્‌વાદળ ચડી આવવાના ભયંકર ભણકારા વાગી રહ્યા હતા. પરંતુ વાગશે તેવા દેવાશે એ નિશ્ચયથી કાળજાને કઠણ કરીને સૌ કોઈ બ્હારથી હસતું મ્હોં રાખીને જાનૈયા તરીકે હર્ષ પ્રદર્શીત કરી રહ્યા હતા.

અનેક અવનવી કલ્પનાના હિંચોળે હિંચતા જાનૈયાઓએ દૂરથી ભોગાવાના દર્શન કર્યાં. પોતાના સતીત્વનો અદ્દભુત પરચો બતાવનાર સતી રાણકદેવીના નામને અમર કરી રહેલા આ ભોગાવાને સૌ કોઇએ પૂજ્ય ભાવે પ્રણામ કર્યાં અને ત્યાં ગાડા છોડી ઢુંગો પાણી કરવાનો અને બળદને બે ઘડી આરામ આપવાનો મનસુબો કર્યો.

ગાડા ખેડુતે બળદનાં જોતરાં છોડવા માંડયા. જાનૈયા ભાતાના ડબરા અને પાણીની ભંભલી લઈને ભુખ ભાંગવાની તૈયારી કરવા લાગ્યા, હુક્કાના બંધાણી ચકમકથી અગ્નિ ઉત્પન્ન કરી આસપાસથી એકઠી કરેલી સાંઠી સળગાવીને હુક્કો ભરવાની તૈયારી કરવા લાગ્યા.

પરિશ્રમથી પરવારીને ક્ષુધા શાંતિ માટે તેઓ તત્પર બન્યા. તેવામાં ગાડા ઉપર ઉભા રહેલા એક ખેડુતે બૂમ પાડી, "જુઓ, જુઓ, હથિયારબંધ માણસોનું ધાડું આવતું લાગે છે! જુવાનો, સાવધાન થઇ જાવ, આ તમારૂં હળવદ નથી, આતો વઢવાણનો સીમાડો છે!"

હાથમાં લીધેલાં સુખડીના ઢેફાં એમને એમ રહી ગયાં, જાનૈયાઓએ ટપોટપ ભાતાના ડબરા બંધ કરી દીધા, અને સૌ કોઈ પોતપોતાની તલવાર કેડે બાંધી લઈ હાથમાં કડીયાળી ડાંગો લઇને સ્વરક્ષણ માટે સાબદા થઈ ગયા.

અડધો અડધ જાનૈયા વરરાજાના વેલડાને ઘેરી લઈને ધાડ પાડુઓને પડકાર આપવા તત્પર બની ગયા. દૂરથી ધૂળના ગોટેગોટા



'શાબાશ ! જુવાનિયાઓ ! આટલી હિંમત હોય ત્યાં તાકાત નથી કોઇની
કે લાધાભાઇની જાન સામે આંગળી પણ ચીંધી શકે !'

**વીરાંગનાની વાતો**] પૃ. ૨૭૩. [**મલ્લી**

ઉડતા આવતા હતા, ધાડું આગળને આગળ આવતું હતું, એ ધાડામાં ચાર પાંચ ઊંટ અને કોડીબંધ ઘોડેસ્વારો નજરે પડતાં હતાં.

ધાડું છેક આગળ આવ્યું અને જાનૈયાઓના હાથ તલવારની મૂઠ ઉપર ગયા. જાનના વળાવિયાઓ પણ ચેતવેલી જામગરી સાથે કંઈ પણ તોફાન જેવું જણાય તો પોતાની બંદુકનો ઉપયોગ કરવા અધીરા બની રહ્યા.

એ ધાડાને મોખરે રહેલા ઊંટ ઉપર બેઠેલી વ્યક્તિએ હાથના ઈસારાથી શાંતિ રાખવાની સૂચના આપી, અને ઊંટને ઝુકાર્યો. તેની સાથેના માણસોએ પણ તેનું અનુકરણ કર્યું. ઘોડેસ્વારો પણ ત્યાંજ સ્થંભી ગયા.

મોખરે રહેલો સ્વાર ઊંટ ઉપરથી ઉતરતાં બોલ્યો, "**શાબાશ! જુવાનિયાઓ! આટલી હિંમત હોય ત્યાં તાકાત નથી કોઇની કે લાઘાભાઈની જાન સામે આંગળી પણ ચીંધી શકે!**" ×

જાનૈયાઓ આ સ્વારને જોઈ વિચારમાં પડી ગયા. આટલા બધા ઘોડેસ્વારોને સાથે લઈ આવનાર આ સ્વારના મનમાં શું હશે તે વિષે તેઓ અનેક અટકળો કરવા લાગ્યા.

પુંજા પટેલની નજર આ સ્વાર સામે ગઈ. એણે પુરૂષવેષમાં રહેલી પોતાની પ્રિયતમાને તરતજ ઓળખી કાઢી. બંનેની આંખો મળી. એ એકજ દૃષ્ટિપાતમાં એક બીજાએ અંતરની અનેક વાતો ઉકેલી લીધી.

સંયમનો મહામંત્ર શિખેલી મલ્લીએ ક્ષણ માત્રમાં નજર ફેરવી લીધી અને જાણે કંઈ જાણતીજ ન હોય તેમ તે બીજી વાતે વળગી.

× જુઓ ચિત્ર

"ચાલો, તમારી તલવાર અને બંદુકનો ઉપયોગ કરવાને હજી વાર છે. હમણાં તો નિરાંતે ખાવો પિવો અને થાક ઉતારો. પછી ગાડાં જોડીને વઢવાણ તરફ જઇએ. મલ્લીએ કહેવરાયું છે કે જાનને વઢવાણ શહેર સોંસરવી લઇ જવી છે. જોઈએ તો ખરા કે જમાદાર પોતાના બડાઈના વેણ કેવી રીતે સાચા કરી બતાવે છે.

પુંજો મનમાં હસ્યો, 'મલ્લીએ કહેવરાવ્યું છે! કેવી ખંધી છે ને! ખુદ પોતે તો મલ્લીજ છે અને મલ્લીએ કહેવરાવ્યું છે એમ કહીને આખી જાનને બનાવવા માગે છે!

જાનૈયાઓને નિરાંત થઇ. તેમણે પોતાનો અધુરો રહેલો ટીમણુ કરવાનો કાર્યક્રમ શરૂ કર્યો.

એ સ્વાર ઊંટ ઉપરથી નીચે ઉતર્યો અને જાનૈયાનું રક્ષણ કરવાની પોતાને ખાસ કાળજી હોય તેમ પોતાની બંદુક અને ભાલા સાથે ટીમણુ કરતા જાનૈયાથી થોડે દૂર ભોગાવાના તીરે પડેલી એક શીલા ઉપર બેઠો.

* * * *

ખાતાં ખાતાં પણ એક તોફાની છોકરો પોતાનું કૌતુક અટકાવી શક્યો નહિ. એને શંકા થઈ કે પેલા સ્વારનું મોઢું બરાબર મલ્લી ભાભીને મળતું આવે છે!

ધીરે રહીને તે ઉઠયો, કોઈનું લક્ષ ન ખેંચાય એવી સાવચેતીથી મલ્લી પાસે આવ્યો, અને સુખડીથી ભરેલો ખોબો તેના તરફ લંબાવતાં તે ટાવકા મોઢે બોલ્યો, "**તમે પણ જરા ઢુંગા પાણી કરી લ્યો ને!** +

"આ બીજા બધા કોઈને નહિં અને મનેજ નાસ્તો આપવાનું કંઈ કારણ?"

---

+ જુઓ ત્રિરંગી ચિત્ર.

"કારણ એજ કે તમે બરાબર મારી મલ્લી ભાભીના જેવાજ લાગો છો! કાંતો બ્રહ્માએ મલ્લીના જેવુંજ તમારૂં મ્હોં ઘડયું હોય, કાં તો મારી મલ્લી ભાભીએ પુરૂષનો પોશાક પહેરી લીધો હોય!"

મલ્લીનું મ્હોં મલકયું. રખેને આ તોફાની ટપુડો આખી જાનમાં હો હા કરી મુકે! એ વિચાર આવતાં તેણે પોતાનું હાસ્ય અટકાવ્યું અને ગંભીરતા ધારણ કરીને કહ્યું, "હું તો તમારી મલ્લી ભાભીનો આજ્ઞાધારક સેવક છું, એના હુકમ પ્રમાણે જાનનું રખેવાળું કરવા આવ્યો છું. જા ભાઈ, જા, નિરાંતે નાસ્તો કરી લે, નહિં તો ક્યાંક આખા દિવસનો કડાકો ભોગવવો પડશે!"

× × × ×

મલ્લી તરફથી આવેલી મદદને લીધે નિશ્ચિંત બનેલા જાનૈયાઓએ ઉત્સાહપૂર્વક ફરીથી જાન જોડી અને બધા વઢવાણ તરફ આવવા નિકળ્યા.

## ૧૩. 'દરવાજા ખોલો!'

શહેર આગળ આવતાં જાનૈયાઓએ જોયું કે વઢવાણ શહેરનો દરવાજો બંધ કરવામાં આવ્યો છે! તેમણે બારોબાર ખોડીઆદ જવાના માર્ગે ગાડાં વાળવા માંડયાં!

"જાળવી જાવ, જુવાનો, હવે તો આડા માર્ગે જવાયજ નહિં. વઢવાણના જમાદારે જાનના માણસોને મરચાંના તોબરા ચઢાવીને મારી નાખવાની ડંફાસ મારી છે, એટલે હવે તો શહેર સોંસરવા નિકળેજ છુટકો. ભલે પછી એ મરચાંના તોબરા ચઢાવે કે બંદુકથી વીંધી નાંખે!"

એ આજ્ઞાનો કોઈ અનાદર કરી શકયું નહિ. ગાડાખેડુતોએ બળદની રાશ ખેંચી રાખી. આખી જાન દરવાજા આગળ સ્થંભી ગઇ.

મલ્લી આગળ આવી. દરવાજાની સાંકળ જોરથી ખખડાવીને કોઈ સત્તાધારી સમ્રાજ્ઞિ આજ્ઞા કરી રહી હોય તેમ તેણે ત્રાડ મારી, "કોણ છે અંદર ? દરવાજા ખોલો !"

બંધ કરેલા દરવાજામાંથી ક્ષિણ સ્વર સંભળાયો, "આજે આ દરવાજો ઉઘડશે નહિં. જમાદારનો હુકમ છે કે જેને ગામમાં આવવું હોય તે પાછળના દદવાજાની બારીએ આવે."

"પણ અમારે તો આ દરવાજેથીજ ગામમાં પ્રવેશ કરવો છે."

"અરે ભલા માણુસ, તમે પણ હઠીલા હનમાન જેવા લાગો છો ! તમારે તે રોટલા સાથે કામ છે કે ટપટપ સાથે ? ગામમાં આવવું હોય તો જાવ પાછલા દરવાજે. પેલી માથાની ફરેલી મલ્લીના પ્રતાપે આ દરવાજો હમણા બીજો હુકમ ન થાય ત્યાં સુધી બંધ રાખવાની જમાદાર સાહેબે સખ્ત તાકીદ આપી છે."

"એમ ? ત્યારે તો જા, જમાદારને જઈને વધાઇ આપ કે એજ મલ્લી આજે તમારા આંગણે આવીને ઉભી છે ! એને પકડવાની તાકાત હોય તો પકડી લ્યો, નહિં તો દરવાજા ખુલ્લા મુકી દઇ તેના કુટુંબીની જાનને વઢવાણ શહેરમાંથી પસાર થવા દયો.."

દરવાન ચમક્યો, 'કોણ મલ્લી ! જેને પકડવા માટે આજ દિવસો થયાં જમાદાર સાહેબ આકાશ પાતાળ એક કરી રહ્યા છે એ બહાદુર સ્ત્રી અહીં આવી છે !' ચાલ, ત્યારે તો જમાદારના કાનમાં ફુંક મારી આવું. એ પકડાઈ જાય તો રોજની માથાકુટ પતી જાય, અને નસીબમાં હોય તો કંઇક ઇનામ પણ મળી જાય.

"બાઈ, આ દરવાજો ઉઘડે એવી આશા નજ રાખતા. છતાં તમારો આગ્રહ છે તો હું જમાદાર સાહેબને સંદેશો કહેવડાવું છું. પછી તે જાણે અને તમે જાણો."

## ૧૪. કોઈ ન મળે !

"શું કહે છે? ખરેખર મલ્લી દરવાજા પાસે આવી છે? તો તો એના જેવી મૂર્ખ બીજી કોઈ નહિં. સિંહની બોડમાં હાથ નાખીને કોઈ જીવતું રહેવા પામ્યું છે? એ મૂર્ખીને ખબર નહિં હોય કે તે હાથે કરીને પોતાનો વિનાશ વ્હોરી લે છે !"

"હશે, જમાદાર સાહેબ, એમાં આપણું શું ગયું? એમાં તો આપણને ઉલટું ઘર બેઠાં ગંગા જેવું થયું. એને પકડીને હેડમાં પુરી દઈએ એટલે તમારે રોજની રખડપટ્ટી ઓછી અને રાજ્યને એટલો ત્રાસ ઓછો." સિપાઇએ સલાહ આપવા માંડી.

"એ કાળમુખીનું કાંતો આજે આવી બન્યુંજ લાગે છે. નહિં તો એને આવી અવળી બુદ્ધિ ન સુઝત." મનમાં મલકાતો–મલ્લીની મૂર્ખતા ઉપર હસતો જમાદાર પોતાના માનીતા–વાતવાતમાં હાજી હા ભણનારા સોએક સિપાઇઓને સાથે લઇને દરવાજા તરફ આવવા નિકળી પડયો.

× × × ×

"જાનૈયાઓ! સંભાળજો! છળ પ્રપંચ અને યુક્તિ પ્રયુક્તિમાં પ્રવિણ જમાદાર આપણને ફસાવવા માટે અનેક જાળ પાથરશે. પરંતુ તમે જો સાવધાન હશો, અને તમારામાં આત્માભિમાન અને આત્મબળ હશે તો શત્રુની તમામ સાધનસામગ્રી ખુટી પડશે, અને એના હાથ હેઠા પડશે. જરા પણ ડર્યા વગર સ્વસ્થતાથી શત્રુનો સામનો કરવા માટે તત્પર બની રહેજો, હિમ્મત રાખજો, હું ખાત્રી આપું છું કે મારા દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી તમારો વાળ વાંકો થવા નહિ દઉં." મલ્લીએ ચેતવણી આપી દીધી.

દરવાજાની અંદર ગણગણાટ સંભળાયો. મલ્લીએ કાન સરવા કર્યા.

"જોજો! ખુબ સાવધ રહેજો. એ કાળમુખી નજરે પડે તો તરતજ એને મુસ્કેટાટ બાંધી લેજો. પછી હું છું અને તે છે!"

ખંભાતી તાળાનો ખડખડાટ સંભળાયો, અંગુઠા જેવા જાડા સળિયાની સાંકળના મંકોડાનો રણકાર થયો, અને તોતીંગ દરવાજાનો ક્રિચુડ ક્રિચુડ અવાજ કાને પડયો.

મલ્લીએ પુનઃ આંખની ઈસારતથી જાનૈયાઓને અને પોતાના સાગરીદોને તત્પર રહેવા સૂચના આપી.

કડડડ અવાજ કરતો તોતીંગ દરવાજો ઉઘડયો. જમાદાર જુવે તો સામે કોઈ ન મળે!

## ૧૫. પાસા અવળા પડયા!

જમાદારનો મિજાજ ગયો. છંછેડાયલો સિંહ શિયાળની ગળચી પકડે તેમ દરવાનને ગળચીમાંથી પકડીને તે તાડુકયો, "**અકકલના ઓથમીર! કયાં છે તારી મલ્લી કાકી?**"+

દરવાનનું મોં સીવાઈ ગયું. શું ત્યારે એ બોલનાર–પોતાને દરવાજો ઉઘાડવાની વિનંતિ કરનાર ત્યાંથી નાસી ગઈ હશે કે પોતાને ભ્રમણા થઈ હશે? ભોંઠા પડેલા દરવાનની જીભ તાળવે ચોંટી ગઈ. ક્રોધથી ધુંવાપુંવા થતા જમાદારે દરવાજાની બહાર પગ મુકયો. તેના અનુચરોએ તેનું અનુકરણ કર્યું.

અરે આ શું? એકાએક ભુતાવળ જાગી હોય તેમ દરવાજાના બંને પડખેથી સંખ્યાબંધ માણસો જમાદાર ઉપર તુટી પડયા!

જમાદારના અનુચરોએ પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કાઢી અને જમાદાર તથા પોતાના રક્ષણ માટે તેઓ પ્રયાસ કરવા લાગ્યા.

ખાંડાના ખણખણાટથી દરવાજા આગળનું વાતાવરણ ગાજી ઉઠયું. બંદુકના બેચાર ભડાકા પણ થયા. સામસામી ઝપાઝપી થઈ.

---

+ જુઓ ચિત્ર.

દોઢસો જાનૈયાઓ અને મલ્લીના કોઠીબંધ સાગરીદો જમાદારના માણુસો સાથે તલવારની તાળી દેવા લાગ્યા.

જમાદારે ધાર્યું હતું કંઈ અને થયું કંઈ. પોતાના સિપાઇઓની સહાયથી મલ્લીના હાથમાં બેડીઓ પહેરાવવાના તેના મનસુબા હવામાં ઉડી ગયા.

હાર્યો જુગારી બમણું રમે એ ન્યાયે તેણે પોતાના એક સિપાઈને હુકમ કર્યો, " ફતેહખાં ! મારતે ઘોડે જાવ. ઠાકોરસાહેબને કહેજો કે આપણી સેનાના સિપાઇઓને એકઠા કરીને અહીં મોકલી આપો. ફરી ફરીને આવો મોકો મળનાર નથી."

મલ્લીએ આ સાંભળ્યું. તેણે પોતાના ઘોડાને એડી મારી, અને દરવાજાની અંદર પ્રવેશ કરતાં ફતેહખાંની આડે આવીને ઉભી રહી.

ફતેહખાંએ તલવાર ઉપાડી, મલ્લી જીવતી ન પકડાય તો તેનું માથું મેળવવાનો તેણે નિશ્ચય કર્યો, પરંતુ એની ધારણા ધૂળ મળી. મલ્લીનો ભાલો એની છાતી સામે તોળાયો અને એના મોતિયા મરી ગયા ! લાચાર બનીને તેણે જમાદાર તરફ નજર તાકી.

**" ખબરદાર ફતેહખાં ! એક ડગલું પણ આગળ વધ્યા તો આ ભાલો તમારી છાતી વીંધી નાખશે × અને** તમારા જમાદાર સાહેબના પણ બારે વરસ હમણાંજ પુરા થઈ જશે !"

ફત્તેહખાં કંપી ઉઠયો. પુનઃ તેણે જમાદાર તરફ જોયું.

પરંતુ જમાદારની સ્થિતિ એના કરતાં પણ વધારે કફોડી બની હતી. જુવાનજોધ જાનૈયાઓએ તેને ચોમેરથી ઘેરી લીધો હતો અને જમાદારની છાતી સામે તાકવામાં આવેલી તલવારો તેનો મૃત્યુઘંટ વાગી રહ્યો હોય તેવી આગાહી આપતી હતી. તેણે ન એકે અક્ષર ઉચ્ચાર્યો કે ન ફતેહખાંના ઇશારાનો ઉત્તર વાળ્યો.

---

× જુઓ પૃ. ૨૮૦ ઉપરનું ચિત્ર.

જમાદારે જોયું કે પોતાની રાજરમતના પાસા અવળા પડ્યા છે !



'ખબરદાર ! ફત્તેહખાં ! એક ડગલું પણ આગળ વધ્યા તો આ ભાલો તમારી છાતી વીંધી નાખશે ! ' [ પૃ. ૨૭૯ ]

## ૧૬ ચતુર્ભુજ બન્યો!

"જોજો, જુવાનિયાઓ! જમાદાર સાહેબને તલવારની અ-ણીનો એક પણ છરકો ન વાગે! હમણાં તો એમને ચતુર્ભુજ બનાવી લ્યો, પછીથી જોઇ લઇશું."

જમાદાર ચતુર્ભુજ બન્યો, પળે પળે તેને પોતાના માથે મોત ભમતું જણાયું. તે એ મોતમાંથી ઉગરવાની બારી શોધવા લાગ્યો.

પરંતુ અહીંથી છટકી શકાય તેમ નહોતું, સિવાય કે મલ્લી પોતે દયા કરે!

જીંદગીમાં મૃત્યુ જેવી બીજી એકે ભયાનક વસ્તુ નથી. મોતના ભયથી માણસ શત્રુના પગમાં પડવા પણ તૈયાર થાય છે. જમાદારે પણ એજ માર્ગ ગ્રહણ કર્યો.

એણે બંને હાથ જોડીને મલ્લીની માફી માગી અને પોતાને જીવતો જવા દેવા વિનંતિ કરી.

"જમાદાર સાહેબ! એ વાતજ જવા દ્યો. અમારે મોઢે મરચાંના તોબરા ચઢાવવા હોય તો તમને છુટા કરીએને!" મલ્લીએ કટાક્ષ કર્યો.

જમાદારને આ શબ્દો તીક્ષ્ણ તીર જેવા લાગ્યા. પોતાના વચનો પોતાનેજ ભારે પડયાં એ જોઇ તેનું હૈયું ઉકળી ઉઠયું, પરંતુ હવે બીજો ઉપાય નહોતો. અત્યારે તો કોઈ પણ રીતે જીવ બચાવવો એ જરૂરનું હતું. તે ગમ ખાઈ ગયો, અને પોતાને મુક્ત કરવા વિનયપૂર્વક કરગરી પડયો.

"જમાદાર! તમારે જીવવું હોય તો માત્ર એકજ ઉપાય છે. તે એજ કે અમને શહેર સોંસરી જાન લઈ જવા દ્યો. હું સૂરજદેવની સાખે વચન આપું છું કે વઢવાણની પ્રજાને તલભાર પણ નુકશાન કરવામાં નહિ આવે!"

જમાદારે જોયું કે આ સિવાય મુક્તિનો બીજો માર્ગજ નથી. તેણે સંમતિ આપી.

જમાદારને બંધનમાં રાખીનેજ જાન વઢવાણ શહેર સોંસરી નિકળીને ખોડીઆદના માર્ગે પડી.

## ૧૭ ગજબ કર્યો!

રાજમહેલની અટારીએ ઉભા ઉભા વઢવાણનરેશ શહેરના મુખ્ય પ્રવેશદ્વાર–દરવાજા તરફ જતા રાજમાર્ગ ઉપર આતુર નયને જોઈ રહ્યા હતા.

જમાદારને સંખ્યાબંધ માણસો સાથે દરવાજા તરફ જતો તેણે જોયો, પરંતુ ત્યારપછી એ માર્ગે એક ચકલું સરખુંય ફરકતું તેની નજરે ન પડયું. એને જમાદાર અને સિપાઇઓની સલામતી માટે ચિંતા થવા લાગી.

વારે ઘડીયે નજર ખેંચીખેંચીને એની આંખો દુઃખવા આવી.

એટલામાં તો સંખ્યાબંધ માણસોનું ટોળું એ માર્ગે શહેરમાં આવતું જણાયું, અને એના મુખમાંથી હર્ષોદ્દગાર નિકળી પડયો.

"શાબાશ! જમાદાર પણ જબરો છે! બહારવટિયાઓને પકડવા માટે એણે પણ જબરી જાળ બીછાવી! હવે મારી પ્રજાને નિરાંત થશે!"

અને હર્ષના આવેશમાં ને આવેશમાં તેણે જમાદારને ઇનામ આપવાનો–તેના પગારમાં વધારો કરવાનો–ભર દરબારમાં તેને પાઘડી બંધાવીને તેના કાર્યની કદર કરવાનો નિશ્ચય કરી લીધો. જમાદારની પીઠ થાબડીને તેને ધન્યવાદ આપવા તે અધીરો બન્યો.

પરંતુ જમાદારનો કંઈ પત્તોજ ન મળે!

"વિજયના ગર્વનો એને નિશો ચડયો હશે! નહિં તો મને ખબર આપ્યા વિના રહે? હશે, મનુષ્ય સ્વભાવજ એવો છે!"

એમણે મન મનાવ્યું, અને ફરીથી અધીરાઈથી એની રાહ જોવા લાગ્યા.

છડીદારે એની એકાગ્રતાનો ભંગ કર્યો.

"મહારાજાને ઘડી ખમ્મા! નગરશેઠ પધાર્યા છે! કહે છે કે મહારાજાને એકાંતમાં મળવું છે."

વઢવાણનરેશ વિચારમાં પડયા. 'અત્યારે નગરશેઠને એવું તે જરૂરનું શું કામ પડયું હશે? જોઇએ તો ખરા, કંઇ નવુંજ જાણવાનું મળશે.'

"જા, તેમને સન્માનપૂર્વક અહીં લઈ આવ."

નગરશેઠ છડીદાર સાથે અંદર આવ્યા.

છડીદાર નમન કરીને ત્યાંથી ચાલ્યો ગયો.

"પધારો નગરશેઠ, આજે તો કંઈ અત્યારે આવવાનું થયું?"

'અત્યારે' શબ્દ ભારપૂર્વક ઉચ્ચારાયલો જોઈ નગરશેઠે પણ તેવીજ રીતે ઉત્તર વાળ્યો, "જી, હા, અત્યારેજ આવવાની જરૂર હતી, આપના અને રાજ્યના હિતની એક વાત કહેવા આવ્યો છું."

વઢવાણનરેશનું લક્ષ અત્યારે બીજી વાતમાં ન્હોતું. તેને તો જમાદારના આગમનની તાલાવેલી લાગી હતી.

બીજો કોઈ હોત તો તેને અત્યારે સાફ ના કહી દેત, પરંતુ આ તો નગરશેઠ!–મહાજનનો મુખી–પ્રજાજનોનો પ્રતિષ્ઠિત પ્રતિનિધિ! એના એક વેણે આખી પ્રજા હલમલી ઉઠે! એને નારાજ કેમ કરાય? મન ઉપર કાબુ રાખીને તેણે શાંતિ ધારણ કરી.

"કહો, શેઠ, શું કહેવું છે?"

"આપને મેં જણાવ્યું તેમ રાજા પ્રજા બંનેના હિતની એક વાત."

વઢવાણનરેશ અધીરા બન્યા, "કહોને જે કહેવું હોય તે!"

"પેલી બહારવટિયા બાઈ મલ્લી છે ને!......"

"અરે તેને તો જમાદારે પકડી લીધી. હવે તો એ અને એના મળતિયાઓ હાથપગમાં બેડીઓ પહેરીને આ પેલા સામા કેદખાનામાં પડયા પડયા સડયા કરશે." વઢવાણનરેશે કારાગ્રહ તરફ આંગળી ચીંધી.

નગરશેઠે સ્મિત કર્યું.

"ઠાકોર સાહેબ! જમાદાર તો ક્યારનોય ચતુર્ભુજ બની ગયો. જમાદાર અને તેની સાથેના બધા સિપાઈઓને બંદીવાન બનાવીને મલ્લી એના કુટુંબીની જાન સાથે શહેર સોંસરી ખોડીઆદ ચાલી ગઈ."

"હેં!" માથા ઉપર વીજળી તુટી પડી હોય તેમ રાજા ચમકયા.

"સાવ સાચી વાત. પુરૂષવેષમાં હોવા છતાં બજારના કેટલાક વેપારીએ એને ઓળખી, જાન સાથે જતાં મેં જાતે એને જોઈ, અને કેદ થયેલા આપણા માણુસોને પણ જોયાં."

"આતો ગજબ થઈ ગયો! ત્યારે તો આપણે ઘોડેસ્વારોને તેમની પાછળ દોડાવવા જોઇએ!"

"અરે રામ રામ કરો, મહારાજા સાહેબ! તમારા તરફથી વ્હાર ચડેલી જુએ કે તરતજ મલ્લી તમારા જમાદારને અને તમારા માણુસોને ત્યાંને ત્યાંજ ઠાર કરી નાખે!" નગરશેઠે ચેતવણી આપી.

વઢવાણનરેશ મુંઝાયા. "આતે રમણી કે રાક્ષસી! આણે તો મારૂં નાક કાપવા જેવું કર્યું. હવે શું થાય?"

"એની સાથે સમાધાની કરો."

"પણ એ સમજશે ત્યારે ને!"

**"એને સમજાવવી એ મારૂં કામ!"** ×

---

× જુઓ ચિત્ર



‘એને સમજાવવી એ મારું કામ!’

વીરાંગનાની વાતો ] પૃ. ૨૮૪. [ મલ્લી

રાજા નગરશેઠ તરફ જોઇ રહ્યા. આ ઢીલો પોચો વાણિયો એ મસ્તાન મલ્લીને સમજાવશે?

"મહારાજ! હું જાણું છું કે એને સમજાવવાનું મારૂં ગજું નહિં. પરંતુ એને રાજ સાથે શત્રુવટ નથી. એને તો લટુડાનો હીરો ડોડીયો એના પિયરના દાગીના દબાવી બેઠો છે તે દાગીનાજ પાછા લેવા છે."

"તો પછી એણે રીતસર દાદ કેમ ન માગી?"

"રીતસર દાદ અમારા જેવા નરમ સ્વભાવના અને શાંત પ્રકૃતિના માણસો માગે. એ તો રજપૂતાણી. નાડોદા તોય રજપૂત લોહી ખરૂંને! એ તો પોતાના કાંડાના બળથી ધાર્યું મેળવે!"

"પણ હીરો માનશે?"

"આપ દબાણ કરો તો જરૂર માને. મલ્લીની માગણી વ્યાજબી છે."

"ભલે ત્યારે હીરાને અને મલ્લીને બંનેને અહીં બોલાવો. સમાધાન કર્યા વિના છુટકો નથી."

"મહારાજ, પ્રથમ વચન આપો કે કોઇ જાતનો દગો ન થાય. મારા વચનને વિશ્વાસે મલ્લી અહીં આવે પછી..."

"મારૂં વચન છે. એને ઉની આંચ પણ નહિં આવે."

વઢવાણનરેશે વચન આપ્યું.

## ૧૮. હક મેળવ્યો

"નગરશેઠ! આપ તો મુરબ્બી છો, મારા પિતા તુલ્ય છો, આપનું વેણ મારાથી ન ઉથાપાય, પરંતુ પાછળથી કંઈ દગો થશે તો પછી મારા જેવી ભુંડી કોઈ નથી!"

મલ્લીએ તડ ને ફડ સંભળાવી દીધું.

"મલ્લી! સાઠ સાઠ ચોમાસા ગાળીને મેં પણ આવા અનેક

અનુભવ કર્યા છે. વઢવાણનરેશના વચનોની મને પતીજ ન હોત તો હું આ વાતમાં પડતજ નહિ. વચન આપ્યા પછી હરકત થાય તો તો હું જીભ કચરીને મરી જઉં, સમજી!"

"તો હું આવવા તૈયાર છું."

મલ્લી જાનથી છુટી પડી અને પોતાના સાગરીદો સાથે વઢવાણ આવી.

વઢવાણનરેશે ખાસ માણુસ લટુડા મોકલ્યો અને મલ્લીના પિયરના ઘરેણાંગાંઠાં લઇને વઢવાણ હાજર થવાની હીરાને આજ્ઞા કરી.

હીરાના પેટમાં ફાળ પડી. 'હાય, હાય, શું આજ સુધી જતન કરીને જાળવી રાખેલી લક્ષ્મી લુંટાઈ જશે?' એનું ચાલત તો એ ઘરેણાંને મડાગાંઠની માફક વળગી રહેત. પરંતુ આતો વઢવાણનરેશની આજ્ઞા! એને ઉથાપીને કયાં રહેવું?

ધ્રુજતે હાથે એણે પટારો ઉઘાડયો, એના ચોરખાનામાં સંતાડેલાં ઘરેણાં કાઢયાં અને પછેડીના એક છેડે બાંધીને એ પોટલી બગલમાં છુપાવીને લથડતે પગે તે વઢવાણ આવ્યો.

મલ્લીનું સમાધાન કરવાને વઢવાણનરેશે આજે ખાસ જાહેર દરબાર ભર્યો હતો. રાજસેવકો ઉપરાંત આજે ગામના મહાજનને અને પટેલીઆઓને પણ નોતરવામાં આવ્યા હતા. વઢવાણની પ્રજાને રંજાડનારી મલ્લી સાથે સમાધાન કેવી રીતે કરવામાં આવે છે એ જાણવાની જીજ્ઞાસાવાળા પ્રજાજનો પણ દરબારગઢમાં એકઠા થયા હતા.

મલ્લી આવી—બહારવટિયાના વેષમાં નહિ, પરંતુ પોતાના મૂળ સ્ત્રી સ્વરૂપમાં. વિજેતા સમી તેની ગર્વભરી ચાલથી સૌ કોઈ તેના તરફ આકર્ષાયા. મલ્લી આખા દરબારનું લક્ષસ્થાન બની રહી.

"મલ્લી! તારા પરાક્રમથી હું પ્રસન્ન થયો છું. સમય આવે



' હીરાએ ધ્રુજતા હાથે...દાગીનાની પોટલી...રાજાના ચરણે ધરી.

વીરાંગનાની વાતો ]      પૃ. ૨૮૭.      [ મલ્લી

અબળા પણ પ્રબળા બને છે, અને પોતાનો ખરો હક્ક પ્રાપ્ત કરી શકે છે એ સૂત્ર તેં આજે પુરવાર કરી આપ્યું છે. કોઇ અન્ય સમયે તું અમારા સપાટામાં આવી ગઇ હોત તો તને દેહાંત દંડની શિક્ષા કરત, પરંતુ નગરશેઠના મુખે સત્ય હકીકત જાણ્યા પછી તારી નેક ટેકને માટે મને માન ઉપજ્યું છે. કહે મલ્લી, તારી જે ઇચ્છા હોય તે કહી દે, હું વચન આપું છું કે તારી જે ઇચ્છા હશે તે હું પરિપૂર્ણ કરીશ."

"ઠાકોર સાહેબ, આપ તો ધર્મધુરંધર અને દાનેશ્વરી છો, પરંતુ હું કોઇ પણ પ્રકારની યાચના કરવા આવી નથી, માત્ર મારો હક્ક માગવા આવી છું. મારા પિયરના ઘરેણાં મને પાછા મળે એટલે પછી અસંતોષનું એકે કારણ રહેશે નહિં."

"તારા દાગીના તૈયારજ છે." વઢવાણ નરેશે છડીદારને ઇસારો કર્યો. છડીદાર ત્યાંથી ગયો અને પળવારમાં પોતાની સાથે લટુડાના હીરા ડોડીઆને લઇ આવ્યો.

હીરા અને મલ્લીની આંખો મળી. એકની આંખોમાં ધૃણા અને તિરસ્કાર ઓતપ્રોત ભર્યાં હતા; બીજાની આંખોમાં શરમ, ક્ષોભ, અને માનખંડનની નિરાશા છલકાતી હતી. બંનેના હૃદયમાં એક બીજાથી ઉલટી લાગણીઓ ઉદ્ભવી—એકના હૃદયમાં વિજયના ઉલ્લાસની, બીજાના અંતરમાં પરાજયના પરિતાપની !

"હીરા !" વઢવાણનરેશે આજ્ઞાનો પ્રારંભ કર્યો.

હીરાએ સિંહાસન તરફ જોયું. રાજાની આંખમાંથી ક્રોધના અંગારા ઝરતા હતા.

"આ સ્ત્રીના પિયરના દાગીના તેં પચાવી પાડયા છે તે હાલને હાલ તેને સોંપી દે !"

**હીરાએ ધ્રુજતા હાથે બગલમાં દબાવેલી દાગીનાની પોટલી લીધી અને તે રાજાના ચરણે ધરી.**× એનો દેહ લથ-

× જુઓ ચિત્ર.

ડીયા ખાતો હતો તેમ તેની જીભ પણ લથડતી હતી—એક અક્ષર પણ ઉચ્ચારવાની તેનામાં તાકાત ન્હોતી.

"લે મલ્લી! બરાબર તપાસી લે! તારૂં વાલનું વેળિયું પણ ગયું હોય તો અત્યારેજ હીરા પાસેથી મજરે અપાવીશ."

મલ્લીનો ઈસારો થતાં તેના સાગરીદે એ દાગીનાની પોટલી ઉપાડી લીધી.

"જે હશે તે. ઓછા વધતાનો સ્વાલ ન્હોતો, ઠાકોર સાહેબ, સ્વાલ માત્ર હક્કનો હતો. એણે મારો હક્ક પચાવી પાડયો એ માટે જ મારો વિરોધ હતો. મારો હક્ક મેં મેળવ્યો એટલે બસ!"

## ૧૯. મરચાંનો તોબરો!

"ચાલો, એ તો તું એના માથાની મળી અને આખું જગત જાણે તેમ તેં તારૂં પરાક્રમ બતાવ્યું. બોલ, હવે બીજી કંઈ ઇચ્છા છે?" વઢવાણનરેશે આડકતરી રીતે તેને અભિનંદન આપ્યું.

"જી હા, પેલા જમાદાર સાહેબને અહીં બોલાવવા છે."

રાજા વિચારમાં પડયો. જમાદારને અહીં બોલાવવાનો શો અર્થ?

પરંતુ મલ્લીની માગણી પરીપૂર્ણ કરવા તે વચનથી બંધાયો હતો. તેણે જમાદારને સભામાં લઈ આવવાની પરવાનગી આપી.

ચતુર્ભુજ બનેલો જમાદાર આવ્યો. માનભંગ થયેલા એ મહારથીને જોતાં પ્રજાજનોના મુખમાંથી કંઈ કંઇ ઉદ્દગારો નિકળવા લાગ્યા. 'કેવો ઠેકાણે આવી ગયો? શેરને માથે સવાશેર મળે ત્યારેજ માણસની આંખ ઉઘડે. આજસુધી બધા ઉપર રોફ મારતો હતો તે આ મલ્લીએ એનો રોફ બરાબર ઉતાંરી નાખ્યો. વાઘની માફક ઘુરકતો જમાદાર આજે કેવો ગરીબ ગાય જેવો થઈ ગયો છે ને!'



'લ્યો, જમાદાર સાહેબ, આ મરચાંનો તોબરો ! એ તમનેજ ઠીક શોભશે !'

વીરાંગનાની વાતો]　　પૃ. ૨૮૯.　　[મલ્લી

જમાદારના ત્રાસથી તેના ઉપર દાઝે બળી રહેલા પ્રજાજનો આમ મનની વરાળ કાઢતા મનમાં મલકાવા લાગ્યા.

મલ્લીનો એક સાગરીદ મરચાંથી ભરેલો તોબરો લઇને આગળ આવ્યો, અને આખી કચેરી સાંભળે તેમ બોલ્યો, "**લ્યો, જમાદાર સાહેબ, આ મરચાંનો તોબરો! એ તમનેજ ઠીક શોભશે!**× અમને મરચાંનાં પાવરા ચડાવીને મારી નાખવાની તમારી હોંસ પૂરી ન થઇ તો હવે તમે પોતે અનુભવ લઈ હોંસ પુરી કરો!"

આખી સભા સ્થંભી ગઈ. 'મરચાંનો પાવરો શો અને વાત શી? વિજયના મદમાં છકેલો આ બહારવટિયો ખરેખર જમાદારને મરચાંનો પાવરો ચડાવશે? તો તો ગજબ થાય!' પ્રજાજનો ગણગણવા લાગ્યા.

"રાયમલ! રહેવા દે! પડતા ઉપર પાટુ મારવી એ શૂરાને ન શોભે! રજપૂતનો એ ધર્મ નહિં! એનું અભિમાન ઉતરી ગયું એ કંઈ ઓછી વાત છે? માનભંગ બનેલા એના અંતરને એટલી શિક્ષા બહુ છે!" મલ્લીએ રાયમલને વાર્યો.

"જમાદાર સાહેબ! તમારૂં ચાલત તો તમે મને અને મારા સાગરીદોને—અરે એ હોંષભર્યાં જાનૈયાઓને જેર કરી નાખત, પરંતુ હું તમારા જેવી નહિં થઉં. તમને હું બંધન મુક્ત કરૂં છું, પરંતુ સાથે એટલી ચેતવણી આપું છું કે સત્તાના મદમાં આંધળા બનીને પ્રજા ઉપર ત્રાસ ન ફેલાવશો, રાજ્ય તરફથી મળેલી નિરંકુશ સત્તાનો દુરૂપયોગ ન કરશો. મારા કાને તમારી બાબતમાં કેટલીક કડવી ફરીયાદો આવી છે, એ જો ચાલુ રહેશે તો ઠાકોર સાહેબ સુધી એ વાત ગયા વિના નહિં રહે, અને વળી મારા જેવો કોઇ માથાનો મળશે તો તમને ભારે પડી જશે!"

---

× જુઓ ચિત્ર.

આ નિડર સ્ત્રીની હિમ્મત જોઈને સભાજનો છક થઈ ગયા! વઢવાણનરેશ વિચારમાં પડયા, આ તે સ્ત્રી છે કે સાક્ષાત જોગમાયા! આવી સ્ત્રી મારા રાજ્યમાં હોય તો ભીડને વખતે જબરી મદદ રૂપ થઇ પડે!'

જમાદારને બંધનમુક્ત બનાવવામાં આવ્યો.

પળેપળે મોતની આશા રાખનાર એ જમાદારને લાગ્યું કે પોતે નવો અવતાર પામ્યો છે.

વઢવાણનરેશ પ્રજાજનોને સંબોધીને બોલ્યો, "જોઇ, આ મલ્લીની ઉદારતા! ખરી રજપૂતાણી આવીજ હોય! ક્ષમાનો ગુણ એ તો શૂરાનું સાચું ભૂષણ છે. મલ્લીએ પોતાના બળથી પિયરના દાગીના પાછા મેળવ્યા છે. હું તેને પુત્રી સમાન ગણીને આજે કરીયાવર આપું છું."

સભાજનોના દેખતાં તેણે મલ્લીને મૂલ્યવાન વસ્ત્રો અને આભૂષણો ભેટ કર્યાં અને તેના પરાક્રમની પ્રશંસા કરી.

વઢવાણમાં મલ્લીની વાહવાહ બોલાઇ ગઇ.

## ૨૦. પ્રેમી દંપતી.

"મલ્લી! તું પણ જબરી! બ્રહ્માએ ભાયડો ઘડતાં ભૂલભૂલમાં તને બાયડી ઘડી લાગે છે!"

"એટલા માટે તમારે બ્રહ્માજીનો પાડ માનવો જોઈએ. નહિં તો આવી જુગલ જોડી કયાંથી જામત?" મલ્લી હસી પડી. એના મુખમાંથી નરી મીઠાશ ઝરતી હોય એમ પુંજા પટેલને લાગ્યું.

"ખરૂં છે, અને આખું ઝાલાવાડ પુરૂષના વેષમાં બહારવટું ખેડનાર શૂરી સ્ત્રીની ઝાંખી કયાંથી કરી શકત?" પુંજો પણ હસ્યો. મલ્લીના વાક્ચાતુર્યથી એ મુગ્ધ બન્યો હતો.



મલ્લીના મુખચંદ્ર તરફ તાકી રહ્યો.

"એ તો તમે હમણાંજ કહ્યું ને કે બ્રહ્માજીએ ભૂલ કરી. એ ભૂલ મેં થોડો વખત પુરૂષવેષ ભજવીને સુધારી લીધી, કેમ ખરૂં કે નહિં ?" મલ્લીની આંખો મસ્તીમાં નાચી રહી.

"અહાહાહા ! તું જો ખરેખર ભાયડો જન્મી હોત......"

"તો શું?" મલ્લીનું અંતર આનંદહિલોળે ચડયું.

"તો તારો હાથ ધરનારી બાયડીને તોબા પોકરાવેત !" પુંજાએ ભવિષ્ય ભાખ્યું.

"એમ ? એ તો હૈયે એવું હોઠે. બાકી હું જો ભાયડો હોઉં ને તો......"

"તો શું ?" પુંજો તેના અંતરની વાત જાણવા અધીરો બન્યો.

"તો હું એને હથેળીમાં નચાવત, સમજ્યા ?" મલ્લીની આંખોમાં ભરેલી મસ્તી પુંજાએ જોઇ અને એને પણ શૂર ચડયું.

"તો હું હમેશાં પ્રાર્થના કરીને માગીશ કે આવતે ભવ ભગવાન તને ભાયડો બનાવે અને તારા મનના કોડ પૂરા કરે !"

"આવતા ભવની વાત આવતા ભવે, પણ આ ભવ તમે તો મારા કોડ પૂરા કરો !"

મલ્લીએ પોતાનું મસ્તક પુંજાના વક્ષઃસ્થળ ઉપર ઢાળ્યું. પુંજો મલ્લીના મુખચંદ્ર તરફ તાકી રહ્યો.*

પ્રેમીદંપતી પ્રેમસાગરમાં રસતરબોળ બન્યા.

આકાશમાં ઉગેલો ચંદ્ર પણ આ અનુપમ દ્રશ્ય જોવા ઘડી સ્થંભી ગયો. એને આશ્ચર્ય થયું—બહારવટું ખેડનાર મલ્લીમાં અને પ્રેમાળ પત્ની તરીકે પતિને પ્રેમસાગરમાં સ્નાન કરાવતી મલ્લીમાં કેટલું અંતર ?

* જુઓ ત્રિરંગી ચિત્ર.

## ૨૧. રંગ રાખ્યો !

પુંજાભાઇ, એ પુંજાભાઈ, ઘોડો, ઘોડો, આપણા કુંવર સાહેબ ખાતરમાં ખૂંચી ગયા છે ! ”

ધીંગા રોટલાનું બટકું મ્હોંમાં મુકતા પુંજાએ સાદ સાંભળ્યો, અને એ એકદમ ઉભો થઈ ગયો. મ્હોં આગળ આવેલો રોટલો થાળીમાં મુકી હાથ ધોઇ અન્નદેવને પગે લાગીને તેણે માથે પાઘડી મુકી અને હાથમાં કડીયાળી ડાંગ લઈને બહાર દોટ દીધી.

એ જમાનામાં મોતીના દાણા જેવી કસદાર બાજરીનો રોટલો અને બાખડી ભેંસોના શેડકઢાં દૂધ તથા અડતાંજ હાથ ચીકણા થઈ જાય તેવું તરવાળું દહીં એ ગરીબ કે શ્રીમંતનો ખોરાક હતો. એ સાત્વિક ખોરાકને લીધેજ શરીર નિરોગી અને સુદ્રઢ રહેતું અને આયુષ્ય લંબાતું.

મ્હોં દેખાય એવા ચકચકતા બોઘરણામાં શેડકઢું દૂધ લઇને મલ્લી ભાણા આગળ આવે ત્યાં તો પોતાનો પતિ ન મળે !

તેણે આડું અવળું જોયું, ‘ ક્યાં ગયા ? ’ કહી બૂમ મારી, પણ જવાબ કોણ આપે ?

તેણે ફરીથી ભાણા તરફ નજર કરી. કાંસાની થાળીમાં ગરીબના બેલી સમા બાજરીના રોટલાની પડખે એક ભાંગેલું બટકું એમને એમ પડયું હતું. તેને લાગ્યું કે પોતાનો પતિ ખાધા વિનાજ ઉઠી ગયો છે !

તેના પેટમાં ફાળ પડી, ‘ રિસાયા તો નહિં હોય ? ’

હાંફળીફાંફળી બનીને તેણે ચોમેર નજર ફેરવી. એની પાઘડી પણ ત્યાં ન્હોતી ! ‘ ક્યાં ગયા હશે ? ’

દૂધથી ભરેલા બોઘરણાને હાટીયામાં મુકીને તે ઘરની બ્હાર નિકળી. તેણે જોયું કે જુવાનિયા ધસમસ્યા વાડા તરફ જાય છે !

જરૂર કંઈ નવાજુની હોવી જોઇએ એમ માનીને બારણાને સાંકળ મારીને તે પણ મૂઠી વાળીને તેમની પાછળ દોડી.

જૂએ તો ગઢ આગળ લોકોનું મોટું ટોળું એકઠું થયું છે અને બધાય હાકલા પડકારા કર્યા કરે છે!

મલ્લી આવી. એને આવતી જોઇ લોકોએ માર્ગ કરી આપ્યો.

"અરે આ શું? કુંવર સાહેબ આમ ખાતરમાં કેવી રીતે ખુંચી ગયા? જુવાનિયાઓ જોઇ શું રહ્યા છો? કુદી પડો અંદર, અને કુંવર સાહેબને ફુલની માફક ઉપાડી લ્યો!" મલ્લીએ આજ્ઞા કરી.

શું કરવું તેનો વિચાર કરી રહેલા જુવાનિયાઓ મલ્લીના પ્રોત્સાહક વચનોથી એકદમ અંદર કુદી પડયા.

પડતાંજ તેમના પગ સાથળ સુધી છાણમાં ખુંચી ગયા. ફાંફાં મારતા કુંવરસાહેબને બહાર કાઢવાને બદલે તેઓજ પોતાના પગ કાઢવા માટે ફાંફાં મારવા લાગ્યા.

ટોળે મળેલા લોકોમાંથી કેટલાક હસી પડયા, કેટલાકે યાહોમ કરીને કુદી પડનારાને મૂર્ખ ગણ્યા, કેટલાકે આમ કરો અને તેમ કરો એવી અવનવી સૂચના કરી, પરંતુ છાણની ઉંડી ખાણમાંથી બધાને કેવી રીતે કાઢવા તે કોઈને સુઝયું નહિં.

કુંવર સાહેબ આમ શા માટે આવ્યા હશે એ વિષે અનેક તર્ક-વીતર્ક થવા લાગ્યા.

"અરે એતો કસરતના જબરા શોખીન એટલે ગઢ ઉપરથી ઠેકડો મારવાનો અખતરો કર્યો હશે!" પહેલવાન જેવા એક અલમસ્ત ખેડુતે અભિપ્રાય આપ્યો.

"ભાઈને તો કસરત સિવાય બીજી વાતજ ન સુઝે! પોતે અખાડાબાજ એટલે બધાને એવાજ સમજે!" બીજાએ ટકોર કરી.

"પણ ત્યારે તુંજ કહેને જોઉં?" ત્રીજાએ પ્રશ્ન કર્યો.

"હું તો ધારૂં છું કે ભાઈસાહેબનો જીવ આ વાડાઓમાં પાકેલા ચીભડામાં ભરાણો હશે!" ચોથાએ ચોક પુર્યો.

"જા, જા, એમના જેવા મોટા માણસને શી ખોટ પડી છે? એ તો એક માગે ત્યાં એકવીશ ચીજ હાજર થાય!" પાંચમાએ શંકા ઉઠાવી.

"અરે પણ આમનો શોખ તો જબરો છે! એમને પોંક ખાવો હોય તો દરબારગઢમાં ન મંગાવે–એ પોતે વાડીએ જઈને પોંક પડાવે, ફળફળાદિ પણ જાતે જઈને તોડાવે. આવા પાકા ચીભડા જોઈને પોતાના હાથેજ તોડી લાવવાનો તેમને શોખ થયો હશે!"

અને ખરી વાત તેમજ હતી. કુંવરસાહેબને કુદરતી ફળફળાદિનો જબરો શોખ હતો. હળવદના રાજમહેલની અગાશીમાં ફરતાં ફરતાં એક દિવસ એમની નજર ચીભડાના વાડા તરફ ગઈ અને તેમાં વેલા ઉપર ઝુકી રહેલા પાકા ચીભડા જોઈને પોતાના હાથેજ સારામાં સારા ચીભડા તોડવાનો તેમને વિચાર થઈ આવ્યો.

એ વખતે દરબારગઢ એટલે પ્રજાની વસ્તીથી એકલો અટુલો દૂર રહેલો રાજમહેલ નહિં, પરંતુ ભર વસ્તીમાંજ આવેલો મહેલ એ. વખતના રાજા અને રાજકુમારો એટલે પ્રજાથી અતડા રહેવામાં–તેમનાથી દૂરદૂર ભાગવામાં અને તેમની સમક્ષ કડક મિજાજ સાચવી રાખવામાં ગૌરવ માનનારા નહિં, પરંતુ પ્રજાની સાથે હળીમળીને ચાલનારા, તેમની સાથે છુટથી ભળનારા, અને નિર્દોષ આનંદનો લ્હાવો લેનારા. તેમાં પણ આતો પ્રજાપ્રિય નૃપતિ રાજ રણમલસિંહજી અને તેમના ઉચ્ચ સંસ્કારો પામેલા પાટવી કુંવર માનસિંહજી! એ તો પ્રજાજનોના સુખદુઃખ જાણવા માટે જાતે આખા રાજ્યમાં ફરે. ગાદી ધ્રાંગધ્રામાં હોવા છતાં વખતોવખત પોતે હળવદ પધારે અને

પ્રજાજનો સાથે હળીમળીને-તેમની દાદ ફરીયાદ સાંભળીને તેમના દુઃખો દૂર કરીને તેમની ઉન્નતિનો માર્ગ મોકળો કરી આપે.

હળવદના દરબારગઢને લગતીજ પ્રજાજનોની વસ્તી હતી. નાડોદાએ પોતાના વાસના પડખે ખુલ્લી જગ્યામાં ચીભડાના વાડા બનાવ્યા હતા, અને ગઢની વંડીને અડોઅડ ખેતરમાં નાખવા માટે ખાતર સંઘરવા સારૂ ઉંડી ખાડ ખોદીને તેમાં છાણનો સંઘરો કરી રાખ્યો હતો. ખેડુતોના ઘરમાં ઢોર ઢાંખરની છુટ એટલે રોજનું છાણ વાસીદું આ ખાઇમાં નંખાતું અને ખેતી માટે તેનું ખાતર બનતું.

આ બાબતનો કુંવરસાહેબને ખ્યાલ ન રહ્યો અને પોતાનો શોખ સંતોષવા માટે તેમણે વંડી ઉપરથી ઠેકડો માર્યો. નીચે પડતાંજ તેમના પગ ખાતરમાં ખુંચી ગયા. જેમજેમ તે બહાર નિકળવાનો પ્રયાસ કરે તેમ તેમ પગ વધારે ને વધારે ખુંચી જાય. તેમણે બૂમ પાડીને ખેડુતોને મદદે બોલાવ્યા. જોતજોતામાં આખો નાડોદાવાસ ભેગો થઈ ગયો અને મલ્લીની સૂચના મુજબ ચાર જુવાનિયા કુંવરને મુક્ત કરવા કુદી પડયા. પરંતુ તેમની પણ કુંવર જેવીજ સ્થિતિ થઈ.

શું કરવું તેનો વિચાર કરતાં લોકો એકબીજા તરફ જોઈ રહ્યા.

બોઘાની માફક તાકી રહેલા લોકો તરફ મલ્લી જોઈ રહી. આમ ને આમ વિચાર કર્યા કરવાથી શો લાભ?

તે તરતજ વાસમાં દોડી ગઈ, અને પડખેનાજ ફળિયામાં પડેલી અનાજ ઉપણુવા માટે વપરાતી લાકડાની ઉંચી ઘોડી ઉપાડી લાવી.

એ ઘોડીને તેણે ખાતરની ખાણમાં બરાબર ગોઠવી દીધી.

ખાણ ઉંડી હતી તેના કરતાં પાયા વધુ ઉંચા હતા, એટલે પાયા ઉપરનું પાટિયું છાણની ઉપર બ્હાર રહેવા પામ્યું. મલ્લીએ એ પાટિયા ઉપર પગ મુકયો, બંને પગથી પાટિયું દબાવીને ઘોડીને

સ્થિર કરી–પોતાના બંને હાથ રાજકુંવરની બગલમાં ભરાવી–હાથના આંગળાં ભીડીને નાના બાળકને ઉપાડી લે તેમ એકજ આંચકે તેમને ઉપાડી લીધા.

'શાબાશ, ભારે કરી, રંગ રાખ્યો!' એવા ઉદ્‌ગારો ટોળે મળેલા નાડોદાના મુખમાંથી નિકળવા લાગ્યા.

## ૨૨. બ્રહ્માની ભૂલ !

પુરૂષોને પણ પાણી ભરાવે એવી આ અબળાના અતુલ પરાક્રમથી પાટવી કુંવર દિગમુઢ બન્યા, એને ઇચ્છા થઈ કે આ સ્ત્રી કોણ છે તે જાણી લેવું અને તેની યોગ્ય કદર કરવી.

પરંતુ બીજીજ પળે તેની નજર ખાતરથી ખરડાયલા પોતાના પગ તરફ ગઈ, અને મનમાંજ એ શરમાઇ ગયા. લોકો પોતાની આ સ્થિતિ જુએ અને આખા ગામમાં હોહા થાય તેના કરતાં જેમ બને તેમ જલદી અહીંથી ઘર ભેગા થઈ જવામાંજ માલ છે એમ માનીને તેઓ રાજમહેલના પાછળના રસ્તે પડયા અને મહેલની તળાવ તરફ પડતી બારી ઉઘડાવીને પોતાના આવાસમાં પહોંચી ગયા.

લોકોની ચર્ચા ઉપરથી જતાં જતાં તેમણે જાણી લીધું કે આતો ખેંગાર પટેલના દીકરાની નવી છે!

* * * *

"કુંવર સાહેબનો શોખ પણ જબરો! જાણે કેમ કોઈ દહાડો ચીભડાં જોયાજ ન હોય!"

"અરે ભલા માણસ, એને તો હુકમનીજ વાટ, એક માગે ત્યાં એકવીશ મળે, પરંતુ કોઇ પણ સરસ ફળફળાદિ પોતાની નજરમાં આવ્યું એટલે એમને તો એ જાતેજ તોડીને ખાવાની વાત!"

"લાગે છે તો એવુંજ, મા...ળા ચીભડાં પણ એવાં પાક્યાં છે કે જોનારની નજર લાગે! એલા ભીમા! આ તારા વાડામાંથી બેચાર ચીભડાંનો કુંવર સાહેબને નજરાંણો કરી આવ, નહિં તો એમના જીવને ચેન નહિ પડે!"

"ઈ વાત સોળ આનાને બે પાઈની! ખીમાભાઈ પારકાની નાડ બરાબર પારખી શકે છે!"

"હાલ્ય ભીમા, તું બ્હીતો હો તો હું તારી સાથે આવું."

અને રતુમડાં પાકાં મીઠાં મધ જેવાં ચીભડાંની ફાંટ ભરીને ભીમો અને ખીમો કુંવરસાહેબની સલામીએ આવ્યા.

વસ્ત્રો બદલીને બેઠેલા કુંવરે ઠાવકું મ્હોં રાખીને તેમની એ ભેટનો સ્વિકાર કર્યો, અને મલ્લી વિષે પોતાને ઉપજેલી જીજ્ઞાસા એ ખેડુતો પાસેથી જરૂરી માહિતિ મેળવીને તૃપ્ત કરી લીધી.

કુંવરને પગે લાગીને રામરામ કરીને ખેડુતો ચાલ્યા ગયા. કુંવરના મુખમાંથી ઉદ્દગાર નિકળી પડયો, 'મલ્લીને બાયડી બનાવવામાં બ્રહ્માએ ભૂલ કરી લાગે છે!'

## ૨૩. પાઘડી ઉડાડી!

માનસિંહજીએ આ વાત બહાર ન પડે એવી બનતી સાવચેતી રાખી હતી. પરંતુ વાત ઉડતી ઉડતી રણમલસિંહજીના કાને પડી. માનસિંહજી જેવા શરીરે સશક્ત અને પહેલવાન જેવા કદાવર જુવાનજોધને ફુલની માફક ઉપાડી લેનાર બાઈ કેવી જબરી હશે એવો વિચાર તેમને આવ્યો અને તેને નજરે જોવાનું કુતુહલ થયું.

તપાસ કરતાં એમને જણાયું કે એતો ખેંગાર પટેલના દીકરાની નવી-મલ્લી છે!

કાંઈ પણ પ્રયોજન વગર નાડોદાવાસમાં જવું અને તેમાં પણ કોઈના ઘરે ખાસ કારણ વિના જવું એ રણમલસિંહજી જેવા ધર્મનિષ્ઠ રાજાને શોભે તેમ નહોતું. એ બહાર નિકળે છે કે નહિં તેની તપાસ કરતાં તેને ખબર મળી કે મલ્લી અમદાવાદિયા ખેતરમાં હંમેશાં બાજરો ટોવા જાય છે.

આ ખબર ઉપયોગી નિવડી. ખેતરમાં મલ્લીને જોવામાં પોતાના ગૌરવને કોઈ જાતની હાની પહોંચવાની કે લોકનિંદા થવાની ભીતિ ન્હોતી. તેમણે ત્યાં જવાનો નિર્ધાર કર્યો.

એકાદ મહાન વ્યક્તિનું સામૈયું કરવા જતા હોય તેમ તેમણે ઘુઘરીઆળા બળદોવાળી વીસ દમણીઓ જોડાવી, પોતાના માનીતા દરબારીઓને સાથે લીધા, અને સૌ સીમમાં નિકળી પડયા.

ખેંગાર પટેલ આ અસાર સંસારનો ત્યાગ કરી ગયા હતા. ખેતીવાડીનો બધોય ભાર પુંજા ઉપર આવી પડયો હતો, અને અર્ધાંગનાનું બિરદ દીપાવતી હોય તેમ મલ્લી એ કાર્યમાં રાત દિવસ પોતાના પતિના પડખેજ ઉભી રહેતી.

હળવદની સીમમાં ખેંગાર પટેલે બાર પરાજાનું અગોર ખેતી માટે ઘેરી લીધું હતું, જાતી દેખરેખ અને અંગ મહેનતથી જમીનને કેળવી હતી, અને પોતાના પુત્ર માટે કાચું સોનું પાકે એવી ધરતીનો વારસો મુકયો હતો. પાછળથી મલ્લીએ 'ખેડ, ખાતર અને પાણી એ ધનને લાવે તાણી' એ સુત્ર લક્ષમાં રાખીને સારામાં સારો પાક નીપજાવવાની કોશીશ કરી હતી. એની જમીન અમદાવાદિયા ખેતર તરીકે ઓળખાતી હતી અને એમાં તો માથાં વાવ્યા હોય તો પણ ઉગે એવી અતિશયોક્તિ કરીને લોકો એ ખેતરનું મહત્ત્વ વધારતા!

મોતી જેવા દાણાવાળા બાજરીયા પવનની લહેરમાં આમતેમ ડોલી રહ્યા હતા, અને મલ્લી પશુપક્ષીઓથી એનું રક્ષણ કરવાને માટે



ગોફણમાંથી ઘમઘમ અવાજ કરતો પાંચીકો વછુટ્યો અને પાઘડીને માથા ઉપરથી ઉડાડી મુકી.

વીરાંગનાની વાતો ]  પૃ. ૨૯૯.  [ મલ્લી

ચોમેર નજર રાખતી પોતાની ગોફણનો ઉપયોગ કરી રહી હતી.

એવામાં એણે બળદના કંઠે લટકાવેલી ઘુઘરીઓનો રણકાર અને દમણીના પૈડામાં નાખેલા ઝાંઝરીઆનો ઝણકાર સાંભળ્યો અને તેના કાન સરવા થયા. ગરૂડ પક્ષીની માફક તીણી નજર કરીને તેણે દૂર જોવા માંડયું.

તેણે જોયું કે સંખ્યાબંધ દમણીઓ ધોરી માર્ગ ઉપર જવાને બદલે તેના ખેતર તરફ વળી આવે છે!

એ વિચારમાં પડી. 'શું દમણીઓના હાંકનારા આંધળા હશે? કે કોઈ વટેમાર્ગુઓ માર્ગ ભૂલ્યા હશે?'

પરંતુ જોતજોતામાં એની શંકાનું સમાધાન થઇ ગયું. એણે જોયું કે એ દમણીઓ પોતાના ખેતરમાં પ્રવેશ કરવા તત્પર બની છે!

તેણે પોતાની ગોફણમાં એક પાંચીકો મુક્યો, ગોફણને બરાબર તોળી જોઇ, ધમમમ...કરતી એને ચકર ચકર ફેરવી, અને જોરથી તેનો ઘા કર્યો.

**ધનુષ્યમાંથી તાતું તીર છુટયું હોય તેમ એ ગોફણમાંથી ધમમમ અવાજ કરતો પાંચીકો વછુટયો અને મોખરે ચાલતી દમણીના ખેડુતની પાઘડીને બરાબર આંટીને તેણે એ પાઘડીને માથા ઉપરથી ઉડાડી મુકી.×**

"ઓ બાપરે!" એ સારથીના મુખમાંથી ચીસ નિકળી ગઈ.

## ૨૪. સ્ત્રી શક્તિ.

"કેમ? શું છે? રતના? દમણીમાંથી સત્તાવાહક સ્વરે પ્રશ્ન પુછાયો.

"રાજસાહેબ! સારૂં થયું કે પાંચીકો પાઘડીમાં વાગ્યો, જો

× જુઓ ચિત્ર.

લમણામાં વાગ્યો હત તો હમણાંજ મારા રામ રમી જાત ! એ પાંચીકાનો અવાજ હજી પણ મારા મગજમાં ભમ્યા કરે છે ! "

રાજસાહેબે દમણીમાંથી કુદકો માર્યો, મ્યાનમાંથી તલવાર કાઢી અને પોતાના સારથીના પ્રાણ લેવાનો પ્રયત્ન કરનાર વ્યક્તિ જો હાથમાં આવે તો તરતજ તેનું માથું ધડથી જુદું કરવા તેઓ અધીરા બન્યા.

પરંતુ બીજીજ ક્ષણે તેમનો ક્રોધ ઓસરી ગયો. સામેથી શક્તિ સમી નિશ્ચલતાથી ડગ ભરતી એક સ્ત્રી હાથમાં ગોફણ સમણતી તેના તરફ ગૌરવ ભરી ચાલે આવી રહી હતી !

" રાજસાહેબ ! આજે આ શો ઉપાડો લીધો છે ? ઉભા મોલમાં દમણીઓ ચલાવીને ખેડુતના પેટ ઉપર પાટુ મારવી એ આપના જેવા ધર્મનિષ્ઠ રાજવીને ન શોભે !"

" મલ્લી ! મારે એ ઉપદેશ નથી સાંભળવો. આજે તો એવી જ ઇચ્છા થઈ છે કે આ અમદાવાદિયા ખેતરને વીંધીને પાછળની સડકે નિકળી જવું."

" હશે ! રાજા છો ! જાતજાતના તરંગો ઉભા કરનારા હજુરિયાઓનો કંઈ તોટો નથી. તેઓ તો ગમે તેમ કહે, પણ આપ રાજધર્મ કેમ ચૂકો છો ? "

" અને તું પ્રજાધર્મ કેમ ચૂકે છે ? રાજા એટલે સર્વસત્તાધીશ ! એ ચાહે સો કરે. ખેડુતથી એની સામે એક હરફ પણ કેમ ઉચ્ચારી શકાય ? "

" ધર્મ અન્યોન્ય ટકી શકે છે. રાજા પોતાનો ધર્મ ચૂકે પછી પ્રજા પણ પોતાનું પોત પ્રકાશે એમાં કોનો દોષ ? જ્યાં સુધી રાજા પ્રજાને પુત્રવત પાળે ત્યાં સુધી પ્રજા પણ રાજાને પિતા પ્રમાણે,

પરંતુ રાજા રક્ષક મટી ભક્ષક બને ત્યારે રૈયત પણ પોતાની સલા-મતીના ઉપાયો યોજે એમાં શું આશ્ચર્ય ?"

"પણ અમે તો આજે આ ખેતર વીંધીને અમારી દમણીઓ ખેતરમાંથી લઈ જવાના."

"અશક્ય ! કેવળ અશક્ય ! જ્યાં સુધી ખેતરના માલિકની મરજી ન હોય ત્યાં સુધી તો કદી પણ તેમ ન બની શકે."

"પરંતુ મારી મરજી પાસે ખેડુતની મરજી શા કામની ? મારો દ્દઢ આગ્રહ છે..."

"દ્દઢ આગ્રહ નહિં પરંતુ દુરાગ્રહ, રાજસાહેબ ! મને લાગે છે કે કોઈ હૈયાફુટાએ તમને અવળી સલાહ આપીને ઉંઠા ભણાવવાનો પ્રયત્ન કર્યો છે."

"અહોહો, તારી જીભ તો કરવતની માફક ચાલતી જણાય છે ને શું ? તું જાણે છે કે તું આવું ફાટયું ફાટયું કોની સામે બોલે છે ?"

"જાણું છું, રાજસાહેબ, બરાબર જાણું છું કે હું માત્ર ઝાલા-વાડમાંજ નહિં પરંતુ રાજસ્થાનમાં પણ પંકાયલા ઝાલાકુળના આભૂષણ રૂપ રાજ રણમલસિંહજીની સાથે વાત કરૂં છું. બેઅદબી માફ કરજો, પરંતુ મારાથી બોલ્યા વગર રહેવાતું નથી કે આજે અહીં મારા સમક્ષ ઉભેલા રણમલસિંહજી ધ્રાંગધ્રામાં વિષ્ણુમંદિર બંધાવનાર ધર્મધુરંધર રાજસાહેબ નથી, પરંતુ કોઈ આસુરી માયાથી મલિન બનેલા સત્તાધીશ રાજવી છે."

"તું ફાવે તેમ બોલ્યા કર, પરંતુ અમે તો આજે અમારૂં ધાર્યું-જ કરવાના—આ દમણીઓ સાથે તારા લીલાછમ ખેતર સોંસરાજ પડવાના !"

"રાજા છો ! સત્તાધીશ છો ! આપની સત્તા કહાય આપને

ફાવે તે કરવાની છુટ આપતી હશે, પરંતુ ન્યાય નીતિ અને ધર્મ આપને એ અધર્મને પંથે કદી પણ ચઢવા દેશે નહિ. બાપુ! વિચારો, સમુદ્ર માઝા મુકે તો પછી રંક માનવપ્રાણીનું શું ગજું? આપ આપનું ધાર્યુંજ કરવા માંગતા હો તો પછી અમારે એમજ માનવું જોઇએ કે અમારૂં અન્નજળ ખુટયું! રાજા રૂઠે તો પછી અમારે કયાં જઈ રળી ખાવું?"

"બાઈ! તું નકામી હઠ કરે છે. અમારી દમણીઓ ખેતરમાંથી જાય તેથી થોડો ઘણો પાક કચરાય તેમાં તારો રોટલો થોડોજ ટળી જવાનો છે?"

"માફ કરો, રાજસાહેબ! આ કંઈ રાજમાર્ગ નથી. પરાયા ખેતરમાં માલિકની મરજી વિરૂદ્ધ પ્રવેશ કરવાનો મોટા ચમરબંધીને પણ અધિકાર નથી." મલ્લીએ સાફ સંભળાવી દીધું.

## ૨૫. કસોટી.

"ત્યારે શું તું અમને આ ખેતરમાં થઇને નહિંજ જવા દે?"

"નહિં, કદી નહિં, કોઈ કાળે પણ નહિ. જ્યાં સુધી આ મલ્લી અહીં જીવતી જાગતી બેઠી છે ત્યાં સુધી તો એક ચકલું સરખું પણ આ ખેતરમાં ફરકી શકનાર નથી!"

"ધાર કે કોઈ હરામખોરો પગપાળા તારા ખેતરમાં ઘૂસી ગયા હોત તો તું શું કરત?"

"શું કરત? તમે હમણાંજ ન જોયું? પુછી જુઓ આ તમારા સારથીને! જેમ એની પાઘડી ઉડી ગઈ તેમ આ ગોફણમાંથી છુટેલી ગોળી મારા ખેતરમાં ચોરી છુપીથી પ્રવેશ કરનારનું લમણું ભાંગી નાંખત, અથવા તેના હાથ પગ ખોડા કરી નાંખત."

અને ગોફણ ફેંકવાની કળામાં પોતાની નિપુણતાની પ્રતીતિ કરાવવા

માગતી હોય તેમ તેણે ગોફણને હવામાં વીંઝી અને ચકડોળે ચઢાવી. ધમમમ કરતા અવાજથી વાતાવરણમાં ઘેરી ગર્જના ગાજી ઉઠી.

અને એ ગર્જનાથી રાજસાહેબની સાથે આવેલા દરબારીઓના હૈયા ધબકવા લાગ્યા. રખેને આ રણચંડી ક્રોધની ધૂનમાં એકાદ ગલોલો પોતાના તરફ ફેંકી દે એવી સૌના મનમાં ફાળ પેઠી.

રાજસાહેબ તો મનમાં ને મનમાં હસી રહ્યા હતા, અને મલ્લીની જનેતાને ધન્યવાદ આપી રહ્યા હતા. 'કેવી નિડર નારી! અબળા ધારે તો પ્રબળા બની શકે છે એનું આ પ્રત્યક્ષ પ્રમાણ. આવી વીર નારીઓથી મારી ભૂમિ બડભાગી બની છે એ મારા સદ્ભાગ્ય!'

તેમણે હોઠ દાબીને મુખ ઉપરના ક્રોધના ચિહ્નો જાળવી રાખવાનો પ્રયાસ કર્યો અને નેત્રો આરક્ત કરીને તેમણે ત્રાડ મારી, "એ બધી બડાઇની વાત જવા દે. અમે જાણી બુઝીને તારા ખેતરમાં અત્યારે પ્રવેશ કરીએ છીએ, બોલ તું શું કરી શકશે?"

"શું કરીશ? જોવું છે?"

તેણે છલાંગ મારી—વિફરેલી વાઘણ શિકાર ઉપર તરાપ મારે તેમ તેણે પોતાની પાછળ ચાર પાંચ ડગલાં દૂર બાજરીઆમાં ફેંકી દીધેલી તલવાર ઉપાડી લીધી.

રાફડામાંથી ફુંફાડા મારતી કાળી નાગણ નિકળે તેમ તેની તીખી તલવાર મ્યાનમાંથી બહાર નિકળી.

રણે ચડેલી રણચંડીની માફક ફાળ ભરીને રણમલસિંહજીની સામે આવીને તેણે પડકાર કર્યો, "આવી જાઓ! જેમણે ન્યાય અને નીતિના નામ ઉપર પુળો મુકયો હોય તે મનની મુરાદ પાર પાડવા આવી જાઓ. જ્યાં સુધી આ મલ્લી જીવતી છે ત્યાંસુધી તો કોઇની તાકાત નથી કે એક ડગલું પણ આગળ વધી શકે!"

રણુમલસિંહજીના હૃદયમાં આનંદ ઉર્મિઓનો ઘોષ ઉછળી રહ્યો. મલ્લી પોતાની પુત્રી હોત તો પિતાના વાત્સલ્ય ભાવે તે તેને ભેટી પડત, પરંતુ આતો પારકાની પત્ની! દુનિયાની નજરે—વ્હેવારની દૃષ્ટિએ એની સામે ઉંચી આંખે જોઇ પણ કેમ શકાય ?

પરંતુ હજી પણ એની વધુ કસોટી કરવા માંગતા હોય તેમં રણુમલસિંહજીએ કૃત્રીમ ક્રોધ ટકાવી રાખ્યો અને ત્રાડ મારી, "બાયલા-ઓ! જોઈ શું રહ્યા છો? એક બે બદામની બાયડી તમારા રાજાની સામે બડબડાટ કરે અને તમે તે મુંગે મોઢે સાંભળ્યા કરો છો? ધિક છે તમારી રજપૂતાઈને!"

સમજુને સાન બસ હોય છે. રણુમલસિંહજીના અપમાન ભર્યાં વચનોથી તેની સાથે આવેલા રજપૂત દરબારીઓને હાડોહાડ ક્રોધ વ્યાપ્યો. મ્યાનમાંથી તલવાર કાઢીને સૌ એક સામટા મલ્લી ઉપર ધસી આવ્યા.

"આવો, આવો, સ્ત્રી સમજીને મનમાં જરા પણ સંકોચ ન રાખશો. યુદ્ધે ચઢયા પછી સ્ત્રી કે પુરૂષનો ભેદભાવ નજ જાળવી શકાય. પુરૂષોના પરાક્રમો તો અનેક જોયાં હશે—એક વખત મારા જેવી અબળાના હાથનો સ્વાદ પણ ચાખી જાવ. આવો, ચાલ્યા આવો!"

અને કોડીબંધ રજપૂતોને પડકારતી એ રણુચંડી શી રજપૂતાણી તલવારને હવામાં વીંઝતી પરાક્રમનું પારખું કરાવવા અધીરી બની રહી. એકજ ઝાટકે એને પુરી કરવાની ઉમેદમાં રજપૂતો એના ઉપર તુટી પડવા આગળ ધસ્યા.

## ૨૬. રમણીરત્ન.

"સબુર, એક ડગલું પણ આગળ વધ્યા તો તમારી વાત તમે જાણો! તલવાર મ્યાન કરો! મલ્લી તો અણુમૂલું રમણીરત્ન છે એવી મારી ખાત્રી થઈ ચૂકી છે!

મલ્લી કંઈ ન સમજી. આજે આ શી રમત રમાય છે? બાળીને ભસ્મ કરી દે એવો રણમલસિંહજીનો ક્રોધ, ક્ષણે ક્ષણે બદલાતા તેના મુખ ઉપરના ભાવો અને છેવટે તેણે ઉચ્ચારેલા વચનો—એક બીજાના વિરોધી ભાવોનો શો અર્થ! તેને કંઇ ન સમજાયું.

"મલ્લી! બહેન! બેટા! તેં તારી જનેતાની કુખને અજવાળી છે. મને આજેજ ખબર પડી કે મારા રાજ્યમાં આવું ચીંથરે વીંટયું રત્ન પડયું છે. તારા જેવી શૂરવીર અને નીડર રજપૂત રમણીઓ હોય ત્યાં સુધી રજપૂતીના રણડંકા ચોમેર વાગ્યાજ કરશે અને રજપૂતીનો કીર્તિધ્વજ ચારે દિશાએ ફરકયા કરશે. મેં તારી નામના સાંભળીને તારી પરીક્ષા કરવાનો પ્રયત્ન કર્યો ને તેમાં તું પાર ઉતરી. તારૂં અદ્‌ભુત શૌર્ય અને દ્રઢ મનોબળ જોઇને હું પ્રસન્ન થયો છું."

"પિતાજી! સાચું કહેવા જતાં કંઈ અવિવેક થયો હોય તો ક્ષમા કરજો. અમે તો આપની રાંકડી રૈયત. આપ સુખેથી રહેવા દયો તો મહેનત મજુરી કરી ખાઇએ..."

"બસ, મલ્લી, હવે મારા અંતરમાં ઉભરાતી આનંદ ઉર્મિઓને ન અકળાવ. આજે તો મારી જીંદગીમાં ન જોયેલો બનાવ મેં નજરે જોયો છે. રાજા કે અધિકારી અવળે માર્ગે જતો હોય તો તેની શુદ્ધ બુદ્ધ ઠેકાણે લાવવી એ પ્રજાજનોનું કર્તવ્ય છે. એ કર્તવ્ય તેં બરાબર બજાવ્યું એ માટે તને ધન્યવાદ ઘટે છે!"

"એ આપની કૃપાદષ્ટિ, રાજસાહેબ!"

હર્ષપૂર્ણ નેત્રે રણમલસિંહજી મલ્લી તરફ જોઈ રહ્યા.

મલ્લીએ પિતા તુલ્ય રાજવીને ભાવપૂર્વક પ્રણામ કર્યા.

રણમલસિંહજીએ પોતાની તમામ દમણીઓ ત્યાંથીજ પાછી વાળી.

માર્ગમાં, મહેલમાં અને દરબારમાં તેઓ મલ્લીના પરાક્રમના વખાણ કરવા લાગ્યા.

## ૨૭. ઉપસંહાર.

'વા વાતને લઈ જાય' એ ન્યાયે અમદાવાદિયા ખેતરમાં બનેલા પ્રસંગની વાત જોતજોતામાં આખા ગામમાં ફેલાણી. સૌ કોઈ મલ્લીની નિડરતાના વખાણ કરવા લાગ્યા.

આખું ગામ જાણે અને પુંજો કાંઈ આ વાત જાણ્યા વગર રહે? નાડોદા જુવાનિયાઓ તેને અભિનંદન આપવા આવ્યા. "પુંજા, તારા તો નસીબજ ઉઘડી ગયા. રાજ રણમલસિંહજી જેવા ધર્માત્મા અને ઉદાર પુરુષ જેને પોતાની દીકરી કહે એના તો દળદર ફીટી જાય."

"એ તો પેલી કહેવત છે ને કે ભરતામાં સૌ કોઈ ભરે!"

"અરે એતો બધું ઠીક! પૈસા તો હાથનો મેલ છે, આવે અને જાય. પરંતુ દેશમાં ડંકો વગાડનારી જગદંબા જેવી ઘરવાળી મળે એ તો કોઈ પરભવના તપનું જ ફળ!"

"ત્યારે તો પુંજાભાઈએ પરભવમાં ઝાડની સાથે ઉંધા માથે લટકીને પંચાગ્નિનું સેવન કર્યું હશે! કેમ નહિં પુંજાભાઈ?" એક બટકબોલો જુવાનિયો બોલી ઉઠ્યો અને પુંજા તરફ જોઈને ખડખડાટ હસવા લાગ્યો.

"એ તો પુછી જો આ તારી ભાભીને. હું તો તે વાતમાં કંઈ ન સમજું."

ગોફણ સાથે ગેલ કરતી મલ્લીએ એજ વખતે ફળિયામાં પગ મુક્યો હતો, અને પોતાના પતિના મિત્રોની મીઠી મશ્કરી સાંભળી લીધી હતી. મરક મરક હસતી એ પુંજા તરફ જોઈ રહી.

પળવાર પછી પેલા જુવાનિયાઓ તરફ જોઈને તે વ્યંગમાં

બોલી, "ભાઈઓ, રખે તમે બધા આવતા ભવની આશાએ આવા બની જઈને ધૂણી ધખાવતા! પેલી મારી દેરાણીઓ બિચારી તમારા વગર ગાંડીઘેલી થઈ જશે!"

"ચાલો ભાઈ, ચાલો, આતો જેવા સંગ્રામમાં શુરા છે તેવાજ જવાબ આપવામાં જબરા છે! એમને છેડીને આપણે લાડવો ખાટીએ એવું નથી!"

અને એ જુવાનિયા પુંજા તરફ ઠઠ્ઠા મશ્કરી ભર્યા ચાળા કરતાં ત્યાંથી ચાલ્યા ગયા.

"મલ્લી! તેં તો આખા ગામને ચકડોળે ચઢાવ્યું. તારા અતુલ પરાક્રમ અને નિડર સ્વભાવથી આખા ગામમાં—અરે છેક દરબારમાં પણ તેંતો નામના મેળવી!"

"મારી નામના એ આપનીજ નામના ને!"

"એ વિવેક જવા દે. તારા પરાક્રમથી તો તેં મારા કુળની કીર્તિમાં વધારો કર્યો છે."

"અને આપના કુળની કીર્તિએજ મને ઉચ્ચ સ્થાન અપાવ્યું છે. હુંતો એ બધો પૂર્વજોના પુણ્યનો પ્રતાપજ માનું છું.

"અરે વાહરે તારો વિવેક! મારા ગોઠિયા બિચારા સાચુંજ કહેતા હતા કે તું બોલે બંધાય એવી નથી!"

અને કોઈ આગળપાછળ નથી એવી ખાત્રી કરીને તેણે મલ્લીને અણધાર્યું અડપલું કર્યું.

મસ્તીભર્યા નયને મલ્લી પોતાના પ્રેમાળ પતિ તરફ જોઈ રહી.

* * * *

વિ. સં. ૧૯૧૮ માં હળવદમાં આવેલી મલ્લીએ ૩૪ વરસો હળવદમાં ગાળી કાઢયા. ૧૯૫૨ માં તેની કાયા કથળી, અને તે મૃત્યુ

પામી. મરતી વખતે તે બે દીકરી અને ત્રણ દીકરાની આડીવાડી મુકી ગઈ હતી. તેના ત્રણ દીકરાના નામઃ કેસર, દાદો અને મોતી. આમાંથી દાદો નિર્વંશ ગયો છે, અને મોતી તથા કેસરનો પુત્ર વાઘો આજે પણ હળવદમાં હયાત છે.



# DHARAMPUR-NASIK

# MOTOR ROUTE

યાત્રાધામ તથા હવા ખાવાનાં સુંદર સ્થળો—

**નાસીક, ત્રંબક તથા દેવલાલી**

જવાનો ટુંકો—સીધો—સરળ મોટરનો રસ્તો.



ટુંકે રસ્તે-ઓછા ખર્ચે-સુખ સગવડથી મોટરમાં નાસીક તથા દેવલાલી
પહોંચી જવું હોય તો વાંચો પાછળ છાપેલી વીગતઃ—

## હવા ખાવા કે યાત્રા કરવા

### નાસીક તથા દેવલાલી જવું હોય ત્યારે

### હંમેશાં ટુંકા અને સગવડ ભર્યા

# ધરમપુર થી નાસીક

### ના **મોટર રસ્તાનો** લાભ લેજો.

આ રસ્તે **ધરમપુરથી નાસીક** ફક્ત ૭૭ માઇલ થાય છે! જરાપણ અથડામણ વગર ધરમપુરથી ફક્ત ૪ કલાકમાં નાસીક પહોંચી જશો. આખે રસ્તે પહાડ અને વનપ્રદેશના સુંદર દ્રશ્યો જોઇ તમે જરૂર પ્રસન્ન થશો.



બી. બી. સી. આઇ. રેલ્વેના — — —
વલસાડ સ્ટેશને ધરમપુર સુધીની — —
મોટર સર્વીસ હાજરજ હોય છે — —

(વલસાડથી ધરમપુર ફક્ત ૧૮ માઈલ છે.)

વધુ વીગત માટે મળો અગર પુછોઃ—




# સિસોદિયા મોટર સર્વીસ.

### ધરમપુર અને વલસાડ.

## "ગુણસુંદરી" કાર્યાલયમાં મળતાં સુંદર પુસ્તકો

### હાસ્યરસિક અને વાર્તા સાહિત્ય

| | | |
|---|---|---|
| ૧ વિનોદ વાટિકા | રા. કિશોર-વકીલની<br>૧૪ હાસ્યરસિક વાર્તાઓ | મૂલ્ય: રૂ. ૨-૦-૦<br>પોસ્ટેજ: રૂ. ૦-૩-૦ |
| ૨ મસ્ત-ફકીરની મસ્તી | રા. મસ્ત ફકીરે લખેલી<br>૧૦ હાસ્યરસિક કૃતિઓ | મૂલ્ય: રૂ. ૨-૦-૦<br>પોષ્ટેજ: રૂ. ૦-૩-૦ |
| ૩ વર્માની વિવિધ વાર્તાઓ | રા. જયકૃષ્ણ ના. વર્માકૃત<br>સામાજીકહાસ્યરસિકવાર્તાઓ | મૂલ્ય: રૂ. ૨-૦-૦<br>પોષ્ટેજ: રૂ. ૦-૩-૦ |
| ૪ મસ્ત-ફકીરનો હાસ્યભંડાર | રા. મસ્ત-ફકીરે રચેલી<br>આઠ હાસ્યરસિક વાર્તાઓ | મૂલ્ય: રૂ. ૧-૮-૦<br>પોષ્ટેજ: રૂ. ૦-૨-૦ |
| ૫ સોળ સુંદર વાર્તાઓ | ગુજરાતના વિવિધ લેખકો-<br>ની વાર્તાઓ-**ભાગ ૧ લો** | મૂલ્ય: રૂ. ૧-૮-૦<br>પોષ્ટેજ: રૂ. ૦-૨-૦ |
| ૬ સોળ સુંદર વાર્તાઓ | ગુજરાતના વિવિધ લેખકો-<br>ની વાર્તાઓ-**ભાગ-૨જો** | મૂલ્ય: રૂ. ૧-૪-૦<br>પોષ્ટેજ: રૂ. ૦-૨-૦ |
| ૭ હાથીના દાંત | રા. પુરૂષોત્તમ ત્રીકમદાસે<br>રચેલું સુંદર નાટક | મૂલ્ય: રૂ. ૧-૦-૦<br>પોષ્ટેજ: રૂ. ૦-૧-૦ |

**ખાસ લાભ:** "ગુણસુંદરી"ના ગ્રાહકોને આ પુસ્તકો ૨૦ ટકા વળતરથી અપાશે. સાતે પુસ્તકો સાથે લેનારને રૂ. ૧૦) માં ઘેર બેઠાં મળશે.

મળવાનું ઠેકાણું :

**"ગુણસુંદરી" કાર્યાલય,** ૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઈ, ૪.

અથવા જાણીતા બુકસેલરો પાસેથી.

## સ્ત્રીઓને ખાસ ઉપયોગી પુસ્તકો:-

| | |
|---|---|
| સ્ત્રીગીત સંગ્રહ | કિં. રૂ. ૦-૧૦-૦ |
| શકુન્તલાની વાર્તા | ૦—૩-૦ |
| જનાનખાનાની બીબીઓ | ૧—૮-૦ |
| મહારાણી વિકટોરીયાનું જીવનચરિત્ર | ૧—૮-૦ |
| સવિતા સુંદરી | ૦—૪-૦ |
| અનારકલી અથવા અપરાધી અકબર | ૩—૦-૦ |
| અમરેશરી કટારી | ૩—૦-૦ |
| લીલા | ૧—૪-૦ |
| મીસરની મહારાણી | ૧—૮-૦ |
| રાજબા રણસુંદરી | ૧—૮-૦ |
| ભદ્રપુરની ભદ્રશ્યામા | ૨—૮-૦ |
| વીક્રમની ૨૦ મી સદી (ભાગ ૧, ૨) | ૫—૦-૦ |
| ગંગા-એક ગુર્જર વાર્તા | ૧-૧૨-૦ |
| ન્યાયમૂર્તિ રાનાડેનું કૌટુંબિક જીવન | ૧—૮-૦ |

ઉપરનાં તમામ પુસ્તકો નીચેના ઠેકાણેથી મળશેઃ-

**મેનેજર, "ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,**

સાસુન બીલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ ૧

